આવ્યો, બીજે સત્વરતાએ બોલાવ્યો ॥ સાં૦ ॥૧૬॥ હવે કહો કુણની પાસે જાશું, અતિથી પ્રણામ મિત્ર ના થાશું ॥ સાં૦ ॥ વચન માત્રના હતારે વિલાસા, તેહની પણ શી સબળી આશા ॥ સાં૦ ॥ ૧૭ ॥ અથવા એ શી મુજને ચિંતા, તે પણ મિત્ર લગારેક હુંતા ॥ સાં૦ ॥ કોઇને કોઇથી હોય ઉપકાર, તેહનો જોકિ કવણ પ્રકાર ॥ સાં૦ ॥ ૧૮ ॥ આવ્યો સોમદત્ત ઇમ ચિંતી, ઘરે પ્રણામ મિત્રને નિભરતિં ॥ સાં૦॥ ઉઠયો કૃત અંજળી તે પુછે, સ્વાગત કહો કારણ મુઝ શું છે ॥ સાં૦ ॥ ૧૯ ॥ કહે પુરોહિત રાજવૃતાંત, છાંડું સીમસારય[1] કરે તંત ॥ સાં૦ ॥ મીઠડા બોલનો હું છું રણીઓ, કરૂં સહાય કહે તે ગુણીઓ ॥ સાં૦ ॥ ૨૦ ॥ સંતને સપ્તપદી[2] હોય મૈત્રી, કરૂં હવે હું તેહ પવીત્રી ॥ સાં૦ ॥ પુંઠરખો હું છું મત બીહે, વિરૂઓ ન થાવા દ્યું કોઇ દીહે ॥ સાં૦ ॥ ૨૧ ॥ પૃષ્ટે બાંધી બાણ ને ભાથો, ચાપ અદ્વિજય કરી ચલ્યો સાથો ॥ સાં૦ ॥ પ્રણામ મિત્ર પુરોહિત કેડે, રહેતો સઘળો

૧ સહાય્ય કરતો આ રાજ્યની સીમ બહાર જતો રહું. ૨ સજ્જનોની મૈત્રી સપ્તપદી એટલે સાત ડગલા સાથે ચાલ્યાજ હોયતો પણ બદલો આપનારી થાય છે.

વિઘ્ન વિહેડે ॥ સાં૦ ॥ ૨૨ ॥ તે સાથે ગયો ઇચ્છિત ઠામે, સોમદત્ત તીહાં બહુ સુખ પામે ॥ સાં૦ ॥ ઇહાં ઉપનય ભાખે ભગવંત, સોમદત્ત તે જીવજ તંત ॥ સાં૦ ॥ ૨૩ ॥ નિત્ય મિત્ર તે દેહ કહાવે, નિત્ય પાળ્યો પણ સાથે નાવે ॥ સાં૦ ॥ પર્વમિત્ર તે બંધવ મિલીઆ, સ્મશાન સત્વર જાઈ પાછા વળીઆ ॥સ૦॥ ॥ ૨૪ ॥ પ્રણામ મિત્ર સરિખો એક ધર્મ, સાથે આવે તે આપે શર્મ ॥ સાં૦ ॥ દાક્ષિણ્યે પણ કીધો તે મીઠો, સુજસ વિલાસ કરંતો દીઠો ॥ સાં૦ ॥ ૨૫ ॥

દુહા

તિણે કારણ પરલોક હિત, ધર્મ ન છંડું જાણ; ન વી મંડું રતિ વિષયથી, ધર્મ તે ત્રિભુવન ત્રાણ[1] ॥૧॥ વિશ્વાધાર વસુંધરા, રહે જેહને આધાર; શેષનાગ મંત્રજ વિણ, ધર્મ તે હિત નિરધાર ॥ ૨ ॥ ત્રીછો અગનિ ન જે બળે, ઉરધ વાય ન વાય; ધાવા પૃથ વી નવિ પતે[2], તે સવિ ધર્મ ઉપાય ॥ ૩ ॥ જળ ધિ મહિ રેલે નહીં, આસાસે જે મેહ; તે પ્રભાવ સ વી ધર્મનો, જાણો અતુલ અછેહ ॥ ૪ ॥ ઉગે સૂરજ

૧ ત્રણ ભુવનને શરણભુત. ૨ આકાશ પૃથવી ઉપર પડી નથી જતું તે.

ચંદ્રમા, કરે વિશ્વ ઉપકાર; ઋતુગતિ જગસ્થિતિ જે ચલે, ધર્મને[1] યોગ તે સાર. ॥ ૫ ॥ પડતો રાખે તાત પરે, અખઇ મિત્ત પરિમગ્ગ;[2] પોખે નિજ મા તા પેરે, ધર્મ તે અચળ અલગ્ગ ॥ ૬ ॥

ઇતિ શ્રી જંબુ પ્રાકૃત પ્રબંધે ચતુર્થાધિકારઃ

---

દુહા

આગે હવે સુણીએ કથા, પુરણ તે દીએ પ્રેમ; અરધ થાકતો મનદહે, અરધ દગ્ધે નય જેમ ॥ ૧ ॥ મુગ્ધા પ્રૌઢાપરે હોયે, અથવા સવિ સુવિલાસ;[3] -હૃદ ય ગમ પતિ સમ મીલે, જો કવિ ઉચિત અભ્યાસ ॥ ૨ ॥ તર્ક વિષમ પણ કવિ વયણ, સાહિત્યે સુકુમાર; અ રિગજગંજન પણ દયિત, નારી મૃદુ ઉપચાર[4] ॥ ૩ ॥

---

૧ દુહા. ૨-૩-૪-૫ માં ધર્મશબ્દે ધર્માસ્તિકાય અથવા વસ્તુધર્મ (સ્વભાવ) જાણવો. ૨ મીત્રની પરે મારગ કહે. ૩ પ્રથમ મુગ્ધા નો અને પછી પ્રૌઢાનો વિલાસ જેમ વિશેષ આનંદકારક થાય છે તેમ રસે કરીનેવૃદ્ધિ પામતા કવીના વચનો જાણવા.

૪ તર્ક જે ન્યાયશાસ્ત્ર તેને વિષે તો જે કવીના વચનો વિષ મ છે તેમનાજ વચનો સાહિત્ય (રાસાદિ) ને વિષે સુકમાળ હોય છે. જેમ શત્રુના ગજને હણવાની શક્તિવાળા સ્વામીના પોતાની સ્રીને વિષે તો મૃદુ ઉપચારજ હોય છે તેમ.

કરે સુકવિ પદ યોજના, તે વાણી વ્યાપાર; શોભા તેહ ને હાય છે, તે મહોટો આચાર ॥૪॥

ઢાળ.

(ધણરા ઢોલા) એદેશી.

હવે જયશ્રીવાણી વદેરે, સુણ પીઉ સાચા સિદ્ધિ ॥ ગુણરા જ્ઞાતા ॥ નાગશ્રી પરે શું કહે રે, કુટક થા અપ્રસિદ્ધિ ॥ રંગરા રાતા ॥ આવો આવોરે સુગુણ સંગ કીજે, નરભવનો તે લાહો લીજે, પ્રેમ પ્યાલા ગટગટ પીજે, દુઃખદોહગ દુર ગમીજે; યૌવન સમય છે જોર ॥ ગુણ૦ ॥ ૧ ॥ પુર રમણીય તણો ધણીરે, હુઓ કથા પ્રિય[1] ભૂપ ॥ ગુ૦ ॥ વારે વારે તે કથા સુણેરે, નાગર[2] સુખથી અનુપ ॥રં૦॥ ૨ ॥ તે પૂરે એક દરિદ્રી હુઓ રે, કણ આજીવી વીપ્ર ॥ ગુ૦ ॥ તેહ નિરક્ષર મુખ્યનો[3] રે, વારો આવ્યો ક્ષિપ્ર ॥ રં૦ ॥ ૩ ॥ શી તેહને કહેવી કથા રે, જીભ ખળાએ તામ ॥ ગુ૦ ॥ તે ચિંતે મુઝ શું હુશે રે, રખો દીએ કારા[4] ઠામ ॥ રં૦ ॥ ૪ ॥ બેટી પુછે કુંઆરડ રે, દેખી ચિંતા ગ્લાન ॥ ગુ૦ ॥ હેતુ કહો તવ સા ક

---

૧ કથા જેહને વહાલી છે એવો. ૨ નગરના લોકો. ૩ મુર્ખ સિરોમણી. ૪ કારાગૃહ. બંદીખાના. ૫ તારે ઠેકાણે, બદલે.

હે રે, જાઉં હું તુજ કાન[1] ॥ રં૦ ॥ ૫ ॥ ન્હાઇ તે ગઇ નૃપ કન્હે રે, પહેરી ધોળાં ચીર ॥ ગુ૦ ॥ આશિષ દેઇ કહે કથા રે, સુણીએ સાહસ ધીર ॥ રં૦ ॥ ૬ ॥ તેહની તેહવી અક્ષોભતા રે, વિસ્મિત રાજા દેખિ ॥ ગુ૦ ॥ કાન માંડે સુણવા કથા રે, બીજી વાત ઊવેખિ ॥ રં૦ ॥ ૭ ॥ તે માંડે કહેવા કથા રે, એકજ પુરે છે એક ॥ ગુ૦ ॥ નાગશર્મા અગ્નિ હોત્રીયો રે, ધરે કણ ભિક્ષા ટેક ॥ રં૦ ॥ ૮ ॥ સોમશ્રી તેહની પ્રીયા રે, તેહની પુત્રી હું એહ ॥ ગુ૦ ॥ નાગશ્રી નામે ભલી રે, પામી યૌવન સસનેહ ॥ રં૦ ॥ ૯ ॥ હું એક ચટ દ્વિજ પુત્રને રે, દીધી માત પિતાય ॥ ગુ૦ ॥ મુકી ગયા ઘર એકલી રે, પામી પ્રયોજન કાંય ॥ રં૦ ॥ ૧૦ ॥ એહવે તે દ્વિજ સુત આવીયો રે, એ કાકિણી મુજ ગેહ ॥ ગુ૦ ॥ સામગ્રી અણુપહુચતે રે, ત્રાચવતું તે નેહ ॥ રં૦ ॥ ૧૧ ॥ સ્નાન અશન વિધિ સાચવી રે, દીધી વાટ તે એક ॥ ગુ૦ ॥ સર્વ સ્વજન ઘર નહી હતું રે, કીધો ઉચિત વિવેક ॥ રં૦ ॥ ૧૨ ॥ સુખે સુઇ કોમ શકું રે, ફિરે બહુલા જીહાં સાપ ॥ ગુ૦ એક સથારે સુતી ધીરચતા[2] રે, તેહને હુઓ સ્મર

૧ તારે કાકણિ, બાઇ. ૨ વિચાર બુધિ કરીને.

વ્યાપ[1] ॥ રં. ॥ ૧૩ ॥ વિષય વિરોધન લાસથી રે, ક્ષોભથી મુઓ દ્વિજ તેહ ॥ ગુ० ॥ સૂખ રોગ મેં ચિંતવ્યું રે, મુઝ દોષે મુઓ તેહ ॥ રં० ॥ ૧૪ ॥ કહું વાત કુણ આગળે રે, કરશે કવણ ઉપાય ॥ ગુ० ॥ ખંડ કરી ઘાલ્યો ખાડમાં રે, તિમ કર્યું જિમ ન જણાય ॥ રં० ॥ ૧૫ ॥ ધુપ પુષ્પની વાસમાં રે, દીધી સહિ મહકાય ॥ ગુ० ॥ માતપિતા પણ આવીયા રે, સહુને ઠાસ સુહાય ॥ રં० ॥ ૧૬ ॥ રાજા પુછે કુમારિકા રે, કહ્યું તેં જુઠ કે સાચ ॥ ગુ० ॥ સા કહે જિમ સઘળી કથા રે, સાંભળો તિમ એ સાચ ॥ રં० ॥ ૧૭ ॥ ઇમ નૃપને વિસ્મિત કર્યો રે, નાગશ્રીએ કહી વાત ॥ ગુ० ॥ ભોળવો પીઉ તુમે અમ્હ તથા રે, સુજસ કહી અવદાત ॥ રં० ॥ ૧૮ ॥

દુહા

જંબુ કહે સુણો સવી પ્રિયા, ન હું વિષય રસ લીન; જિમ લલિતાંગ કુંઅર હુઓ, ભવ સાયર જળ મીન ॥ ૧ ॥

ઢાળ.

(ચોપાઈ)

નગર વસંતપુર છે અતિ વડું, આખંડલપુ

1 કામ વાધ્યો.

ર[1] હોય તેવડું; આણાએ વજ્રાયુધ[2] જિસ્યો, ભુપ શતાયુધ નય[3] ઉલસ્યો ॥ ૧ ॥ લલિતા દેવી લલિતા કાર, તેહની હુઇ સુંદર શૃંગાર; કામ ધામ લીલા ઉ દ્દામ, સકળ કળા કેરો વિશ્રામ ॥ ૨ ॥ સહસ્ર નેત્ર ત ણું મન હરે, નેત્ર ત્રિભાગ પ્રસાદ જે કરે; કળા ચો સઠ તસ અંગે વસે, ચ્યાર ચંદ[4] શેવે તે મિસ્યે ॥ ૩ ॥ મત્ત બારણે ચઢી અન્યદા, નયન વિનોદ રેવા મુદા; દેખે હેઠ સંચરતા લોક, દીઠો એક જુ ાન અશોક ॥ ૪ ॥ ધમ્મિલે મસ્તક દ્વિક ધાર, મૃગ દ પંકિલ મુંછે ઊદાર; જાણે મદ ઝરતો હાથીઓ, લોએ ધનપતિ સાથીઓ ॥ ૫ ॥ વૃષભ ખંધ ઉર ફટ વિશાળ, ચરણ પાણી પંકજ સુકુમાળ; ગ્રીવા ર ચરણે વિન્યસ્ત, કંચન ભૂષણ અતિહિ પ્રશસ્ત ૬ ॥ નવ કર્પુર સહિત તંબોળ, અરૂણિત મુખ શો ારંગરોળ; ભાળ તિલક માનુ મદન પતાક,[5] અંગ મ છળ લવણિમ ચાક ॥ ૭ ॥ ધુપાયિત અંશુક[6] ામોદ[7], મેંહુર મારગ વિહિત વિનોદ; પ્રથમ અન

---

૧ ઈંદ્રનું નગર, ઈંદ્રપુરી. ૨ ઈંદ્ર. ૩ ન્યાય. ૪ એક ચંદ્રની કળા હોય અને આ સ્ત્રીમાં તો ૬૪ કળા છે તેના માટે ૪ દ્રમા શેવતા હોયની ! ૫ ભાળનાં તીલક ધ્વજા જ છે. ૬ વસ્ત્ર. ૭

ગ અદ્રશ્ય નિરમ્યો, શ્રી સુત માનુ બીજો વિધિ ઘ
ડ્યો ॥ ૮ ॥ શંકર ભાળ હુતાશનિ કાય, સ્મર હોમ
મયિ તેણે એ ભાવ; થાય શી નવી ઊપમા સંભવે,
તે દેખે લલિતા ચિંતવે ॥ ૯ ॥ તવ તેહને સ્મર-શી
ખ્યા પાઠ, સાત્વિક ભાવ પ્રગટ હુવા આઠ; જાણે
દીયું આલિંગન ઘણું, નારિ જન્મ સફળતો ગણું ॥
॥ ૧૦ ॥ સહસ દંસોલા ખેલે દેખ, પ્રેમ સંભાપણ કો
ડિ વિશેષ; નિર્ભર આલિંગન તે અમૂલ, જાણીયે જે
હવું સુરતરૂ ફુલ ॥ ૧૧ ॥ પંખિણી હોત તો ઊડી
મળું, સ્વયં દુતિ હુઈ હેજે હળું; સરજી હોત જો મુ
ગતામાળ, લાગી કંઠ રહત સુકુમાળ ॥ ૧૨ ॥ વેદ જ
ડા વિધિશ્યું પાંતરે, સુભગ કીશ્યું રાખે અંતરે; જો
ડે જોડું જો કિરતાર, વિસારૂં તો નવિ ઉપકાર ॥
॥ ૧૩ ॥ કાયા શુભ છાયા તો રહે, રાગશ્યું જોડે
તો ગહગહે; ચંદ્રા વિણ નિશિ હોય શામળી, નિશિ
વિણ વિધુ તનું રૂચી ઝામળી ॥ ૧૪ ॥ ચતુર ચેટિ
કા જાણે ભાવ, કહે સ્વામિની એ છે ઊચિત બના
વ; એહ તરૂણસ્યું તુઝ ચિત્ત રમે, ચંદ્ર કુમુદિની
પેરે ગમે ॥ ૧૫ ॥ ઘન દેખીને નાચે મોર, વળી આ
નંદે નાચે ચકોર; ચતુર દેખી ચતુરા ઊલ્લસે, નિજ

સ્વભાવ થકી કુણ ખસે ॥ ૧૬ ॥ લલિતા કહે તુઝ છે મન જ્ઞાન, તો જોવું જો એ મળે યુવાન; મન હરી લીધું સૂની કરી, કરને ખબર એહની તું ખરી ॥ ॥ ૧૭ ॥ કુણ એ કુણનો સુત કીહાં રહે, માહરું હૃદય-મદન અતિ દહે; મેળવી એહને તાપ ગમાળ્ય, પહેલા ખબર સકળ જઇ લાવ્ય ॥ ૧૮ ॥ ખબર લેઈ આવી ચેટિકા, વીનવે ધૈર્ય તણી પેટીકા, એહજ નગરનો વાસી તેહ, નામે છે લલિતાંગ સુદેહ ॥૧૯॥ સાર્થવાહ સમુદ્રવિજય નામ, તેહનો સુત ગુણગણ અભિરામ; બહુત્તર કળા ભણ્યો સુલીન, તરૂણ સુઠામે તુઝ મન લીન ॥ ૨૦ ॥ ઇહાં લીનું તુઝ મન સોહીએ, હાર એણિ જિમ તરૂણી હીયે; હેમ મુદ્રિકા રતને જડી, તસ યોગે સોહશે પડવડી ॥ ૨૧ ॥ નારિ માંહે તું ગુણવંત, પુરૂષ સોભાગી તે છે સંત; બીહું સંયોગ કહે તો કરૂં, સા કહે વચન કરો નિજ ખરૂં ॥ ૨૨ ॥ ઇમ કહી રાણી દીએ કર લેખ, પ્રેમ અંકુર અંભોદ વિશેષ; શ્લોક લખ્યો છે તેહમાં એક, જેહથી જાગે મન્મથ ટેક ॥ ૨૩ ॥ દાસી તે દીએ લલિતાંગને, કહે સુખ વાચિક બેસી કન્હે; ચટુ ઉપચારે થયો તે ખુશી, વાંચે લેખ હૃદય ઉલ્લસી ॥ ॥ ૨૪ ॥ યતઃ

यदा दृष्टोसि सुलग, तदाद्यापि वराक्यहं;
पश्यामि त्वन्मयं सर्वं, योगंनानु गृहाणमां १

ઢાળ.

વાંચી શ્લોક તે ચેટી પ્રત્યે કહે, મુઝ મન છે તેહને મતે કહે; પણ કીહાં સા અંતેઉર વાસ, વણિક માત્ર હું કીહાં વડ આશ ॥ ૨૫ ॥ મેરૂ શિખર છે જે સુરલતા, તે કરસે કુણપરે ભુમિતા; ઇમ મેં નૃપ રમણીનો ભોગ, કિમ પામીજે શુભ સંયોગ ॥ ॥ ૨૬ ॥ હુંશ કરે હિયડા તેહવી, જે પરે હોય ધૃતિ રતી નવનવી; જે દૂરલભ જન દૂર અંદેશ, નેહ તેહનો આપ કિલેશ ॥ ૨૭ ॥ ચંદ્ર મંડળે છે સારી સુધા, વસુધાગત વંછે તે મુધા; નરને નવી લાગે પાહુઆ, પણ કીમ જમે ખરગત લાહુઆ ॥ ૨૮ ॥ દાસી કહે જે હોય અસહાય, તેહને દુઃકર વિકટ ઉપાય; ચિંતા તું મત કરજે કદા, હું સહાય છું તાહરે સદા ॥ ૨૯ ॥ તુઝને અંતેઊર આણેશ, કોઇ નહીં જાણે તેમ ઠવેશ; ફુલમાંહે રહ્યા સંચરે, તેડયા આવે ભય મત કરે ॥ ૩૦ ॥ જઇ ચેટીએ તે કહ્યા ઉદ્દંત, રાણી પામી હર્ષ અત્યંત; સાચિતે તસ

સંગમ સદા, કૌમુદી મહોત્સવ આવ્યો અન્યદા ॥ ૩૧ ॥ દુગ્ધ શુદ્ધ સખર નર નીર, ક્ષેત્ર ફળ્યા ને સુરભી સમિર; નગર બાહ્ય ભુમે તે જાય, આખેટક લીલા એ રાય ॥ ૩૨ ॥ નૃપ ઘર દેખી વિજન ઉત્તંગ, દાસી આણે તે લલિતાંગ; નવી યક્ષ પ્રતિમાને મિસે, લલિતા ચિત્ત વિનોદ છે તીસે ॥ ૩૩ ॥ લલિતાને લલિતાંગ તે મળ્યા, મનમાં વંછિત સઘળા ફળ્યા; આલિંગન દીએ માંહોમાંહિ, વલી પ્રક્ષ પરે અધીક ઉચ્છાહિં ॥ ૩૪ ॥ અનુમાનાદિ કળા કોવિદા[1], સો વિંદલ[2] તે જાણે તદા; અંતેઉરે પર પુરૂષ પ્રવેશ, હુઓ છે નહીં શંકા લવલેશ ॥ ૩૫ ॥ લુટાણા આપણ છું એમ, તે ચિંતવતા પૂરણ પ્રેમ; પૂરી આખેટક અભ્યાસ, રાજા આવ્યો લિલવિલાસ ॥ ૩૬ ॥ તેણે ભુમિપતિ વિનવ્યો, અંતેઉરે છે પરનર ઠવ્યો; અંતેઉરે તસ્કર પરે જાય, અણુંહાણે પાયે[3]તવ રાય ૩૭ ॥ દત્તદ્રગ[4] દેખે તવ સાય, દાસી દૂરથી આવત રાય; રાણીને કહે બિહુ મળી હવે, ઉપરથી બાહિર પરઠવે ॥ ૩૮ ॥ ઘર પાછળ તે કૂપે

---

૧ અનુમાનથી જાણે તેવા ડાહ્યા. ૨ વ્યંડળ. પોજા. ૩ ઊઘાડે પગે. ૪ દીધી છે દૃષ્ટિ જેણે એવી.

પડ્યો, ગુફા માંહે કૌશિક[1] જિમ નડ્યો; અશુચિ નરકવાસે દુઃખ સહ્યો, પૂરવ સુખ સંભારત રહ્યો ॥ ૩૯ ॥ ચિંતે જો ઇહાંથી નીકળું, એહવા ભોગમાં તો નવી કળું; દીઠો ભોગનો એહ ઊદર્ક, કરું કુશીલનો નહીં સંપર્ક[2] ॥ ૪૦ ॥ રાણી દાસી કૂપે નિત્ય, નાખે એઠ અનુકંપા નિમિત્ત; શુનક પરે તેણે જીવે તેહ, હા હા કર્મ વિપાક અછેહ ॥ ૪૧ ॥ વર્ષા આવ્યે ખળખળ ખાળ, વર્ષા મંદિરના અતી અસરાળ; કૂપ ભરાણે તે જળે વહ્યો, વપ્રદ્વાર[3] બાહિર જઈ રહ્યો ॥ ॥ ૪૨ ॥ તૂંબી જળ પરે પરિખા નીર[4], નાખ્યો ઉછાળી પરિખા તીર; નીરે પીડ્યો મુર્છા લહે, શબ પરે પડ્યો બહુ દુઃખ સહે ॥ ૪૩ ॥ આવી ધાવ્ય તસ પુણ્યે તીહાં, જાણે કુળદેવી ગહગહ્યાં; દીઠો આણ્યો તેણે ગોપવી, પામી હરખ નિજ મંદિર ઠવી ॥૪૪॥ પાળિતો તેહ કુટુંબે ખરે, સ્નાન અભ્યંગ અશન આચરે; છીન્ન રૂઢ શાખાપરે[5] તેહ, ફરીને નવો હુઓ સુર દેહ ॥ ૪૫ ॥ ઇહાં ઉપનય લલિતાંગ સમાન, ધરે કામભોગે બહુ માન; જીવ તે સર્વ શરીરી ત

---

૧ ઘુવડ. ૨ સંસર્ગ. સમાગમ. ૩ ગઢમાંથી પાણી નીકળવાના ખાળ. ૪ નગર ફરતી ખાઇનું પાણી. ૫ છેદાયેલી વૃક્ષની શાખાની જેમ.

ણો, ભવઅભિનંદી લક્ષણ સુણો ॥ ૪૬ ॥ ક્ષુદ્ર લોભ રત સફળ અધીન, મત્સર ભય યુત શઠ અતિ હીન; નિષ્ફળ આરંભી અજ્ઞાન, ભવઅભિનંદી હોય નિદાન ॥ ૪૭ ॥ કામભોગ સુખ મીઠાં પુરે¹, પરિણામે દારૂણ બહુ પરે; તે તો લલિતા દેવી રૂપ, ગર્ભવાસ જાણો બહુ કૂપ ॥ ૪૮ ॥ અશનાદિક માત્રાએ કરી, ગર્ભ પોષણ વેળા ઉછરી; અશૂચી કૂપથી ખાળે જેહ, યોની ગર્ભ નીકળવું તેહ ॥ ૪૯ ॥ કોટિ બાહિર પરિખા ઉત્સંગ, જેહ પતન તસ જાણે રંગ; નિપ તનય તન સુખતિકા ધરે, ગર્ભવાસથી હોય બહુ પરે ॥ ૫૦॥ પરિખા તીરે મુર્છા કહી, કોશ બાહિર નીકળવે સહી; કર્મ તણી પરિણતી તે ધાવ્ય, પોષ્યો પૂરભવ સરખે ભાવ ॥ ૫૧ ॥ કહો ફરી તે કહીએ લલિતાંગ, કરે દેવી લલિતાનો સંગ; તો જિમ જન્મ વિપાકતા જાણુ, કરૂં વિષય સુખ હું સુપ્રમાણુ ॥ ૫૨ ॥ દેખી વિપાક જે પાળે શિળ, તે સજ્જન આચાર સલીલ; ધરે શિળ જે વચન અસંગ, તેતો યોગ સુજસનો રંગ ॥ ૫૩ ॥

---

૧ પહેલાં.

દુહા

દૃઢ નિશ્ચય જાણી કરી, હવે જંબુની નાર; આ
ઠે કરજોડી વદે, તું તરીઓ અમ્હ તાર ॥ ૧ ॥ છા
યા જિમ કાયા થકી અળગી ક્ષણ નવ હોય; તીમ અ
મ્હે તુઝથી કીમ રહું, અળગા વાલીમ જોય ॥ ૨ ॥
પંચ સાખે પ્રેમે દીઓ, હાથ ઉપરજ હાથ; ભોગે
જો પીઉ ભવિ બન્યો, જોગે[1] હો તુઝ સાથ ॥ ૩ ॥

ઢાળ.

( બીજી વહુઅર વીનવે હો ) એ દેશી.

આઠ વહુઅર વીનવે રે, હવે પામી પ્રતિબોધ;
વ્હારાં મ્હાંને લીજીએ રે, થેં છો વડવર જોધ[2] ॥ મ્હાં
કા વાલિંમ છાંડયા કીયું જવાશે. આપણકા કીયું
છોડો હો, અવસારયું રતિ જોડો હો; છાંડયા કીયું
જવાશે ॥ ૧ ॥

અર્થ–તમ્હે સિદ્ધ તો અમ્હે આઠ સિદ્ધિ. તમે હર તો
અમે આઠ સુરતિ.

થેં સિદ્ધ તો મ્હોં સિદ્ધિ છાંસેં, હરતો સુરતિ આઠ;

અર્થ–તમે આકાશ તો અમે આઠ દિસા. તમે ચંદન તો
અમે ચંદનકાષ્ટ.

થેં અંબરમ્હેં દિશિભલીરે, વાસ તો ચંદનકાઠામ્હાંારા

૧ દિક્ષામાં. ૨ શ્રેષ્ઠ એવા મોટા યોદ્ધો.

અર્થ-તમે ચંદ્રમા તો અમે જયોત્સના. તમે કલ્પવૃક્ષ તો અમે કલ્પવેલી.

થે ચાંદા મ્હેં ચાંદણી રે, થે તરૂઅરમે વેલિ;

તે સાથે મુકાઇ જઇએ પણ મુકીયે નહીં. સ્નેહ સહિત વળગી જ રહીએ.

સુકા નેણ મુકાં નહીંરે, લાગી રહું રંગરેલ ॥મ્હાં॥૩॥

તમે નંદનવન સમાન તો અમે કેતકી. તમે દીપક તો અમે જ્યોત.

થે વન તો મ્હે કેતકી રે, થે દિપક મ્હે જયોતિ;

તમે યોગી તો અમે અભુનિ. તમે અધિકારી તો અમે ખડીઓ કલમ.

થે યોગી મેં ભૂતિ છાંરે, અધિકારી તો દોતિ ॥મ્હાં॥૪॥

તમે આંબા તો અમે માંજરી. તમે કમળ તો અમે પરાગ.

થે આંબા મેં માંજરીરે, થે પંકજ મ્હે ભાગ;

તમે સુર્ય તો અમે કમલિની. તમે રસ તો અમે રંગ.

થે સુરજ મેં પદ્મની રે, થે રસતો મ્હે રાગ ॥મ્હાં॥૫॥

તમે પરવત તો અમે પૃથ્વિ. તમે ફળીભુતક્ષેત્ર તો અમે ફરતી વાડ.

થે ધરણીધર મ્હે ધરાંરે, ક્ષેત્ર ફલ્યા તો વાડ;

તમે પુણ્ય તો અમે તેની વાસના. તમે ભાગ્ય તો અમે કપાળની રેખાઓ.

થે પુણ તો મ્હે વાસનારે, ભાગ્યતો રેખા નિલાડ ॥ મ્હાં૦ ॥ ૬ ॥

તમે સ્વયંભુરમણ સમાન તો અમે ગંગા નદી તુલ્ય. તમે વરસાદ તો વીજળી.

થે સાયર મ્હે નદીરે, થે ધન તો મ્હે બીજ;
સેંકડો શાખાએ વિસ્તરીત એવા તમે વડ તો અમે બીજ.
શત શાખાએ વિસ્તર્યોરે, થે વડતો મ્હે બીજા ॥મ્હાં॥૭॥
તમે કંચન સમાન તો અમે તેની કાંતિ. તમે નંગ તો અમે વીંટીઓ.
થે કંચન તો મ્હે વર્ણિકારે, નંગ તો મુદ્રા સાર;
તમે ચંપાનું ફુલ તો અમે તેની પાંખડી. તમે હાર તો અમે તેની મણીઓ.
થે ચંપક મ્હે પાંખડીરે, મણિયાં થેજે હાર ॥મ્હાં॥૮॥
તમે દેરાસર અમે તેની વેદિકાઓ. તમે ઉત્તમ ગૃહતો અમે ઉપર ધ્વજા.
થે પ્રાસાદ તો મ્હે વેદિકારે, સૌધતો ધ્વજ લહકંત;
તમે દ્વિપ થશો તો અમે ફરતી જગતિઓ થશું અને દાંતની જીવ્હાને જેવી અકયતા રાખશું.
દ્વિપ હુતાં જગતિ હુસ્યાં રે, સેળજ્યું રસના દંત ॥ મ્હાં૦ ॥ ૯ ॥
જો તમે સંયમતો અમે ધારણા. જો તમે રૂપવાળા તો,અમે રૂપ.
જો સંયમ તો ધારણારે, જો રૂપીતો રૂપ;
જો તમે સાકાર તો અમે સાકારતા. અનુભવમાં અનુપમ એવી.
સાકારે સાકારતારે, અનુભવમાંહી અનૂપ ॥મ્હાં॥૧૦॥
અંતરંગના રસની ગોષ્ટિને જાણનાર તો એક અંતરયામીજછે.
અંતરયામી જાણશે રે, અંતરંગ રસ ગોઠિ;
અને દ્રષ્ટાંતમાં જે -હુધગત હોય છે તે હોંઠ આવે છે.

દૃષ્ટાંતે જ ભાખત્તુરે, હૈયે તે આવે હોઠ ॥મ્હાં॥ ૧૧॥ સંયમ લેતા સાથ છે રે, પ્રથમ દશાએ સરાગ; ધર્મ સન્યાસિ પ્રકટ હુશે રે, ઇમ તેહનો પણ ત્યાગ; ॥ મ્હા૦ ॥ ૧૨ ॥ કેતા કહીએ બોલડારે, તુમ્હે છો ચતુર સુજાણ; છેહ મ દેજ્યો સાહિબારે, સુજસ વિલાસ પ્રમાણ॥ મ્હા૦ ॥ ૧૩ ॥

દુહા.

માતપિતા સસરા સગા, હવે પામ્યા પ્રતિબોધ; જંબુપ્રતિ કહે તું ભલે, પામ્યો આતમ શોધ ॥ ૧ ॥ અમને પણ દિક્ષા હજો, આદરસ્યું તુમ્હ સાથ; ધિર સખા જો સાથિ હોયે, અરિસ્યું દીજે બાથ ॥ ૨ ॥

ઢાળ.

(ચંદન કાઠેરૂ દળીઓ જાતા વચો) એ દેશી.

સંયમ શીલરા સકટ જોત્રાવજો, પુણ્ય ક્રિયાણા ભરાવજો; વ્યાપારી જન સાથ બોલાવજો, ભવ અટવી વોલાવજોરે ॥ જ્ઞાનીરા સાયબા, તું અમ્હેં આહેરે લારાંહી લેવા ॥ ૧ ॥ સાર્થવાહ તુમે નામ ધરાવજો, ભાવના પેટી ભરાવજો; ભાગો ભાગો લાભ કરાવજો, ચોરીરી ભીતિ વરાવજોરે ॥ જ્ઞા૦ ॥ ૨ ॥ ચારિત્ર ધર્મરા સુભટ રખાવજો, સાથરા જનને શિખાવજો; વિ

ષમ વિષય ફળ ભોગ દીખાવજો, અનુભવ અમૃત ચ ખાવજોરે ॥ જ્ઞા૦ ॥ ૩ ॥ અધ્યાતમરા ડેરા[1] કરાવજો, વયરાગરી વાડ બનાવજો; ધ્યાન ગીતરા ખેલાવજો, રંગમેં રંગ જનાવજોરે ॥ જ્ઞા૦ ॥ ૪ ॥ જંગલમેં પ ણ મંગળ લાવજો, પ્રણિદ્ધિ પ્રવૃત્તિ વિભાવજો; વિઘન જયે સવી નટ્ટ લાવજો, સિદ્ધિ સંપદ પાવજોરે ॥જ્ઞા૦॥ ॥ ૫ ॥ જે[2] જસ ન હોયે તે તસ આપજો, અરથોની આપદા[3] કાપજો; નિજ કીર્ત્તિ નરે ત્રિભુવન વ્યાપજો, અપ્પા[4] ગુણમાંહી થાપજોરે ॥ જ્ઞા૦ ॥ ૬ ॥ અણુત્તર પદ વિનિયોગ સંભારજો, મુગતિ પાટણમાં પધારજો; સાર્થવાહ પદ સુજસ વધારજો, વિનતી એ અવધાર જોરે ॥ જ્ઞા૦ ॥ ૭ ॥

દુહા

સાતપિતા પુછી ત્રતે, તુઝ સહાય પવિત્ર; થાઇ શ હું ઉતાવળો, પ્રભવ કહે સુણુ મિત્ર ॥ ૧ ॥

ઢાળ.

(ચારિત્રનો ખપ કરજો સુસાધુ) એદેશી.

જંબુ ભાખે સુણયો સાચા મિત્ત, ચારિત્ર તે જગ

---

૧ તંબુ. ૨ જ્ઞાન દર્શન ચારિત્ર. ૩ સંસારના કષ્ટરૂપ આપ દા. ૪ આત્મા.

તાર છેલો; ધર્મે ઢીલ ન કીજે સાચા મિત્ત, વિલંબતે ન વારૂ છેલો; કીધું તે ગાંઠે બાંધ્યું સાચા મિત્ત, ઉતાવળનો સાંસો છેજો; કાલિતણો દિન ભરવો સાચા મિત્ત, અણદાતાનો ફાંસો છે જો ॥ ૧ ॥ અતીત અનાગત અર્થે સાચા૦ જ્ઞાનીને ન પ્રમાણ છે જો; વર્ત્તમાન યોગે સાચા૦ તેહજ ચિત્તે આણે છે જો; ઋજુસુત્ર નયે ઇણપરે સાચા૦ આતમ ગુણ અંજુઆળે છે જો; અધ્યાતમ જળ ઝીલે સાચા૦ પાતિકડા પખાળે છેજો ॥૨॥ ચઢતે ભાવે આવે સાચા૦ શ્રદ્ધા તે વખાણી છે જો; ધર્મ્યું સો વાયે જાય સાચા૦ ધર્મ શ્રદ્ધા ભાજે છે જો; જાવજીવ તે પાળે સાચા૦ એહવી જીનવાણી છે જો; દડવડી ધર્મે જુડે સાચા૦ જીનશાસન તે રાજે છે જો ॥ ૩॥ બંદિખાને પડિયો સાચા૦ લગન ન જોસ જોવે છે જો; સંધિ જે વેળા પામે સાચા૦ નિસરવું તવ હોવે છે જો; કરવા માંડયું કીધું સાચું સાચા૦ તે એહજ ભાવે લાગે છે જો; ધર્મ વિના કેમ રહીએ સાચા૦ ધર્મ તણી રૂચિ જાગે છે જો ॥ ૪ ॥ સ્વજન કુટુંબમાં જાતાં સાચા૦ ધર્મે ધૈર્ય ધરવું છેજો; તરૂ પંખી મેળો
ચા૦ એહમાં કાંઇ ન
સા અંતે ઝુરી

હી સાચા૦ હોઇએ ભવદુઃખ ઉદ્ધરવું છે જો ॥ ૫ ॥ નેહે તીલ પીલાયે સાચા૦ વેળુ નવી પીલાયે છે જો; સસને દુંદદધી મથીયે સાચા૦ યંત્રે ઇક્ષુ ગળાયે છે જો; નેહ ન કીજે કોઇશ્યું સાચા૦ કીજે તો એક સાહુશ્યું જો; સાયર તરીયે નાવે[1] સાચા૦ કીમ તરીયે નિજ બાહુશ્યું જો ॥ ૬ ॥ વિઘન મ હોજો તુમ્હને સાચા૦ એ આશિષ અમારીછે જો; હિતવંછક દીએ આશિષ તે સાચા૦ સુકૃત નગરની બારી છે જો; ધર્મ ધ્યાનની ધારા સાચા૦ વિઘન જયે નિરધારી છે જો; મૃત્યુ જયને[2] જાપે સાચા૦ તુઝને સિદ્ધિ કરાવી છે જો ॥ ૭ ॥ ત્વરિત[3] સમાગમ કરજો સાચા૦ સહાય કરવા ઇચ્છા છે જો; ધર્મ સગાઇ તે સાચી સાચા૦ બીજી સઘળી મિથ્યા છે જો; મોટે કાજે મોટ સાચા૦ પુંઠે પરાક્રમ પૂરે છે જો; સુજસવિલાસ સુહુથ્થી સાચા૦ તો અરિ સેના ચુરે છે જો ॥ ૮ ॥

દુહા

ઇમ સવિનય પ્રતિબોધ કરી, ધરી વિશુદ્ધ સંકેત; જંબુ વિમળ પ્રભાત હુયે, સજ્જ હુવો દિક્ષા હેત. ॥

---

૧ વહાણે કરીને. ૨ પંચ પરમેષ્ટિ મંત્રના. ૩ ઉતાવળે.

દિક્ષા મહોત્સવ ભક્તીપરે, આપ સંવાહે કુમાર; લે ચ્ચિીં શુધ્ધે તે બંન્યો, અનૂપમ તેજ અંબાર[૪] ॥ ૨ ॥

ઢાળ.

( તુઝ બાવનીની ) એ દેશી.

શુભ તીરથ ઉદકે, સ્થાન કરી મનોહાર; અંગ રાગ તે કીધો, બાવના ચંદન સાર; ચિત્તમાંહી અણુ માન્યું, શુકલ ધ્યાનનું નૂર; બાહિર આવી લાગ્યું, ઉજ્વળ માનુ કપુર ॥ ૧ ॥ મણીકંચન ભુષણ સબળ ઝળામળ તેજ, સોહે તનૂ પેરયા, હિયડે હાર સહેજ; સ વંગિ અલંકૃત કલ્પવૃક્ષ પરે છાજે, મનમાં નિરાગી પણ એહ કલ્પ[૫]ન ભાજે ॥ ૨ ॥ વરદેવ અનાદૃત[૬] સાનિધ્ય પુરણ હાર, શણગારે સઘળે પુરણ જંબૂ કુમાર; શિર છત્ર વિરાજે રજનીકર અનુકાર, બીહું પાસે લટકે ચામ્મર ચંચળ સ્સાર ॥ ૩ ॥ બહુ મુલ રતનમય મંગળ રંગ અભંગ, શિબિકા આરોહે જેમ મૃગપતિ ગિરિ શૃંગ; દાન બહુ વિધ દીજે કીજે સબ ળ મંડાણ, પંચ શબ્દા વાજે ગાજે ઢોલ નિશાન ॥ ૪ ॥ ભુંગળ ભેરી નફેરી વાજે વંશતે વીણા, તાલ તવિલ કંસાલને નાદે સુર પણ લીણા; સરલી સરણા

૪ સમુદ્ર. ૫ આચાર. ૬ જંબુ દ્વિપનો અધિષ્ઠાયક દેવ.

વિનાશીક છે. જીવનો મૂળધર્મ અવિનાશી છે. એમ ચિંતવવું તે પેહેલી અનિત્યભાવના.

૨ અશરણ ભાવના—શરણ નહીં તે. સંસારમાં મરણ સમયે જીવને શરણ રાખનાર કોઇ નથી. માત્ર એક સત્ ધર્મનુંજ શરણ સત્ય છે. એમ ચિંતવવું તે બીજી અશરણભાવના.

૩ સંસારભાવના—આ આત્માએ સંસાર સમુદ્રમાં પર્યટન કરતાં કરતાં સર્વ ભવ કીધા છે. એ સંસારી જંજીરથી હું ક્યારે છુટીશ. એ સંસાર મારો નથી. હું મોક્ષમયિ છું. એમ જે ચિંતવવું તે ત્રીજી સંસારભાવના.

૪ એકત્વભાવના—આ મારો આત્મા એકલો છે. તે એકલો આવ્યો છે. એકલો જશે. પોતાનાં કરેલાં કર્મ એકલો ભોગવશે. એમ અંતઃકરણથી ચિંતવવું તે ચોથી એકત્વભાવના.

૫ અન્યત્વભાવના—આ સંસારમાં કોઇ કોઇનું નથી, એમ ચિંતવવું તે પાંચમી અન્યત્વભાવના.

૬ અશુચિભાવના—આ શરીર અપવિત્ર છે. મળમૂત્રની ખાણ છે. રોગ જરાનું નિવાસ ધામ છે. એ શરીરથી હું ન્યારો છું. એમ ચિંતવવું તે છઠ્ઠી અશુચિભાવના.

૭ આશ્રવભાવના—રાગ, દ્વેષ, અજ્ઞાન, મિથ્યાત્વ ઇ

ત્યાદિક સર્વ આશ્રવ છે. એમ ચિંતવવું તે સાતમી આશ્રવભાવના.

૮ સંવરભાવના—જ્ઞાન, ધ્યાનમાં પ્રવર્તમાન થઈને જીવ નવાં કર્મ બાંધે નહીં તે આઠમી સંવરભાવના.

૯ નિર્જરાભાવના—જ્ઞાન સહિત ક્રિયા કરવી તે નિર્જરાનું કારણ છે. એમ ચિંતવવું તે નવમી નિર્જરાભાવના.

૧૦ લોકસ્વરૂપભાવના—ચૌદ રાજલોકનું સ્વરૂપ વિચારવું તે દશમી લોકસ્વરૂપભાવના.

૧૧ બોધદુર્લભભાવના—સંસારમાં ભમતા આત્માને સમ્યગ્ જ્ઞાનની પ્રસાદી પ્રાપ્ત થવી દુર્લભ છે, વા સમ્યગ્ જ્ઞાન પામ્યો તો ચારિત્ર; સર્વ વિરતિ પરિણામરૂપ ધર્મ પામવો દુર્લભ છે. એમ ચિંતવવું તે અગિઆરમી બોધદુર્લભભાવના.

૧૨ ધર્મદુર્લભભાવના—ધર્મના ઉપદેશક તથા શુદ્ધ શાસ્ત્રના બોધક એવા ગુરુ અને એવું શ્રવણ મળવું દુર્લભ છે, એમ ચિંતવવું તે બારમી ધર્મદુર્લભભાવના.

આ પુસ્તક એ વાસ્તવિક રીતે શ્રીમદ્ રાજ્યચંદ્ર પ્રણીત ભાવનાબોધ, શ્રીમદ્ સદા. સુખદાસજીકૃત દ્વાદશાનુપ્રેક્ષા, વગેરે ભાવનાવિવેચક ગ્રંથોનું દોહન છે. તેમજ જૈન સુબોધ કાવ્ય, વૈરાગ્યશતક, તથા જૈનપત્ર

વગેરેપરથી કેટલીક સહાયતા લીધી છે. પુ. ભાઇ મનસુખલાલ રવજીભાઇએ આ પુસ્તક માટે દોહન થતી વખતે કેટલીક ઉપયોગી સલાહ આપી છે, તેથી તેઓનો આભાર માનું છું.

વાંચક ભવ્યજનોને વિનંતિ કરવામાં આવે છે કે, અજાણપણાથી તથા દૃષ્ટિદોષથી કોઇ ભૂલ રહેલ હોય તો તે સુધારી વાંચશો, અને જણાવવા કૃપા કરી તસ્દી લેશો. એજ વિનંતિ.

વી. મુ. શ્રુ.



# ભાવનાસ્વરૂપ.

## ૧ અનિત્યભાવના.

ઉપજાતિ.

વિદ્યુત લક્ષ્મી પ્રભુતા પતંગ,
આયુષ્ય તે તો જળનાં તરંગ;
પુરંદરી ચાપ અનંગ રંગ,
શું રાચિયે ત્યાં ક્ષણનો પ્રસંગ.

શ્રીમદ્રાજચંદ્ર.

જ્ઞાની પુરૂષો—લક્ષ્મી વગેરે વૈભવોને વીજળી જેવાં કહે છે. અધિકારને પતંગના રંગ જેવો કહે છે. આયુષ્યને પાણીનાં મોજાં જેવું કહે છે. કામવિકારને ઇંદ્રધનુષ્યના જેવા કહે છે. તેથી તે સઘળાં શાશ્વતાપણે ટકતાં નથી એમ જે કહે છે તે કેવળ સત્ય છે.

અનાદિકાળથી જીવ નિગોદમાં વસે છે, એક નિગોદ શરીરમાં સિદ્ધથી અનંતગુણા જીવ છે, તે બધાની પોતપોતાના કાર્મણ દેહ સંયુક્ત અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી અવગાહના એક દેહમાં છે. એવી રીતે સૂક્ષ્મબાદર નિગોદ જીવના દેહથી તથા પૃથ્વીકાયાદિ પાંચ સ્થાવરથી સમસ્ત લોક ઉપર નીચે આંતરરહિત ભરેલ છે. નિગોદ તથા પાંચ સ્થાવરમાંથી ત્રસપણું પામવું દુર્લભ છે. પુણ્યની જોગવાઇ પામે ત્યા

ય ત્યારે ત્રસપણું પામે. તેમાં વિકલત્રય ( બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરેંદ્રિયપણા ) માંથી પંચેંદ્રિયપણું પામવું મહા મુશ્કેલ છે. કદાપિ પૂર્વકૃત પુણ્યના સંજોગથી પંચેંદ્રિયપણું પ્રાપ્ત થાય, પણ મનુષ્યભવ પ્રાપ્ત થવો ચુલગ પાસાદિ દશ દૃષ્ટાંતે અતિ અતિ દુર્લભ છે. મોટા પુણ્યના સંચયથી મનુષ્યભવ પ્રાપ્ત થાય છે. મનુષ્યભવ એ મોક્ષ મેળવવાનું દ્વાર છે. દેવતાઓને પણ પ્રિય છે. કારણ કે તપ, વ્રત, નિયમ, ને સંયમાદિ, મનુષ્યભવમાંજ આચરણ કરી શકાય છે, અને સમ્યક્ પ્રકારે જ્ઞાન, દર્શન ને ચારિત્રને આરાધી એથીજ મોક્ષ મેળવી શકાય છે. તેથી સર્વ ભવમાં મનુષ્યનો ભવ શ્રેષ્ટ છે. મનુષ્ય દેહ, યૌવન પરિવાર, લક્ષ્મી આદિ પરિગ્રહ એ સઘળાં અનિત્ય અને ક્ષણભંગુર છે; એટલે ક્ષણમાં નાશ પામી જાય તેવાં છે. સંસારી જીવો એને વિષે પોતાનું હીત જાણી તેમાં લીન થઈ રહે છે. જો તેમને પોતાના ખરા સ્વરૂપનું ભાન થાય તો પરસ્વરૂપને પોતાનું સ્વરૂપ કેમ માને ? બિચારા જીવો મોહનીય ર્મના ઉદયથી સંસારની અનિત્ય વસ્તુમાં મોહ પામી મોહમાં મુંઝાયા પડયાછે. તે પૃથક્ પૃથક્ત્વપણે વિચારીએ.

જે દેહને નિત્ય સ્નાન કરાવો છો, સુગંધી પદાર્થો લગાવો છો, વસ્ત્રાભૂષણથી વિભૂષીત કરો છો, નાના પ્રકારનાં મિષ્ટ ભોજનપાનાદિ કરાવો છો, નાના પ્રકારની શુશ્રૂષા ઉઠાવવામાં કાળ વ્યતીત કરો છો, શય્યા, આ-

પાન, કામભોગ, નિદ્રા, શીત, ઉષ્ણાદિ અનેક પ્રકારે કરી પુષ્ટ કરો છો; વળી તેના પ્રત્યેની રાગ બુદ્ધિથી એવા અંધ બની જાઓ છો કે, ભક્ષ્યાભક્ષ, પેયાપેય, સત્યાસત્ય, ન્યાયાન્ય અને યોગ્યાયોગ્યના વિચારરહિત બની આત્મધર્મ ભૂલી અપયશ પામી કુગતિમાં પડો છો; પણ તેજ શરીર પાણી ભરેલા માટીના કાચા ઘડાની પેઠે જલદીથી ગળી નાશ પામી જાય છે. જેમ સાકર દૂધનું પાન કરાવી સર્પને પુષ્ટ કરવામાં આવે છે; પણ તેજ સર્પ પરિણામે દુ:ખદાયક થાય છે. તેમ ભક્ષ્યાભક્ષથી પુષ્ટ કરેલ શરીર પરિણામે મહા રોગાદિનું કારણ બની નાશ પામી જાય છે.

જ્ઞાનીપુરૂષો જુવાનીને પાણીના રેલા જેવી કહે છે. જેમ નદીમાં પૂર આવે છે, અને થોડીવારમાં પાછું ઉતરી જાય છે તેમ જુવાની જોત જોતામાં ચાલી જાય છે. તે મધ્યાનની છાયાની માફક એકદમ ઢળી જાય છે, કાંઇ સ્થિર રહેતી નથી. સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્રાદિનો અસ્ત-ઉદય થાય છે, હેમંત, વસંતાદિ રૂતુઓ જાય છે આવે છે; પણ જુવાની જે ગઈ તે કદિ પાછી આવતી નથી, ને દેહને જીર્ણ કરતી જરા અવસ્થા આવી પહોંચે છે. તે જરા જુવાનીરૂપ વૃક્ષને બાળનારી દાવાગ્નિ સમાન છે. ભાગ્યરૂપ ફૂલને કરમાવનારી અતિવૃષ્ટિ સમાન છે. સ્ત્રીની પ્રીતિરૂપ હરણીને વાઘ સમાન છે. જ્ઞાનરૂપ નેત્રને ઢાંકી દેનારી

છે. તપરૂપ કમળના વનને હીમ પડ્યા સમાન છે. દીનતા ઉપજાવનારી માતા સમાન છે. શ્વાસ લેવાના જોરને ઘટાડનારી છે. રૂપ ધનને ચોરવાવાળી છે. બળનો નાશ કરવાવાળી છે. આળસને વધારનારી છે, યાદશક્તિને ઘટાડનારી છે, અને મોતની દુતી સમાન છે.

વળી કહ્યું છે કે:—

શાર્દુલવિક્રીડિત છંદ.

ગાત્રં સંકુચિતં ગતિર્વિગલિતા, દન્તાશ્ચ નાશં ગતા,
દૃષ્ટિર્ભ્રશ્યતિ રૂપમેવ હ્રસતે, વક્ત્રં ચ લાલાયતે;
વાક્યં નૈવ કરોતિ બાન્ધવજનઃ, પત્ની ન શુશ્રૂષતે,
ધિક્ કષ્ટં જરયાભિભૂત પુરૂષં, પુત્રોઽપ્યવજ્ઞાયતે.

ભાવાર્થ—વૃદ્ધાવસ્થામાં શરીર સંકોચાઇ જાય છે. એટલે શરીરે કરોચલી વળી જાય છે. ગતિ પણ વિકલ થાય છે. એટલે જ્યાં પગ મૂકવો ધાર્યો હોય, ત્યાં ન મૂકાતાં બીજે ઠેકાણે મૂકાઇ જાય છે. દાંત પડી જાય છે આંખે ઝાંખ આવવાથી બરાબર દેખાતું નથી. રૂપ પણ દિવસે દિવસે ઘટતું જાય છે. મુખમાંથી લાળ ઝરે છે. બાંધવજનો તેમનું કહ્યું કરતા નથી, અને પરણેલી સ્ત્રી પણ સેવા કરતી નથી. માટે જરાથી પરાભવ પામેલા પુરૂષને ધિક્કાર થાઓ!!! કેમકે પુત્રો પણ વૃદ્ધાવસ્થામાં તિરસ્કાર કરે છે. એવી વૃદ્ધાવસ્થા પામ્યા છતાં, હે ભવ્યો! ધર્મકાર્યમાં નહીં જોડાતાં માત્ર પ્રમાદથી બેસી રહેવું એ મોટો અનર્થ છે.

સર્વ ઇંદ્રિય જનિત સુખ–જે દ્રષ્ટિગોચર છે. તે વરસાદના મેઘધનુષ્યની પેઠે વિનાશીક છે; એટલે જેમ મેઘધનુષ્ય થાય છે, ને થોડીવારમાં વિખરાઇ જાય છે, તેમ તે સુખ પણ થોડીવારમાં નાશ પામી જાય છે. પતંગીઆ ચક્ષુ ઇંદ્રિના વિષયથી દીવાની જ્યોતમાં પડી નાશ પામેછે. હરણ કર્ણઇંદ્રિયના વિષયથી મોહ પામી પારાધીથી નાશ પામે છે. હસ્તિ સ્પર્શ ઇંદ્રિયના વિષયથી મોહ પામી સપડાય છે. ભ્રમર કમળના વાસથી મોહિત થઈ કમળમાં સપડાઈ નાશ પામે છે. એમ એકેક ઇંદ્રિયના વિષયથી મોહ પામી પ્રાણીઓ નાશ પામે છે, તો મનુષ્યપ્રાણી જે પાંચે ઇંદ્રિયોના વિષયમાં આશક્ત છે તે નાશ કેમ ન પામે? અવશ્ય નાશ પામે. જેમ, અગ્નિ–ઘી, લાકડાં વગેરે હોમવાથી શાન્ત થતી નથી, પણ ઉલટી વધતી જાય છે, તેમ ઇંદ્રિયો નાનાં પ્રકારના વિષયો સેવવાથી વધારે મદોન્મત્ત થતી જાય છે. તેમના સેવનથી મોટા મોટા ચક્રવૃત્તિઓ પણ ઘોર નરકમાં પડયા છે; તો અન્ય પામર જીવોની શી દશા? માટે ઇંદ્રિયોનાં વિષયસુખને દુઃખદાઇ જાણી તેમને વશ કરો.

વિષય સેવવામાં જે સુખની ઇચ્છા કરો છો તે જીવવાને અર્થે ઝેર પીવા બરોબર છે. શિતળતાને અર્થે અગ્નિમાં પ્રવેશ કરવા સમાન છે. મિષ્ટ ભોજનને અર્થે ઝેરનું સીંચન કર્યા સમાન છે. ઝેર પીવાથી જીવી શકાય નહી, પણ મોતજ થાય છે. અગ્નિમાં પ્રવેશ કરવાથી

શિતળતા થતી નથી, પણ ઉલટી બળતરા વધે છે. તેમ વિષયનું સેવન કરવાથી અનંત સંસાર પરિભ્રમણ વધે છે.

આ શરીર નિરંતર રોગે કરી વ્યાપ્ત છે. જીવિતવ્ય મરણે કરી વ્યાપ્ત છે. ઈંદ્રિય-બળાદિ વિનાશીક છે. સમસ્ત વિષયો આત્માના સ્વરૂપને ભુલાવવાવાળા છે. એમાં રાચવાથી ત્રણે લોકનો નાશ થયો છે, થાય છે, અને થશે. એવી રીતે આ દેહ, અને તેને સબંધે રહેલાં જુવાની રૂપ-બળાદિ, અનિત્ય અને નાશવંત જાણો.

જેવી રીતે એક વહાણમાં ઘણા દેશના અને ઘણી જાતના લોકો બેઠા હોય છે. તે વહાણ જ્યારે કિનારે પહોંચે છે, ત્યારે સૌ કાંઠે ઉતરી પોતપોતાને ઠેકાણે ચાલ્યા જાય છે; તેવી રીતે કુળરૂપી વહાણમાં જુદીજુદી ગતિમાંથી આવી જીવો ઉત્પન્ન થાય છે. પછી આયુષ્ય પૂર્ણ થયે સૌ પોતપોતાના બાંધેલા કર્મ પ્રમાણે જુદી જુદી ગતિમાં જાય છે.

જે દેહથી પિતા, બાંધવ, પુત્ર, મિત્ર, માતા અને સ્ત્રી આદિનો સંબંધ થાય છે તેથી તેનાપર રાગ કરોછો પણ તેજ પિતાદિ દેહની સ્થિતિ પૂરી થયે તેને બાળી રાખ કરી નાંખે છે; અથવા તો માટીમાં દાટી દેછે; અથવા તો બીજા જીવો તેનો ભક્ષ કરી જાય છે, તેથી વિષ્ટારૂપ થઈ જાય છે, અને એકેક પરમાણુ જમીન આકાશના અનંત વિભાગમાં વિખરાઇ જાય છે. તે પાછા

કોઇ જાણે ક્યારે મળશે? આ રીતે તેમનો સંબંધ ફ-રી પ્રાપ્ત થતો નથી. વળી પિતા, માતા, ભ્રાતા, પુત્ર, સ્વજનો અને સેવકાદિની સાથે રહી સુખેથી જીવો છો તે સઘળો કુટુંબ પરિવાર શરદ ઋતુનાં વાદળાંની માફક વિખરાઇ જનારો છે. તે સંબંધ અવારનવાર દેખાય છે. વળી તેમની સાથે રહેવું તે-જેમ, ગ્રીષ્મઋતુમાં ચાર માર્ગની વચ્ચે આવેલા વૃક્ષની છાયામાં અનેક દેશના પંથીજનો આવી, બેસી, વિશ્રામ લઇ પોતપોતાને ઠેકાણે ચાલ્યા જાય છે; તેમ કુટુંબરૂપ વૃક્ષની છાયામાં આયુષ્યકર્મના ઉદય પ્રમાણે જીવો રોકાઇ પોતાના કર્માનુસારે જુદીજુદી ગતિમાં ચાલ્યા જાય છે. તેમની સાથેની પ્રીતિ પણ સ્વાર્થની છે, તો તે પ્રીતિ પણ નાશ પામી જાય છે. વળી જેમ સાયમ્કાળે સંકેત કર્યા વિના અનેક દિશાએથી પંખીઓ આવી એક ઝાડપર ભેગા થાય છે; અને પાછાં સવાર થતાં સંકેત કર્યા વિના જુદી જુદી દિશાઓમાં ચાલ્યા જાય છે, તેમ જીવો સંકેત કર્યા વિના પોતાના કર્માનુસારે એક કુટુંબમાં આવી ઉત્પન્ન થાય છે, અને આયુષ્ય પૂર્ણ થયે સંકેત કર્યાવિના પાછા જુદી જુદી ગતિમાં ચાલ્યાં જાય છે; કુટુંબી જનોનો આવો અનિત્ય અને અવારનવાર સંબંધ છે. એમ નિશ્ચય જાણો. હે ભવ્યો! તેમાં મોહે કરી રાગ શું કરો છો? સ્ત્રી, પુત્ર, મિત્ર અને કુટુંબાદિમાં મમતા ધરી પોતાના આત્મધર્મને ભુલી જવો એ અનર્થકારક છે,

જેઓ પોતાના આત્મસ્વાર્થને ભૂલી જઈ લક્ષ્મીના લોભમાં પડી રાત દિવસ ઘોર આરંભ કર્યા કરે છે; અવસરે ભોજન પણ કરતા નથી; ટાઢ તાપની વેદના સહન કરે છે; તેની પ્રાપ્તિની મહેનતનું પરિણામ રોગાદિ કષ્ટ થશે તે જાણતા નથી ને તેની ચિંતામાં ને ચિંતામાં રહી, રાત્રીએ નિદ્રા પણ લેતા નથી, વળી મરણાદિને નહિ ગણકારતાં સંગ્રામમાં, ઘોરસંકટમાં, સમુદ્રપ્રવાસમાં, અઘોર ભયાનક વનમાં, શરીરાદિ ધર્મ ન સાચવી શકાય તેવા દેશ પ્રદેશમાં મરણની કબુલાતે જાય છે, તેઓ બિચારા સમજતા નથી કે તેનો જે લક્ષ્મીને માટે આવો સતત પ્રયાસ છે, તેજ લક્ષ્મી ક્ષણભંગુર છે.

લક્ષ્મી અનિત્ય અને ક્ષણભંગુર છે. તે કુલીનમાં, ધીરમાં, પંડિતમાં, મૂર્ખમાં, સુરૂપમાં, કુરૂપમાં, પરાક્રમીમાં, કાયરમાં, અધર્મીમાં, ધર્માત્મામાં, કે દાતારમાં ક્યાંય રહેતી નથી. જેણે પુર્વભવમાં પુણ્ય કરેલ હોય છે તેની પાસે રહે છે. જો તે કુપાત્રે દાનાદિમાં કુતપે કરી ઉપજેલા જીવોના ખોટા ભોગમાં, કુમાર્ગમાં કે મદ્યપાનાદિમાં વપરાય તો દુર્ગતિએ પહોંચાડે છે. લક્ષ્મી, બુદ્ધિને બગાડનારી છે. તેના વિજોગથી જગતના જીવો અચેતન જેવા થઇ જાય છે. તે અનેક જીવોને ઠગી નીચ ગતિએ લઈ જાય છે. જો તે દાન ભોગ વિના તજવી પડે છે, તો આર્ત્તધ્યાન થાય છે. તેથી તિર્યંચગતિ ઉપજે છે.

વળી જે લક્ષ્મીદ્વારાએ રાજ્ય, ગામ, ગિરાસ, જમી-

ન, હાટ, હવેલી અને મકાન અર્થે અસત્ય, કુડકપટ, છળપ્રપંચ કરવામાં આવે છે, ભોળા લોકોને ઠગવામાં આવે છે, જોરાવર બની નિર્બળને મારવામાં આવે છે, તે લક્ષ્મી, અને તેથી ઉત્પન્ન થતાં પરિગ્રહના સઘળા સંબંધો જલદીથી નાશ પામવા યોગ્ય છે. પરિગ્રહના સ્વામીપણાનું અભિમાન કરતાં કરતાં અનેક જીવો ચાલ્યા ગયા, અનેક ચાલ્યા જતા પ્રત્યક્ષ દેખીએ છીએ, અને અનેક ચાલ્યાજતાં જોશુ; એવું વિચારી તેની મમતા તજી દે ભવ્યો!! તમારાં આત્માનું કલ્યાણ કરો! કલ્યાણ કરો!! કદાપિ તમારી પાસે પૂર્વે ચરેલા કર્મના ઉદયથી લક્ષ્મી હોય તો તેને વિષે આ રીતે ક્ષણભંગુરતા અનુભવી, તેને અસ્થિર જાણી દુઃખી જીવોના ઉપકારમાં, ધર્મ વધારનાર વિદ્યાનાં કૉલેજનમાં, ધર્મસ્થાનમાં, વિતરાગ સિદ્ધાંતના પ્રચારમાં વાપરી સફળ કરો. તમારા આત્માને ઉંચો લાવવાનું એ એક મુખ્ય સાધન છે. જ્ઞાનીઓનો આ અનુભવ લક્ષમાં લઈ લક્ષ્મીને વિષે અનિત્યતા અનુભવશો તો અનંત કાળ સુધીનું અનંત દુઃખ ટળશે.

આ સંસારમાં પટેલાઈ, શેઠાઈ, અમીરાત, દીવાનગીરી, રાજાધિરાજ, બળદેવ, વાસુદેવ, અને ચક્રવર્ત્તીપણું એમ અનેક પ્રકારની ઐશ્વર્યતા રહેલી છે. તે ઐશ્વર્યતા પામીને અજ્ઞાની જીવો, બિચારા પામર પ્રાણીઓને અનેક જાતનાં દુઃખ દે છે. અમલરૂપી કેફથી અંધ બની

ને ભ્રમ ઉપજાવનારૂં છે. અજ્ઞાની જીવ, ધન, જોબન, જીવિત, ઐશ્વર્ય, સ્વજન, પરજનાદિના મેળાપમાં આંધળો બની રહ્યો છે. પણ તે સર્વ ધન સંપદાદિનો મેળાપ અસ્થિર અને અનિત્ય છે. કારણ કે ચક્રવૃત્તિનો પણ ધન, સંપદાદિનો મેળાપ કાયમ રહ્યો નહીં તો આ દુઃષમ કાળના અલ્પપુણીઆ જીવોનો શી રીતે રહે? જુવાની વૃદ્ધાવસ્થાથી ઘેરાએલી છે. જીવિત મરણસહિત છે; સ્વજન પરજન મરણ સન્મુખ છે; લક્ષ્મી અનિત્ય અને ક્ષણભંગુર છે તો પછી કેમાં તમારી બુદ્ધિ કરો છો તેતો કહો??

જગતના સમસ્ત પદાર્થો અનિત્ય, અશાશ્વત અને વિનાશીક છે. આત્મા નિત્ય અને અવિનાશી છે તો આત્મકાર્યમાં પ્રવૃત્તિ કરાવનારી આ અનિત્યભાવના એક ક્ષણવાર પણ ભૂલી ન જાઓ. ભૂલી ન જાઓ.

માલીનિ છંદ.

ધણ કણ તનું જીવી, વીજ આકાર જેવી,
સુજન તરૂણ મૈત્રી, સ્વપ્ન જેવી ગણેવી;
અહં મમ મમતાએ, મૂઢતા કાંઇ માચે,
અથિર અરથ જાણી, એણસું કોણ રાચે. ૧
ધરણી તરૂ ગિરીંદા, દેખીએ ભાવ જેઇ,
સુર મનુષ્ય પરે તે, ભંગુરા ભાવ તેઇ;
ઇમ હૃદય વિમાસી, કારમી દેહ છાયા,
તજીય ભરત રાયા, ચિત્ત યોગે લગાયા. ૨
શ્રરવિમળ.)

# ૨ અશરણભાવના.

### ઉપજાતિ.

સર્વજ્ઞનો ધર્મ સુશર્ણ જાણી,
આરાધ્ય આરાધ્ય પ્રભાવ આણી;
અનાથ એકાંત સનાથ થાશે,
એના વિના કોઇ ન બાંહ્ય સ્હાશે.

શ્રીમદ્રાજચંદ્ર.

સર્વજ્ઞજીનેશ્વર દેવે નિસ્પૃહતાથી બોધેલો ધર્મ ઉત્તમ શરણરૂપ જાણીને મન, વચન અને કાયાના પ્રભાવવડે હે ચેતન! તેને તું આરાધ્ય, આરાધ્ય. તું કેવળ અનાથરૂપ છે તે સનાથ થઇશ. એના વિના ભવાટવી ભ્રમણમાં તારી બાંહ્ય કોઇ સાહનાર નથી. જે આત્માઓ સંસારનાં માયિકસુખને કે અવદર્શનને શરણરૂપ માને છે, તે અધોગતિ પામે છે. તેમજ સદૈવ અનાથ રહે છે.

ત્રણ લોકમાં દેવ, દાનવ, ઇંદ્ર કે મનુષ્યો પૈકી કોઇ એવું નથી કે જેનાપર કાળની ફાંસી નથી પડી. આયુષ્ય પૂર્ણ થયે સૌ કાળને આધીન છે. અનેક પ્રકારની રિદ્ધિ સિદ્ધિનો ધણી—અસંખ્યાતકાળ દેવલોકમાં વસનારો, ક્ષુધા તૃષાદિ ઉપદ્રવરહિત શરીરવાળો, અસંખ્યાત બળ પરાક્રમનો ધણી, જેની સેવામાં અસંખ્યાત દેવતા

ઓ હાજર હોય છે, તેના દેવેંદ્રનું આયુષ્ય પૂરૂં થયે દેવલોકથી એક પળમાં પડવું થાય છે, તો અન્ય પામર જીવોનું શું કહીએ? આયુષ્ય પુરૂં થયા પછી એક ક્ષણવારમાં પણ કોઇ રાખવાને સમર્થ નથી. જેમકે—

जहेहसीहोवमियंगहाय, मच्चूनरंणेइहुअंतकाले ।
नतस्समायाव्रपियावभाया, कालंमितंमिऽसहराभवंति ॥

(વૈરાગ્યશતક.)

ભાવાર્થ—જેવી રીતે નિર્જન વનમાં મૃગનાં બચ્ચાંને જ્યારે સિંહ પકડી જાય છે, ત્યારે તેને રાખવાને કોઇ સમર્થ થતું નથી; તેવી રીતે મોત આવીને જ્યારે માણસને લઈ જાય છે, ત્યારે પાસે બેઠેલા માતા, પિતા, ભાઇ, પુત્ર, સ્ત્રી, મિત્રાદિમાંથી કોઇપણ તેને રાખવાને સમર્થ થતું નથી. ઉક્ત દેવેંદ્રના અસંખ્યાત બળ પરાક્રમના ધણી અંગરક્ષક દેવતાઓ દેવેંદ્રને રાખવાને સમર્થ નથી થતા તો મનુષ્યલોકમાં કોણ સમર્થ થાય? કોઈ કોઇને રાખવાને સમર્થ નથી.

અહો! એવું કોઇ ઔષધ, મંત્ર, તંત્ર કે ક્રિયા નથી કે જે ક્ષણવાર પણ મોતથી બચાવી શકે. જો કોઇ દેવ, દેવી કે મંત્ર તંત્રાદિ એક મનુષ્યને મરણથી બચાવી શકે તો માણસ અક્ષય બની જાય. પણ કોટી ઉપાય કર્યે તેમ થતું નથી, એ સિદ્ધાંતિક છે.

ઉક્ત સિદ્ધાંતને સમજ્યા વિના ભોળા લોકો એવો

વિચાર કરે છે કે "મારા હેતુનો ઇલાજ ન મળ્યો, ઔષધ ન મળ્યું, વખતસર સારવાર કરી ન શકયો, દેવ દેવીની માનતા ન કરી તેથી તે બિચારો મરી ગયો." પણ એમ વિચાર નથી કરતા કે જગત્ સર્વત્ર અનાથ અને અશરણ છે. નકામો શોક કરવાથી શું થાય? એમ કરવાથી ઉલટું આર્તધ્યાન થાય છે. જે અધોગતિનું કારણ છે. એવી રીતે પોતાના સ્વજનાદિનો શોક કરે છે, પણ પોતાના આત્માનો શોચ કરતા નથી કે "હું પણ મોતની દાઢમાં દબાયેલો છું. જેમ ઘંટીના ગાળામાં પડેલા દાણા એક પછી એક કચરાય છે; તેમ સર્વ સંસારી જીવો મોતને આધીન છે. વળી જેમ અન્યજીવને સ્ત્રી પુત્રાદિનો વિયોગ છે, તેમ મારે પણ છે. આ મારો આત્મા અનંતકાળ થયાં જન્મ મરણનાં દુઃખ ભોગવે છે, ગર્ભમાં અચેતન જેવો થઇ પડી રહે છે, એ બિચારો ઉક્ત દુઃખોથી મુક્ત થઇ અવ્યાબાધ અક્ષય સુખનો ભોક્તા કયારે થાય?" એમ વિચારતા નથી કરતા, એ કેવી મૂર્ખાઇ છે!!

જીવને જયારે અશુભ કર્મનો ઉદય થાય છે, ત્યારે બુદ્ધિ વિપરીત થઈ જાય છે. તૃણ તે શસ્ત્રરૂપે પરિણમે છે. અમૃત તે વિષરૂપે પરિણમે છે. મિત્ર તે શત્રુ થઈ જાય છે. હાથમાં આવેલું ધન અને અનેક રિદ્ધિસિદ્ધિઓ નાશ પામી જાય છે. પવિત્ર આચરણ પાળનારને દોષરૂપ કલંક લાગે છે. અપવાદ–અપયશ બોલાય છે.

સતી પીલાય છે. પોતે પોતાનો ઘાત કરે છે. તેમાં કાંઇ પણ ઉપાય ચાલતો નથી. વળી અશુભ કર્મનો ઉદય ઘરમાં, વનમાં, સમુદ્રમાં, પર્વતની ગુફામાં, કિલ્લામાં કે આકાશ પાતાળમાં ક્યાંય મૂકતો નથી. જેમ લોકમારતો નદીનો પ્રવાહ, કોઇથી અટકાવી શકાતો નથી, વગડામાં લાગેલો દાવાગ્નિ કોઇથી બુઝાવી શકાતો નથી, તથા સૂર્યનો ઉદય કોઇથી રોકી શકાતો નથી; તેમ અશુભકર્મનો ઉદય, કોઇથી રોકી શકાતો નથી. પૃથ્વીનો સંહાર કરનાર, સમુદ્રને તરી જનાર, અને અનેક સુભટોને જીતનાર ઘણા પુરૂષો છે, પણ અસુભ કર્મના ઉદયરૂપ સુભટને જીતવાને કોઇપણ સમર્થ નથી. પૂર્વે જેવો બંધ બાંધ્યો હોય છે તેવો ઉદયમાં આવે છે તે પોતાનો કર્યો કદીપણ દૂર થતો નથી. ઉદય આવ્યા પછી કાંઇ પણ ઉપાય ચાલતો નથી. જેમકે--

जीवो वाहि विलुत्तो, सफरो स्व निज्जले तरूफ्फर्ई;
सयलो विजणो पिछ्छ, को सक्को वेअणा विगमे ॥

(વૈરાગ્યશતક.)

ભાવાર્થ—આ જીવ અનેક પ્રકારના વ્યાધિથી ઘેરાઇ જ્યારે જળ વિનાના માછલાની પેઠે તડફડે છે, અને ઓ મા! ઓ બાપ! ઇત્યાદિ દીનવચનોનો પોકાર કરી લોકોને અતિશય કરૂણા ઉપજાવે છે, ત્યારે તેની વેદનાને લેશમાત્ર ઓછી કરવાને કોઇ પણ સમર્થ

નથી. ઉલટી તેના મનને બીજી વેદના ઉત્પન્ન થાય એ-વા સ્વાર્થના શબ્દો બોલી આંખમાં આંસુ લાવી રૂદન કરી તેને વધારે ગભરામણમાં નાંખે છે. એમ કરતાં છે-વટે જ્યારે નિરાશ થાય છે, ત્યારે નિશ્વાસા મૂકી તેને ધર્મનું શરણ બતાવે છે. પણ પાસે બેઠેલામાંથી કોઇથી કાંઈ પણ દુઃખ લઇ શકાતું નથી. માટે હે જીવ! અંતે ધર્મનું શરણ તો કરવુંજ પડે છે, તો પ્રથમથીજ તેનું શરણ કર. શરણ કર. એમ કરવાથી ફરી એવું દુઃખ ભોગવવું નહીં પડે.

વળી જ્યારે શુભકર્મનો ઉદય થાય છે, ત્યારે મૂર્ખ-ને પ્રબળ (મોટી) બુદ્ધિ ઉત્પન્ન થાય છે. વિષ તે અમૃ-તરૂપે પરિણમે છે. શત્રુ તે મિત્ર થઇ જાય છે, ઘણે દૂર પડેલી વસ્તુઓ, જમીનને વિષે દાટેલાં અનેક નિધાનો, તથા અનેક રિદ્ધિ સિદ્ધિઓ વિના પ્રયાસે પ્રાપ્ત થાય છે. અનેક ઉપદ્રવકારક વસ્તુઓ નાના પ્રકારનાં સુખને આપનારી થાય છે. એમ અનેક ઉપાયો પોતાની મેળેજ સુખકારક નીવડે છે. વળી યશનામકર્મના ઉદયથી દોષ તે ગુણરૂપે પરિણમે છે. બધા અપવાદો દૂર થઇ સર્વત્ર યશ પથરાય છે. જ્યાં જાય ત્યાં અનેક પ્રકારનાં માન પામી પૂજાય છે.

સંસાર પુન્ય પાપના ઉદયરૂપ છે ઉક્ત શુભાશુભ કર્મ-ઉદય પોતાનો કરેલો બંધરૂપ જાણો. તેને બીજાનું કરેલું નહીં માની હર્ષ-વિખવાદ નહીં કરતાં શાન્ત થા

ઓ. પૂર્વે જેવો બંધ બાંધ્યો હોય છે, તેવો ઉદયમાં આવે છે. તેમાં કોઈનો પણ દોષ નથી. તેને સમપરિણામે શાન્તિથી વેદો, તેથી પૂર્વ કર્મની નિર્જરા થશે; અને નવીન બંધ થતો અટકશે.

આ જીવનો ઉત્તમ ક્ષમાદિ દશ યતિધર્મ પોતાનું શરણરૂપ છે. કષાયની મંદતા દુર્ગતિથી મૂકાવનારી છે. સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન, સમ્યક્ચારિત્ર, સમ્યક્ત્વ, તથા સંયમરૂપ ધર્મ એજ શરણરૂપ છે. વ્યવહારમાં ચાર શરણ છે. ૧ અર્હંતનું શરણ, ૨ સિદ્ધનું શરણ, ૩ વીતરાગ સાધુનું શરણ, ૪ સર્વજ્ઞ વીતરાગભાષીત ધર્મનું શરણ. એના શરણ વિના આત્મા ઉજ્વલપણાને પામે નહીં, પણ નિશ્ચયથી પોતાને પોતાના આત્માનું શરણ છે, એમ નિઃસંદેહ જાણો.

માલીનિ છંદ.

પરમ પુરૂષ જેવા, સંહર્યા જે કૃતાંતે;
અવર શરણ કેનું, લીજિયે તેહ અંતે;
પ્રિય સુહૃદ કુટુંબી, પાસ બેઠા જે કોઈ,
મરણ સમય રાખે, જીવને તે ન કોઈ. ૧
સુરગણ નર કોડી, જે કરે જાસ સેવા,
મરણ ભય ન છૂટયા, તે સુરેંદ્રાદિ દેવા;
જગત જન હરંતો, એમ જાણી અનાથી,
ક્ષત અહિય વિછૂટયો, જેહ સંસારમાંથી. ૨

(શ્રી કેશરવિમળ.)

# ૩ સંસારભાવના.

## નિવૃત્તિ બોધ.

અનંત સૌખ્ય નામ દુ:ખ ત્યાં રહી ન મિત્રતા!
અનંત દુ:ખ નામ સૌખ્ય પ્રેમ ત્યાં વિચિત્રતા!
ઉઘાડ ન્યાય નેત્રને નિહાળરે! નિહાળ તું;
નિવૃત્તિ શીઘ્રમેવ ધારિ તે પ્રવૃત્તિ બાળ તું.

શ્રીમદ્ રાજચંદ્ર.

વિશેષાર્થ—જેમાં એકાંત અને અનન્ત સુખના ત રંગ ઉછળે છે તેવાં શીલ-જ્ઞાનને માત્ર નામનાં દુ:ખથી કંટાળી જઇને, મિત્રરૂપે ન માનતાં, તેમાં અભાવ કરે છે; અને કેવળ અનન્ત દુ:ખમય એવાં જે સંસારનાં નામમાત્ર સુખ, તેમાં તારો પરિપૂર્ણ પ્રેમ છે એ કેવી વિચિત્રતા છે! અહો ચેતન! હવે તું તારા ન્યાયરૂપી નેત્રને ઉઘાડીને નિહાળ. રે! નિહાળ!!! નિહાળીને શીઘ્રમેવ નિવૃત્તિ એટલે મહા વૈરાગ્યને ધારણ કર; અને મિથ્યા કામભોગની પ્રવૃત્તિને બાળી દે!

આ સંસારમાં અનાદિ કાળથી મિથ્યાત્વના ઉદયથી અચેતન જેવો થયેલો જીવ, સર્વજ્ઞ, વિતરાગ-જીનેંદ્રના પ્રરૂપણ કરેલા સત્યાર્થધર્મને પામ્યો નહીં, તેથી ચાર ગતિમાં પરિભ્રમણ કરે છે. કર્મરૂપ દ્રઢબંધને કરી પરાધીન થયેલા ત્રસ સ્થાવરપણામાં નિરંતર ઘોર દુ:ખ ભોગવતાં વારંવાર જન્મ મરણ કરે છે. જે જે કર્મનો

ઉદય આવી શાતા અશાતારૂપ રસ દે છે, તેમાં અજ્ઞાની જીવ પોતાપણું માની; નવીન કર્મનો બંધ કરે છે; જે બંધનથી સમસ્ત દુઃખને અનંતવાર ભોગવતાં ભોગવતાં અનંતકાળ વ્યતીત થયો; એમ આ સંસારમાં આ જીવે અનંત પરાવર્તન કરેલાં છે.

न सा जाइ न सा जोणी,
न तं ठाणं न तं कुलं;
न जाया न मुआ जथ,
सव्वे जीवा अणंतसो. १

तं किंपि नत्थि ठाणं,
लोए वालग्ग कोडि मित्तंपि;
जथ न जीवा बहुसो,
सुह दुख परंपरं पत्ता. २

ભાવાર્થ—આ જગત્‌માં એવી કોઇ જાતિ નથી, એવી કોઇ યોનિ નથી, એવું કોઇ ઠેકાણું નથી, એવું કોઇ કુળ નથી, કે તે જાતિમાં, તે યોનિમાં, તે ઠેકાણામાં અને તે કુળમાં સંસારીજીવો અનંતવાર જન્મ મરણ નથી પામ્યા; મતલબ કે–આ જીવ સર્વ જાતિમાં, સર્વ યોનિમાં, સર્વ ઠેકાણે અને સર્વ કુળમાં અનંતવાર ઉત્પન્ન થયો છે. અને મરણ પામ્યો છે. કાંઇ બાકી રાખ્યું નથી. વળી ઉત્સર્પિણી અવસર્પિણી કાળના સર્વ-

સમયમાં આ જીવે જન્મ મરણ કરેલાં છે, કોઇ પણ સ-
મય બાકી રાખ્યો નથી તેમજ દેવ, નરક, તિર્યંચ, અ-
ને મનુષ્ય એ ચારે પર્યાયના જઘન્યથી માંડી ઉત્કૃષ્ટ આ-
યુષ્ય સુધી સર્વ આયુષ્ય ધારણ કરેલ છે, અને અનંત
દુઃખ સુખ પામ્યો છે. દેવપર્યાયમાં માત્ર અનુત્તર વિ-
માનમાં ઉત્પન્ન નથી થયો.

આ જીવે સર્વ પુદ્ગળોને પાનરૂપે, આહારરૂપે ને
શરીરરૂપે અનંતવાર ગ્રહણ કરી વમન કરેલા છે. તો
તેના તેજ પુદ્ગળોના ભોગની ઇચ્છા રાખીને, વમન ક-
રેલાને ખાનારો કેમ થાય છે? વળી એ પુદ્ગળિક સુ-
ખો ભોગવીને કાંઇ તૃપ્ત થવાતું નથી; પણ ઉલટી તેની
તૃષ્ણા, જેમ બળતા અગ્નિમાં ઘી હોમાય ને જવાળા
વૃદ્ધિ પામે, તેમ પુદ્ગળિક સુખ પણ વૃદ્ધિ પામશે.
માટે હે જીવ! તું સર્વ પુદ્ગળો ત્રણ જગતની એંઠ સ-
માન છે, એમ વિચારી વિષયભોગથી વિરામ પામ.
વિરામ પામ.!!!

ચતુર્ગતિનું કિંચિત્ સ્વરૂપ પરમાત્માને અનુસારે
વિચારીએ છીએ.

૧ નરક—નરકની સાત પૃથ્વી છે. તેમાં ૪૯ પાથ-
રા છે. તે પાથરામાં બધાં થઇને ૮૪ લાખ બીલ છે.
તેની ભૂમી વજ્રમય છે. કોઇ બીલ સંખ્યાત જોજન,
કોઇ અસંખ્યાત જોજન લાંબાં પહોળાં છે. તે દરેક
બીલની છાતી વિષે નારક જીવોની ઉત્પત્તિનું સ્થાન છે.

તે નાના-મોટા મોઢાનાં આકારનાં, પણ ઉંધે માથે (મુખે) છે. તેમાં નારક જીવો ઉંધે માથે ઉપજી જેમ દડો ઉછાળીએ, તે જમીનપર જોરથી ટપો ખાઇ પાછા પડે છે, તેમ કુંભીમાંથી કુદી વજ્ર અગ્નિમય પૃથ્વીપર ટપો ખાઇ પડે છે.

નારકના શરીરમાં રૂધિર, માંસ, હાડ, ચામાદિ સાત ધાતુ માંહેલી કોઇ પણ ધાતુ નથી. પરંતુ ઉંટ, શ્વાન, બિલાડાદિના સડેલા કલેવરથી અસંખ્યાતગણી દુર્ગંધવાળું વૈક્રિય શરીર છે. તેના દેહની એક કટકી મનુષ્યલોકમાં આવે તો તેની દુર્ગંધથી હજારો માણસો મરણ પામે. એકેક પાથરાની માટીની દુર્ગંધ અડધો અડધો કોસ વધતી જાય છે, એટલે ઓગણપચાસમા પાથરાની દુર્ગંધ સાડીચોવીસ કોસ સુધી પહોંચે છે. વળી તેઓ નાગા, શ્યામ, રક્તપીતવાળા, વાંકાં નેત્રે કરી ક્રૂર દેખાવના, ફાટેલ મોઢામાં લહલહાટ કરતી જીભવાળા, કરવતસમાન તીક્ષ્ણ વાંકા દાંતવાળા, ઉંચા રાતા પીળા કેશવાળા, તીક્ષ્ણ નખવાળા, તથા હુંડક સંસ્થાનના ધારક અતિ ભયાનક હોય છે. તે સ્વરૂપ દેખી, સાંભળી કે કહી શકાય નહીં તેવું છે.

હે ભવ્યો! ત્યાંની ભૂમી અસંખ્યાત વીંછીના ડંખથી અસંખ્યાતગણી વેદના ઉપજાવનારી છે. મનુષ્યલોકમાં જે અગ્નિ અતિશય ઉષ્ણ મનાયો છે, તે અગ્નિથી અનંતગણી ઉષ્ણ તાપ-વેદના નરકને વિષે છે. મનુ-

બ્યલોકમાં જે ટાઢ અતિ શીતળ મનાઈ છે તે, ટાઢથી અનંતગણી ટાઢ છે. મહા દવના અગ્નિ જેવા મરૂદેશમાં જેવી વેળુ છે, તે વેળુ જેવી વજ્રમયવેળુ કદંબ નામે નદીની વેળુ છે. વળી ત્યાં વૈતરણી નદી છે, તેનું પાણી છરપલાની ધાર જેવું શરીરને ફાડી નાંખે તેવું છે. તથા ફાટેલા ભાગ ઉપર જેમ ક્ષાર, અગ્નિ કે ઉનું તેલ સીંચવાથી જેવું દુઃખ થાય, તેવું દુઃખ તે જળથી થાય છે. ત્યાંનો પવન એવો વજ્ર અગ્નિમય છે કે જેના સ્પર્શથી પર્વતાદિ ભસ્મીભૂત થઇ જાય છે. સારાંશ કે ત્યાંનાં તાપ, ટાઢ, પવન અને અગ્નિ આદિને ધારણ કરવાને અહીં પૃથ્વી, પર્વત કે સમુદ્ર કોઇ સમર્થ નથી. તેનાં રસ સામગ્રી એવી કડવી છે કે, અહીં હલાહલ ઝેરમાં પણ તેવી કડવાશ નથી. તેમના શબ્દો એવા ભયંકર છે કે તે અહીં શ્રવણ થવાથી સિંહાદિ જનાવરોનું હૃદય પણ ફાટી જાય તો માણસનું શું ગજું ? વળી તેમને ભૂખ, તરસ એવી લાગે છે કે, આ જગત્‌ના સમસ્ત ધાન્ય, પથ્થર, માટી આદિ પુદ્ગળોનો ભક્ષ કરે તોપણ ક્ષુધા વેદના તથા સમસ્ત સાગરોનાં પાણી પીએ તોપણ તૃષાવેદના શાન્ત થાય નહીં. ત્યાંનાં અસિપત્રવન મહા તાપથી તપેલ છે, તેમનાં વૃક્ષનાં પાંદડાં તીવ્ર ખડ્ગની ધાર જેવાં છે.

### પરમાધામીઓની વેદના—અમુક નરક સુધી.

અતિ રૌદ્ર પરિણામના ધણી પરમાધામીઓ, અતિ

કડવાવિપાકને માટે, આ જીવને અનેકવાર અતિ તીક્ષ્ણ કંટકવાળા શાલ્મલિ વૃક્ષની શાખાએ બાંધે છે તથા પાસવડે બાંધી આઘા પાછા ખેંચે છે. અતિ અસહ્ય કોલ્હાને વિષે ઘાલી નિર્દયતાથી શેલડીની પેઠે પીલે છે. શામતામા પરમાધામી, નારકને શ્વાન રૂપે બનાવે છે તથા શબલનામા પરમાધામી શ્વાનરૂપે તેને લોચપાર પાડે છે. વિકરાળ દાંતથી જીર્ણ વસ્ત્રની પેઠે ચીરે છે. વૃક્ષની પેઠે છેદે છે, તથા અનેક પ્રકારની કદર્થના કરે છે. રોઝની પેઠે બળતા રથમાં જોડે છે, મહિષની પેઠે વૈક્રિય કરેલા અગ્નિમાં બાળે છે, મગર મચ્છરૂપે જાળ નાંખી પકડે છે, સિંચાણા રૂપે પંખીની પેઠે જાળમાં બાંધી હણે છે, મુદ્દગરાદિના પ્રહારથી લોહકાર જેમ લોહને ટીપે તેમ ટીપે છે. કુરસીથી કાપી સૂક્ષ્મ કટકા કરે છે. તાંબુ, લોઢું અને સીસું અગ્નિથી ગાળી તેનો ઉકળતો રસ અનંતવાર પાય છે. વળી અતિ રૌદ્રતાથી તે પરમાધામીઓ આ જીવને એમ કહે છે કે—" તને પૂર્વ ભવમાં માંસ બહુ પ્રિય હતું, તો, લે, આ માંસ ! એમ કહી તેનાજ શરીરના કટકા કરી તેને અનંતવાર ખવરાવે છે. મદ્યની વલ્લભતા માટે પણ અનેક દુઃખ દેછે. પરસ્ત્રીલંપટપણાને માટે લોઢાની પુતળી કરી લાલચોળ તપાવી આલિંગન કરાવે છે. વળી ખડ્ગથી, ત્રિશૂળથી, મુશળથી, તીવ્રશસ્ત્રથી તથા ગદાથી તેનાં ગાત્ર ભાગે છે. વસ્ત્રની પેઠે છરપલાની તીક્ષ્ણ ધારથી, પાળીથી

તથા કાતરથી તેને કાપે છે. ત્રિચ્છો છેદે છે. અરરર ક-
રતી ચામડી ઉતારે છે. એમ અનંત દુઃખ આપે છે.
પરવશતાથી મૃગની પેઠે પાશમાં સપડાયેલો અશરણ
રૂપ નારક જીવ ક્યાં જાય? ત્યાં કોઇ શરણરૂપ નથી,
કોઇ રક્ષક નથી, કોઇને દયા નથી, કેવળ નિર્દય પરિ-
ણામના ધણી પરમાધામીઓ છે.

જેવી રીતે અહિં અતિ દુષ્ટ શ્વાનાદિ તિર્યંચને દે-
ખતાં સ્વાભાવિક પરસ્પર વેર ઉત્પન્ન થાય છે, તેવી
રીતે નરકમાં જ્યારે નવા નારકો ઉત્પન્ન થાય છે ત્યારે
પ્રથમના હજારો નારક મહા ભયંકરરૂપ ધારણ કરી
અનેક હથિયારો સહિત મારમાર કરતાં ચોતરફથી આ-
વી તરવારથી તેના કટકા કરે છે, કરવતથી ચીરે છે, કું-
હાડેથી ફાડે છે, વાંસલેથી છોલે છે, ભાલેથી વીંધે છે,
શૂળીમાં પરોવે છે, ઉદારિક મર્મસ્થાનને છેદે છે, તોડે છે,
આંખને ઉપાડે છે, ભાઠામાં ભારે છે, કડાઇમાં નાંખી
રાંધે છે, ઘાણીમાં ઘાલી પીલે છે, અને મુદ્દગરે કરી ચૂ-
રો કરી ખંડખંડ કરી નાંખે છે. તથાપિ તે ખંડખંડ
થયેલો દેહ—જેમ, ઝરાના પાણીમાં ઘા કરવાથી ઉછ-
ળેલું પાણી પાછું ઝરાના પાણીમાંજ પડે છે, તેમ ખંડ
ખંડ થયેલો દેહ નારકના શરીરમાં મળી જાય છે. આ-
યુષ્ય પૂર્ણ થયા વિના મરણ થતું નથી. નરકમાં જો કે
તિર્યંચ નથી તોપણ, નારક, વૈક્રિયલબ્ધીએ કરી, તિર્યં-
ચ રૂપ ધારણ કરે છે. પૃથક્ પૃથક્ શરીર ધારણ કર-

વાની શક્તિ નથી, પણ એક શરીરે અનેક રૂપ ધારણ કરી અનેક પ્રકારની વેદના ઉપજાવે છે. નારક શુભ કરવા ધારે પરંતુ શુભ થઈ શકતુ નથી. પોતાને તથા પારકાને દુઃખદાઇ વિક્રિયા કરી શકાય.

નરકમાં મારવાને તરવાર, શૂળી, ભાલા, ખડ્ગ, કે મુશળાદિ આયુદ્ધ નથી. તથા રાંધવાનાં, તળવાનાં, પીલવાનાં, ચીરવાનાં સાધનો નથી, પણ તેના પ્રકારનો દુઃખદાઇ ક્ષેત્રસ્વભાવ છે. ત્યાં સુખદાઈ સામગ્રી સ્વપ્નમાં પણ નથી. નરકની દુઃખદાઈ સામગ્રીનો અનુભવ કરાવવાને સમસ્ત લોકમાં કોઈ પણ વસ્તુ દેખાતી નથી, તથાપિ એનું નામ માત્ર વર્ણન કર્યું છે. નરકના દુઃખને તો સાક્ષાત્ ભગવાન જાણે છે, તથા નારક હોય તે ભોગવતો જીવ જાણે છે.

વળી નરકમાં અંબાઅંબરીપાદિક અસુરકુમારો ત્રીજી નરક સુધી જઈ લડાવે છે. કોઇ દેવ, પૂર્વના સંબંધે ત્રીજી નરકસુધી જઈ ધર્મનો બોધ કરે છે, તેથી નારક જીવ પોતે પશ્ચાતાપ કરે છે કે, "અહો ચેતન ! હું જ્યા- "રે મનુષ્યપણામાં આપસ્વાધીન હતો ત્યારે મેં આત્મ- "સાધન કર્યું નહીં. હવે પુરૂષબળરહિત પરાધીનપ- "ણામાં શું કરૂં ? પૂર્વે મેં જે જે નિંદ્ય કર્મો કર્યાં છે તે "તે યાદ આવતાં મારૂં હૃદય ફાટી જાય છે. જે દુઃખ "એક નિમેષમાત્ર પણ ખમી શકાતું નથી, તો સા- "ગરોપમપર્યંત કેમ ખમી શકાશે? જેને અર્થે મેં પા-

"પકર્મ કીધાં, તે સ્ત્રી, પુત્ર, મિત્ર અને સેવકાદિને કયાં
"દેખું? આ દુઃખોથી રક્ષા કરવાવાળો એક દયાધર્મજ
"છે. મેં પાપીએ પ્રથમથી તે દયાધર્મ સેવ્યો નહીં.
"પરિગ્રહરૂપ મહા પિશાચથી અચેતન થઈ, એવું ન
"જાણ્યું જે નરકમાં ઉપજવું પડશે. પૂર્વ જન્મમાં મેં
"જે જે પ્રાણીઓનાં માંસ કાપી કાપીને ખાધાં હતાં,
"તેઓ મારૂં માંસ કાપી મને ખવરાવે છે. મેં પૂર્વે
"મદ્યપાન કર્યું, અભક્ષ ખાધું, તેથી અનેક નારક મને
"તાંબા લોહાસય ઉનાઉના રસ કરી સાણસીથી મારા
"મોઢામાં રેડે છે. હું પરસ્ત્રીલંપટ હતો, તો લોહમય
"પૂતળી તપાવી મને આલિંગન કરાવે છે. એમ અનેક
"દુઃખો મારાં પૂર્વ કર્મને લીધે મારે ભોગવવાં પડે છે
"એમાં કોઇનો કાંઈ પણ દોષ નથી. તારાં કરેલાં દુઃખ
"તુંજ ભોગવ." એમ અવધિજ્ઞાનથી જાણી અતિ
અતિ પશ્ચાતાપ કરતાં સમ્યગ્ દર્શન ઉત્પન્ન થાય છે.
પરંતુ નરક પર્યાય સંબંધી કષાય દુઃખ પોતાની મેળેજ
ઉપજે છે. પોતે કોઇને મારવાને ઇચ્છે નહિ, તોપણ હા-
થઆદિ શસ્ત્રરૂપે પરિણમે છે. નારકને ક્ષણમાત્ર વિશ્રામ
નથી, નિદ્રા નથી, ભૂમી સ્પર્શનું દુઃખ કેવળીગમ્ય છે.

નારકમાં અતિ આરંભ કરવાવાળા, અતિ પરિગ્ર-
હમાં આસક્ત, ઘોર હીંસક પરિણામી, વિશ્વાસઘાતી,
ધર્મદ્રોહી, ગુરૂદ્રોહી, કૃતઘ્ની, પરધન ને પરસ્ત્રીના લોલ-
પી, અન્યાયમાર્ગી, ધર્માત્મા કે ત્યાગીને કલંક દેવાવા-

ળા અથવા યતિના ઘાતક, દાવાગ્નિ સળગાવવાવાળા, દેવદ્રવ્ય ચોરી ખાનારા, તીવ્ર કપાયી, કુગુલેપાના ઘાતક, રસના ઇંદ્રિયના લાલચુ, માંસ ભક્ષક, મદ્યપાની, વેશ્યાનુરાગી, પરવિઘ્ન સંતોષી, લંપટી, દુરાચારી, મિથ્યાત્વ, અન્યાય, અભક્ષની પ્રસંસા કરવાવાળા, વિષયાદિક મેળવવા – ઉપજાવવાવાળા, વન કપાવવા—સળગાવવા, જીવના વાડા બાંધી સળગાવવા-શિકાર કરવો, હિંસાના તીવ્ર કર્મની પરિપાટી ચલાવવાવાળાઓનું નરક ગમન હોય છે.

તિર્યંચગતિ-પાંચ સ્થાવર, વિકલત્રય, અને તિર્યંચ પંચેંદ્રિય એ તિર્યંચ કહેવાય છે. પાંચસ્થાવરમાં પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાયુકાય, અને વનસ્પતિકાય આવે છે.

બેઇંદ્રિય, તેરેંદ્રિય અને ચોરેંદ્રિય એ વિકલત્રય કહેવાય છે.

પાંચ સ્થાવર.—માટીખાણુ આદિ ખાણો ખોદવી, ખેતરો ખેડવાં, જમીન સળગાવવી, કૂટવી, ચીરવી, ગાશે કરવો. ઇત્યાદિ કાર્યોમાં પૃથ્વીકાયીક જીવોની કોણ રક્ષા કરે છે ? જળનું પર્વતની ટોચેથી પડવું, ઠરી જવું, બળી જવું, ડોળાઇ જવું, પીવાઇ જવું, નહાવા ધોવામાં વપરાવું, છિદ્રમાં પેસી જવું, કડવાશાદિમાં બીજાની સાથે મળી જવું. ઇત્યાદિ અનેક કાર્યોમાં અપકાયીક જીવોની કોણ રક્ષા કરે છે ? વળી જ્યારે ધગ-

ધગતી ચૂનાની ભઠ્ઠીમાં, તપેલ ધાતુ-ચાપણાદિને બુઝ-વવામાં, ઉનાળામાં ગરમ થયેલ જમીન અને ધૂળપર તથા ધગધગતા અંગારા લાકડા કે લોઢાપર પાણી છાં-ટવામાં આવે છે, ત્યારે ઘોર શબ્દે ચીસ પાડી લોપાઈ જાય છે, તે વખતે અપકાયીક જીવોની કોણ દયા કરેછે? ધગધગતા અંગારાઓનું કચરાવું, કુટાવું, બુઝાવું, છેદાવું. ઇત્યાદિકાર્યોમાં અગ્નિકાયીક જીવોની કોણ રક્ષા કરે છે? વળી વાયુકાયમાં પર્વતોની સાથે અફળાવું, ચામડાની ધમણથી અગ્નિમાં ધમાવું. વીંજણા, પંખા કે વસ્ત્રથી ભટકાવું, વૃક્ષના ઝપાટાથી અથડાવું ઇત્યાદિ કાર્યોમાં ઘોર દુઃખ ભોગવે છે, ત્યારે વાયુકાયીક જીવોની કોણ રક્ષા કરે છે? વનસ્પતિકાયની અંદર સાધારણપણામાં (અનંતકાયમાં) અનંત દુઃખો છે તેતો પ્રત્યક્ષ જ્ઞાનીજ જાણે છે; પરંતુ પ્રત્યેક વનસ્પતિનાં દુઃખ તો જુઓ. વનસ્પતિને કાપે છે, છેદે છે, છોલે છે, સમારે છે, છૂંદે છે, કૂટે છે, પાંદડાં આદિ અંગોપાંગ તોડે છે, ચપ્પુથી ચીરે છે, રાંધે છે, બાફે છે, તેલ-ઘીમાં તળે છે, છમકાવે છે, પથ્થરપર વાટે છે, ખરલમાં ઘસે છે, ઘૂંટે છે, તથા રગડે છે, ઘાણીમાં ઘાલી પીલે છે, આખીને આખી છાલ ઉતારે છે, ચીરી મીઠું મરચું ભરે છે, તળે છે, તડકે સૂકવે છે, કાચરી (સૂકવણી) કરે છે, ઇત્યાદિ કા-ર્યોમાં વનસ્પતિકાયીક જીવો ઘોર દુઃખ ભોગવે છે; કારણકે એકેંદ્રિયપર્યાયમાં બોલવાને મોઢું (વાચા), જોવાને

આંખ, સાંભળવાને કાન, આદિ ઇંદ્રિયો નથી. (અવ્યક્ત) માત્ર એક સ્પર્શઇંદ્રિય હોય છે. ત્યાં કોઇ રક્ષક નથી, તે બિચારાઓની કોને દયા આવે છે? વળી અનંતકાળ સુધી ઘોર દુઃખમય એકેંદ્રિયપણામાંથી નીકળવાપણું નથી. મિથ્યાત્વ, અન્યાય અને અભક્ષાદિ પાપકર્મોના પ્રભાવથી તે જીવોના બધા જ્ઞાનાદિગુણ નાશ થયેલ હોય છે. જરામાત્ર પર્યાયજ્ઞાન હોય છે. કારણ કે આત્માની જો બધી પ્રભાવશક્તિનું મુખ નાશ પામી જાય તો જીવ જડ, અચેતન જેવો થઇ જાય; તેથી જરામાત્ર જ્ઞાનની સત્તા એક સ્પર્શેંદ્રિયના દ્વારથી જ્ઞાનીઓને જણવામાં આવે છે. હે ભવ્યો! જ્ઞાનીઓનો એજ સનાતન બોધ છે કે "રસના ઇંદ્રિયના સ્તોક (થોડા) રસની ખાતર અનંતજીવની હિંસા ન કરો. ન કરો.

ત્રસકાય—જે જીવો છાંયેથી તડકે અને તડકેથી છાંયે જાય છે, અગર ત્રાસ (ભય) પામે છે, તે ત્રસકાયીક જીવો છે. તેમાં બેઇંદ્રિય, તેરેંદ્રિય, ચોરેંદ્રિય અને પંચેંદ્રિય ગણાય છે. વિકલત્રય જીવોને જીવ્હા, નાસીકા અને ચક્ષુ ઇંદ્રિયની પ્રાપ્તિ થાય છે. જીવ્હા ઇંદ્રિયથી, તીવ્રક્ષુધા તૃષામય વેદનાને લીધે, લટ, કીડા, કીડી, માંખી, મકોડા, આદિ જીવો પોતાનાં મોટાં ત્રાટી આહાર શોધવા, રસમાં, અગ્નિમાં કે જળમાં પડે છે; તેથી તથા પવન, વરસાદ અને વસ્ત્રના ઝપટાથી મરણ પામે છે. ચકલી, કાગડાદિ પક્ષીઓ ચાંચથી તેમને વીણી

ખાય છે. સર્પાદિ તેમને વારંવાર મારે છે. મનુષ્યોના હાથ પગાદિથી દબાઇ, કચરાઇ, અંગોપાંગનો ઘાત થવાથી તરફડીઆં મારી મરણ પામે છે. વળી તેમના મળમુત્ર, કફાદિમાં ઉપજે છે. ત્યાં તે બિચારાં ઘોરનર્કનાં જેવાં અસહ્ય દુઃખ ભોગવે છે. કોઠી, કોઠારાદિ, ધાન્યની ભરેલી વખારમાં, ચેળ, ભુંડ, ધનેરડા આદિ જીવો ઉત્પન્ન થાય છે, તેથી ધાન્ય સળે છે. તે સળેલાં ધાન્યને તડકે સૂકવે છે, ઘંટીમાં ઘાલી ભરડે છે, દળે છે, ખાંડણીઆમાં ઘાલી ખાંડે છે, રાંધે છે, વળી વર્ષારૂતુમાં પાંદડાં, ફૂલ, ફળ બાજરીઆં, શીંગ, સાંઠા, નાનાં નાનાં કુંપળો, વાસીભોજન, કાળ ઉપરાંત રાખેલ દૂધ, દહીંમાં તદ્રવર્ણા કુંથુઆદિ ત્રસ જીવોની ઉત્પત્તિ થાય છે. જે જીવો આપણી નરી ચક્ષુએ દેખવામાં આવતાં નથી, પણ તે બિચારાં આપણી બેદરકારી, અજ્ઞાનતા શુન્યે ઉપયોગ અને નિર્દયપણાને લીધે ચીરાય છે, મોળાય છે, છોલાય છે, છુંદાય છે, ચવાય છે, અને અગ્નિમાં બળી ભડથાં થાય છે. રસના ઇંદ્રિયના સ્વાદથી તેમની કોને દયા આવે છે? અને કોના અંતઃકરણમાં અરેકારો આવે છે? વળી અતિ વરસાદથી બધી જમીન જ્યારે ઢંકાઈ જાય છે, ત્યારે મનુષ્યોના પગથી ઘોડા, બળદ આદિની ખરીથી, રથાદિના ચાલવાથી, હળની કોશથી, વિકલત્રય જીવો ચીરાય છે, કપાય છે, પગ, માથાં, અને ઉદર આદિ અવયવો ક્યાંય તૂટી પડે છે. તથા પથરા, ઠીકરા, મા-

ટી, મળમુત્ર, એઠવાડ, ઉના ધગધગતા પાણી અને અંગારા આદિના ફેંકવાથી બળી મરણ પામે છે. અરેરે!! એ બિચારાની કોણ દયા કરે? હે દેવાણુપ્રિયો! દરેક કામ જતના અને તીવ્ર ઉપયોગથી કરો.

પંચેંદ્રિય તિર્યંચપણામાં જળચર જીવોની અંદર મોટાં માછલાં નાનાંને ગળી જાય છે, મછીમારની જાળના કાંટાથી રસનાઇંદ્રિયને લીધે ફાંસીની પેઠે ફસાઇને મરણ પામે છે. માછલાં ઘણાં સુવાળાં પ્રાણી છે. તેઓ જળ વિના રહી શકતાં નથી. નદી તળાવ કે ખાબોચિઆનાં પાણી ઉનાળાનાં સખત તાપથી જ્યારે સુકાઇ જાય છે, ત્યારે તે બિચારાં જીવો તરફડીઆં મારી મરણ પામે છે. તેવી વેળાએ તે જળચર જીવોની કોને દયા આવે? વળી જ્યારે સસલાં, હરણ, વાંદરાં, વાઘ, વરૂ, સિંહ આદિ પશુપણું પ્રાપ્ત થાય છે, ત્યારે શનમાં, ભૂખ, તરસ, તાપ, ટાઢ, પવન અને વરસાદનાં દુઃખો ભોગવે છે. ખાવા પીવાનો નિયમ નહીં. કોઇવાર સવારે મળે, ને સાંજે ન મળે. વખતે એક બે કે ત્રણ દિવસ સુધી ખાવા પીવાનું નથી મળતું. સવારમાં ભૂખ લાગે તો ખાવા કોણ આપે? કદાપિ સસલાં હરણાદિપશુઓ શોધવા નીકળે તો સિંહ, વાઘાદિ બળવાનં પશુઓ, અગર શિકારી પારાધી તેને પકડી મારી નાંખે છે. કદાપિ ઝાડ, ગુફા અને ખાડામાં સંતાઇ જાય છે તો કપટથી પકડી મારી નાંખે છે. વાંદરાં, સિંહ, વા-

આદિ પશુઓ પણ હમેશાં ભયભીત રહે છે. તેમને પણ મનુષ્યો યુક્તિથી પકડી પાંજરામાં ઘાલી ભૂખ તરસથી પીડી નિર્બળ બનાવી અનેક પ્રકારની રમતો શીખવી ખેલો કરાવી પોતાની આજીવિકા ચલાવે છે. તે બિચારાં વનચર જીવો પાંજરાદિ બંધનનાં ઘોર દુઃખ ભોગવે છે. કેટલાક શોખની ખાતર તેમનો શિકાર કરી તેનાં મર્મસ્થાનને છેદે છે, કાપે છે, તેમનાં પૂછડાં, શીંગ, નખ, ચામડાં આદિ અંગોપાંગ કાપી વેચે છે. તિર્યંચપણામાં માતા અતિ ક્ષુધાતુર થઇ પુત્રનું ભક્ષણ કરે છે. ત્યાં રક્ષણ કરવાવાળું બીજું કોણ હોય? વળી આકાશમાં ઉડતાં પક્ષીઓને પણ નિરંતર દુઃખો ભોગવવાં પડે છે. તેમાં સબળ નિર્બળને મારે છે. બાજ, શકરાદિ પક્ષીઓ આકાશમાં ઉડતાં બીજાં પક્ષીઓને પકડે છે. ઘુવડાદિ રાતે ઉડનારાં પક્ષીઓ બીજાં પ્રાણીઓને પકડે છે, બિલાડાદિ જનાવરો ચકલા, કબૂતર, કૂકડા, પોપટ આદિ પક્ષીઓને ગળેથી પકડી ડોકું મરડી મારી નાંખે છે; તેથી તે બિચારાંઓ ઝાડની ટોચે જઇ બેસે છે. જ્યાં સૂવા ઉંઘવાનું તે બિચારાને મળતું નથી. વળી પવન, વરસાદની ગર્જનાથી ઘોર દુઃખ ભોગવી મરણ પામે છે. દુષ્ટ મનુષ્યો તેમનાં ઇંડાં ફોડી નાંખે છે, તથા તેમને પકડી તેમની જીભ, પાંખ આદિ ખેંચી કાઢે છે, ચીરે છે અને ધગધગતા તેલમાં તળે છે. જ્યાં જુઓ ત્યાં તિર્યંચને ઘોર દુઃખ છે. જે દુઃખ તે પૂર્વે કરેલી હિંસાનું ફળ છે.

હાથી, ઉંટ, ઘોડા, ગધેડાં, ઘેટાં, બકરાં, ગાય, ભેંસ અને બળદ. આદિ જનાવરોની પરાધીનતાના દુઃખનું વર્ણન કોણ કરી શકે? ચંડાળ, ચમાર તથા કસાઇને ત્યાં બંધાવું પડે છે, ત્યાં પૂરું ખાવાનું પણ મળતું નથી. કોઈ પુન્યવાન ગૃહસ્થને ઘેર આગ્ય તિર્યંચ, નિર્ધનીને ખાંસા દેખી તેઅને માનસિક દુઃખ ઉત્પન્ન થાય છે. કદાપિ બીજાના ખોરાકમાં મોઢું ઘાલવા જાય છે તો પરોણાના પ્રહાર ખમવા પડે છે. એમ અતિશય ક્ષુધા, તૃષાનું દુઃખ ભોગવે છે. વર્ષાઋતુમાં ઘાસ, ચારો પુષ્કળ થયો હોય. પણ ચરવા જાય ત્યાં ડાંસ મચ્છરાદિ પાપના ઉદયથી તીક્ષ્ણ ડંખથી ચટકા ભરે છે, તેથી ઘાસમાં મોઢું ઘાલી શકાતું નથી. વળી આંખમાં, કાનમાં, અને ઉપસ્થ ઈંદ્રિયમાં દુઃખ દેવાવાળી મોટી બગાઓની ઉત્પત્તિ થવાથી તેઓ મર્મસ્થાનમાંથી બધું લોહી ચૂસી લે છે. જમીન ઉપર સૂવા જાય ત્યાં પણ જુઓ આદિ જંતુઓ પીડા આપે છે. નિર્દય રબારી, ભરવાડ વગેરે લોકો તરતના જન્મેલા બકરાને નિસ્વાર્થ જાણી વગડામાં, થોરની વાડમાં કે ખાડમાં ફેંકી ચાલતા થાય છે. નિર્જનવનમાં તે બિચારા બરાડા પાડી ભૂખ્યા તરસ્યા મરણ પામે છે; અગર બીજા શિકારી જનાવરો આવી તેમને મારી ખાય છે. તે બિચારાઓને એક યોનીમાંથી નીકળી બીજી યોનીમાં ઉપજવું પડે છે. તેમજ ઘેટાઓને પણ પૈસાની લાલચે કસાઇને ત્યાં પાળી પોષી

સોટા કરી વેચે છે, ત્યાં તે બિચારા અવાચક જીવો બેં બેં કરી બરાડા પાડી પોતાના કોમળ ગળા ઉપર છરાના કારી ઘા સહન કરે છે. વળી બળદ આદિ જનાવરોનાં નાક વીંધી, ફોડી, સાંકળની નાથ ઘાલે છે; તેથી પરાધીનપણે બંધાઈ રહેવું પડે છે. તેમને તેમની ઇચ્છાનુસાર હરવા ફરવા કે ચરવાનું મળતું નથી. તાપમાં, ટાઢમાં તથા વરસાદમાં તેમને ઉઘાડા બાંધે છે, તે વખતે તે બિચારા પરાધીન જીવો કયાં જાય? કોની આગળ જઈ પોકાર કરે? વળી ઉંટ, ઘોડા, ગધેડા અને બળદાદિ જનાવરોને ગજા ઉપરાંત ભાર ભરી અધરાત વીત્યા પછી પાછલી રાતના જોડે છે, લાકડી, સોટી, અને ચામડાના ચાબખાથી રસ્તામાં માર મારે છે. બપોર નમ્યા પછી ત્રીજે પહોરે લાકડાં, લોઢું, માટી, પથરા આદિ જે ભાર ભર્યાં હોય છે તે ઉતારે છે. લુસ, સુસ, કણરહિત નિરસ આહાર નાંખે છે, તે પણ પેટપૂરણ નહીં. વળી કેટલાક નિર્દયો લાકડાની પરોણીમાં લોઢાની આર ઘાલી બળદના બરડામાં કે મર્મસ્થાનમાં ઘોંચે છે. નિરંતર ભાર વહનના દુ:ખથી લોહી માંસ ઓછું થઈ પીઠ ગળી જાય છે. કાંધ, નાક વગેરેને સડી જઈ તેમાં કીડા પડે છે; તોપણ તેનો નિર્દય ધણી લાકડાં, લોઢા અને પહાણા આદિનો સખત ભાર તણાવે છે. તે તાણતાં હાડકાં તૂટી ચૂરો થઈ જાય છે; પગ તૂટી જાય છે, તેથી પડી જવાય છે. વળી વૃદ્ધાવસ્થાને લીધે શરીર જી-

ણું થઇ જવાથી ઉઠી શકાતું નથી; તોપણ પરોણા આ દિનો માર મારે છે. છેવટે. અતિ ભારના થાકથી વૃદ્ધાવસ્થાથી. પગ, હાડકાં, તૂટી જવાથી, અને અતિ માર માર્યા છતાં ઉઠતાં નથી, ત્યારે તેનો ધણી કાયર થઇ નિ:સ્વાર્થ જાણી, તેને વનમાં, પાણીમાં, પર્વતમાં કે જંગલમાં જ્યાં પડયાં હોય ત્યાં પડતાં મૂકી ચાલ્યો જાય છે. એવી રીતે નિર્જન સ્થાનમાં તે બિચારા એકલા પડેલા દુ:ખી જીવોનું કોઈ શરણ નથી. ત્યાં તેમને કોણ શાતા અશાતા પૂછે? ઘાસ કોણ નાંખે? પાણી કોણ પાય? એ બિચારા ટાઢમાં, તાપમાં કે વરસાદમાં પડ્યા પડ્યા અતિશય ઘોર વેદના ભોગવે છે. વળી તેવી વખતે તેમને અશક્ત જાણી દુષ્ટ પક્ષીઓ પોતાની વજ્રમય ચાંચથી તેની આંખો ફોલી ખાય છે. મર્મસ્થાનનું માંસ અનેક જીવો ભેગા થઇ તોડી લે છે. તેથી તે બાપડા જીવો, નરક સમાન ઘોર દુ:ખ ભોગવી તરફડીઆં મારી બાકીનું આયુષ્ય પૂર્ણ કરી મરણને શરણ થાય છે.

અન્યાયથી ધન મેળવનારા, છળ કપટથી દાન લેનારાં, વિશ્વાસઘાતી, અભક્ષ ભક્ષણ કરનારા, રાત્રીભોજન કરનારા, દેવદ્રવ્ય ચોરી ખાનારા, પરની નિંદા ને પોતાની પ્રસંસા કરનારા, ખોટા કલંક ચડાવનારા, પારકા મર્મ ઉઘાડા કરનારા તથા અતિ માયાકપટ સેવનારા ઉત્પન્ન થાય છે. ત્યાં તેઓ અસંખ્યાત કાળમાં

અસંખ્યાત ભવ ધારણ કરે છે. વળી તીવ્ર માયા કપટના પરિણામથી નસાં તિર્યંચ ભવમાં કોઇ કોઇવાર એવાં કર્મ બાંધે છે કે જે નરકગમનનું કારણ થાય છે. એ બધું મિથ્યા શ્રદ્ધાન, જ્ઞાન અને આચરણનું ફળ છે.

૩ મનુષ્યગતિમાં—કેટલાંક માણસો પશુ સમાન જ્ઞાનરહિત હોય છે. કેટલાંકને માતાપિતાનો જન્મતાંજ વિયોગ થાય છે. તેથી ભૂખ, તરસની પીડા ભોગવી, બીજાનું એઠું ખાઇ, તિરસ્કાર સહન કરી દાસપણું કરે છે. વળી કેટલાક પેટ ભરવાના એક શેર અનાજ માટે માથાપર, પીઠપર કે ખાંધે અનાજ, ઘી, તેલ, ગોળ, ખાંડ, મીઠું આદિ વસ્તુઓનો બોજો કેટલાક ગાઉસુધી ઉપાડે છે. કોઇ તો પગપાળા ચાલી અન્યદેશમાં નિરંતર ગમન કરે છે. કોઇ ખેપ (કાસદું) કરે છે. નિરંતર પગપાળા ચાલવા સમાન કોઇ બીજું દુઃખ નથી. કેટલાંક હમેશાં પાણી, માટી, પથરા, કાંકરી કે ગારો વહ્યાં કરે છે. કોઇ પહાણા ઘડે છે. કોઇ માટી ખોદે છે. કોઇ ભઠ્ઠીઓ સળગાવે છે. કોઇ ચણે છે. કોઇ ચૂનો હલાવે છે. કોઇ લોઢું ઓગાળી ઢાળ પાડે છે. કોઇ લોઢાનાં ઘાટ ઘડે છે. કોઇ લાકડાં વહેરે છે, ફાડે છે, તથા ઘડે છે. કોઈ માટીનાં, ધાતુનાં વાસણો બનાવે છે, કોઇ કલઇનું કામ કરે છે. કોઇ સોના, રૂપાનાં ઘરેણાં ઘડે છે. કોઇ ખેતી કરે છે. કોઇ વાવે છે, લણે છે. કોઇ ચરખા ફેરવે છે. કોઇ સુતર કાંતે છે. કોઇ લૂગડાં વણે છે. કોઇ શીવે

છે, કોઇ ધૂએ છે, કોઇ રંગે છે, કોઇ છાપે છે, કોઈ અનાજ ઝાડકે છે, કોઈ દળણાંજ દળે છે, કોઇ ખાંડે છે, કોઇ રાંધે છે, કોઇ પાણી ભરે છે, કોઇ વાસણો માંજે છે, કોઇ તિર્યંચની સેવા કરે છે. કોઈ ધાણી, ચણા શેકે છે, કોઇ ઘાણી ફેરવે છે, કોઇ ખડ, લાકડાં, છાણાં કે સાંઠીઓના ભારા નિરંતર ઉપાડી લાવી વેચે છે. કોઇ મુએલાં જનાવરનાં ચામડાં ઉતરડે છે, કોઇ ચામડાં રંગે છે, કોઈ જોડા શીવે છે, કોઇ વિષ્ટાના ટોપલા ઉપાડી નિરંતર મળમુત્ર સાફ કરી આજીવિકા ચલાવી મનુષ્ય જન્મ પૂરો કરે છે. વળી કોઇ દીનપણાથી ઘેર ઘેર ભીખ માગે છે, તોપણ ખાવાનું પૂરૂં મળતું નથી. ત્યારે રૂદન કરે છે. કોઈ સુખે ભોજન કરે છે, કોઇ પુજ્ય ગુરૂ બની ખાય છે, કોઈ રંકદીન થઇ ખાય છે, કોઈ નાના પ્રકારની રસવતી આરોગે છે, કોઇને નિરસ ભોજન પણ મળતું નથી, કોઇને ભાતભાતનું પેટ ભરી અનેકવાર જમવાનું મળે છે, કોઇ અર્ધા ભૂખ્યા રહે છે, કોઇને એક દિવસને આંતરે, કોઇને બે દિવસને આંતરે, કોઇને ત્રણ દિવસને આંતરે કઠિનતાથી ભોજન મળે છે, કોઇને મળતું પણ નથી તેથી ક્ષુધા તૃષાની વેદનાથી મરણ પામે છે. કોઇ ચોરી કરે છે, કોઇ કુડકપટ કરી ભોળા લોકોને છેતરે છે, કોઇ વાટ પાડે છે, કોઇ ખાતર પાડે છે, કોઇ બીજાની ચુગલી ચાડી ખાય છે, કોઇ વ્યભિચાર કરે છે. કોઈ લડાઇમાં જાય છે, કોઇ સમુદ્રના ઉ...

પાણીમાં ઉતરે છે, કોઇ ખાણ ખોદે છે, કોઇ કોશ જોડે છે, કોઇ વહાણ હંકારે છે, કોઇ ગાડાં હાંકે છે, કોઇ ચિત્ર પાડે છે, કોઇ જુગારાદિ દુર્વ્યસન સેવે છે, કોઇ ઘી, તેલ, ગોળ, મદ્ય, માંસ, દૂધ, દહીં, ક્ષાર, અફીણ, ઉન, સીઠાઇ, માલપુઆ આદિ હિંસારંભી વસ્તુઓનો વેપાર લોભને વશ થઇ કરે છે, કોઇ હીરા, માણેક, મોતી તથા સુવર્ણાદિનો વેપાર કરે છે, કોઇ કાપડ વેચે છે, કોઇ ઔષધ વેચે છે. વળી કોઇ સેવક છે, કોઇ સ્વામી છે, કોઇ દલાલ છે, કોઇ રાજા છે, કોઇ રંક છે, કોઇ ઉદ્યમી છે, કોઇ નિરૂદ્યમી છે, કોઇ ગાયન કરે છે, કોઇ નાચ કરે છે, કોઇ વાજીંત્ર વગાડે છે, કોઇ નાનાપ્રકારના ભાંડભવાઇના વેષ પહેરી આજીવિકા ચલાવે છે. એમ મનુષ્યો આ સંસારરૂપી રંગભૂમી ઉપર પુન્ય પાપના ઉદયથી અનેક પ્રકારના વેષ લેઇને નાટક કરે છે.

કોઇ બંદીગ્રહમાં (કેદખાનામાં) પડી પરાધીનતાથી ઘોર વેદના સહે છે, કોઇ પોતાના પતિના વિયોગથી અગ્નિમાં બળી મરે છે, કોઇ રોગ જિનિત જ્વર (તાવ), ખાંસી, શ્વાસ, અતિસાર, મરડો, અનેક પ્રકારના વાતપીત કફ, જળોદર, કઠોદર, દંતશૂળ, નેત્રશૂળ, કર્ણશૂળ, મસ્તકશૂળ, ઉદરશૂળ આદિની ઘોર વેદના સમસ્ત પર્યાયથી ભોગવી મરણ પામે છે. કોઇ જન્મથી આંધા, બહેરા, મુંગા ને બોબડા હોય છે. કોઇ હસ્તપાદાદિ અંગથી રહિતપણે જન્મ પૂરણ કરે છે. કોઇ કે-

રસીક છંદગી વ્યતિત કર્યા પછી કર્મોદયથી આંધળા, બહેરા, લુલા કે અપંગ થઇ પરાધીનપણે માનસિક અને શારીરિક દુઃખ ભોગવે છે. કોઇને લોહીવિકારથી કોડ, ખરજ, વિસ્ફોટક કે ચાંદી થાય છે. તેથી હાથ, પગ, આંગળાં, નાકાદિ ગળી જાય છે. ગૃહસ્થો! કર્મના ઉદયની ગહન ગતિ છે.

કોઇ અંતરાયકર્મના ઉદયથી નિર્ધન થઇ નાના પ્રકારનાં દુઃખ ભોગવે છે. કોઇને રહેવાને ઘર પણ મળતું નથી, તેથી રસ્તામાં જ્યાં ત્યાં પડ્યાં રહે છે. કોઇને અતિ જુનાં, માથે છાજ વિનાનાં સાંકડાં, સાપ, ઘો, વીંછી આદિ પ્રાણીઓનાં દરવાળાં ઘર હોય છે, તથા પાસે ચંડાળાદિ કુકર્મીઓનો વાસ હોય છે. વળી કોઇને દુષ્ટ વ્યસની, દુરાચારી મહાપાપી અને નીચ કૃત્યના કરનારા ભાઇઓનો સંયોગ થાય છે. કોઇને એક કરતાં વધારે સ્ત્રીઓ હોવાથી આખો દહાડો ઘરમાં કંકાસ ને કજીઆ થાય છે. કોઇને સ્ત્રી હોતી નથી, તેથી તેના વિના જીવવું વૃથા માની, તેની તૃષ્ણાથી દુઃખી થાય છે. કોઇને અતિદુષ્ટ, વ્યભિચારીણી, કંકાસણી, મર્મ ઉઘાડાં કરવાવાળી, તથા મહારોગે કરી ઘેરાએલી સ્ત્રી હોય છે. વળી કોઇ પોતાની આજ્ઞાકારી તથા સુશીલ સ્ત્રીના વિયોગથી અતિ દુઃખી થાય છે. કોઇને સ્ત્રી ઘડપણમાં કે નિર્ધનપણામાં નાનાં નાનાં બાળકો મૂકી મરી જાય છે, તેથી પોતે તથા બાળકો દુઃખી થાય છે. વળી કેટ-

લોક પુરૂષો પરણીને તરત મરી જાય છે, તેથી સ્ત્રીને અતિ દુઃખ ભોગવવું પડે છે. કોઇ સ્ત્રીને વૃદ્ધ અને નિ-રાધાર મૂકી મરી જાય છે. કોઇ પુરૂષ વૃદ્ધાવસ્થામાં નિ-વાહની ઇચ્છા કરે છે. કોઇને પુત્ર હોતો નથી, કોઇનો પુત્ર પરણીને તરત વિધવા મૂકી મરી જાય છે, તેથી તે-નાં માબાપને જીવે ત્યાંસુધીનું દુઃખ પ્રાપ્ત થાય છે. વળી કોઇને વિનયી, સુશીલ અને યશવાન પુત્ર હોય છે તે વૃદ્ધાવસ્થામાં પોતાનાં માબાપને રખડતાં મૂકી મરી જાય છે. કોઇને ચોર, જુગારી અને કજીયાખોર પુત્રો હોય છે. કોઇને ઘણી પુત્રીઓ હોય છે, તેથી તેના વિવાહાદિ કાર્યની નિર્ધનપણાને લીધે નિરંતર ચિંતા રહે છે. કો-ઇની પુત્રીને પતિ મળતો નથી, કોઇની પુત્રીનો પતિ મૂર્ખ, રંડીબાજ અને ઉડાઉ હોય છે. કોઇની પુત્રીનો પતિ બાળપણમાં ગુજરી જાય છે, તેથી પુત્રી વ્યભિ-ચારીણી થાય છે, તો મરણ કરતાં પણ મોટું દુઃખ થાય છે. કોઇની પુત્રી આંધળી, લુલી કે મુંગી હોય છે. તેથી તેને પતિ મળતો નથી, તેનું મોટું દુઃખ થાય છે. કો-ઇને માતા પિતાના વિયોગનું દુઃખ હોય છે. કોઇ-ની માતા, સ્ત્રી, પુત્રી કે બેન વ્યભિચારીણી થાય છે તેનું મોટું દુઃખ હોય છે, અને વખતે તેથી જીવ પણ ખોવો પડે છે, કે કારાગ્રહમાં પડવું પડે છે, એમ કુ-ટુંબી જનોનાં અનેક દુઃખો અનેક જીવોને હોય છે. વ-ળી કોઇને લોભી, અવગુણગ્રાહી, અન્યાયી, ક્રોધી, નીચ

અને મૂર્ખ સ્વામીની સેવા પ્રાપ્ત થાય છે. કોઇને કૃતઘ્ની, છિદ્ર ઉઘાડાં કરવાવાળો, અપ્રમાણિક સેવકનું મળવું થાય છે. અધર્મી, સ્વાર્થી અને બેવચની રાજાની નોકરી તથા તેના રાજ્યમાં રહેવું; દુષ્ટ અને અતિ નીચ કૃત્ય કરનાર મંત્રી, અને કોટવાળનો સમાગમ થવો, કુડાં કલંકનું લાગવું, અપયશ થવો, ઇત્યાદિ અનેક દુઃખો આ દુઃસમકાળના મનુષ્યોને બહુ પ્રકારે પ્રાપ્ત થાય છે.

जन्म दुखं, जरा दुख, रोगाय मरणाणिय;
अहो दुखा हु संसारो, जथ कीसंति जंतुणो.

( વૈરાગ્યશતક. )

ભાવાર્થ—હે આત્મન્! તું વિચાર કર કે, આ જીવ જ્યારથી જન્મે છે, ત્યારથી તે મરણપર્યંત કેવળ દુઃખમાંજ વર્ત્તે છે. કેમકે જન્મતી વખતે જેમ, જતરડામાંથી સોની સોના રૂપાના તારને ખેંચી કાઢે છે તેમ, માતાના યોનીદ્વારમાંથી નીકળતાં અતોલ દુઃખ પ્રાપ્ત થાય છે. વળી મરણનું દુઃખ પણ અતિ અતિ છે. હવે જન્મ મરણનાં દુઃખોની વચ્ચેનાં દુઃખો અનેક પ્રકારનાં છે. જેમકે, બાળપણમાં બાળકને બોલતાં નહી આવડવાથી તેને કાંઇ દુઃખ થાય છે ત્યારે તે રૂએ છે, તેથી તેનાં માબાપ કાંઇને બદલે કાંઇ ઉપચાર કરે છે; પણ તે તેને સુખને બદલે દુઃખરૂપ થાય છે. વળી જુવાનીમાં માની લીધેલા સંસારના સમસ્ત સુખની પ્રાપ્તિ થતી નથી. જેમ કે, કોઇ માણસે કોઇ વસ્તુનો સરો કરવા માટે કાંઇ

પણ ચીજ ન જડવાથી ચોમાસામાં ઉત્પન્ન થયેલાં દશ વીશ દેડકાં લઇને નાંખ્યાં, પણ ઘડો ઓછો થવાથી એક બીજું દેડકું લેવા ગયો, તેવામાં તેમાંથી એક કૂદી ગયું, તેને લેવા જતાં બીજાં બે જતાં રહ્યાં, તેને લેવા જતાં બીજાં ચાર કૂદી ગયાં, તેમ સ્ત્રી, પુત્ર, ધન અને નિરોગીપણું પ્રાપ્ત કરવાની ઇચ્છા કરતાં અચાનક સ્ત્રી ગુજરી જાય છે. સ્ત્રીની પ્રાપ્તિ કરવા જતાં ધન નાશ પામી જાય છે. ધન સંપાદન કરતાં શરીરે માંદો થાય છે.

અહો ભવ્યો! મનુષ્યપર્યાયમાં એવાં એવાં અનેક પ્રકારનાં ઘોર દુઃખો છે. મિથ્યાત્વ, કુતપ, કુદાન, અને મંદકષાયના પ્રભાવથી રાજ્ય, ઐશ્વર્ય, દાન, ભોગ, સંપદા અને અલ્પાયુષ્ય પામી, અન્યાય, અધર્મ અને મિથ્યામાર્ગમાં વ્રત સંયમરહિતપણે પ્રવર્તન કરનાર, બી-જાને કરાવનારા તથા અનુમોદનારા જીવોનું આ ભર-ક્ષેત્રને વિષે મનુષ્ય પર્યાયમાં ઉપજવું થાય છે.

૪ દેવગતિ—કદાપિ દેવ પર્યાય પામે તો ત્યાં નિર્ધનતા, જરાવસ્થા, રોગ, ક્ષુધા, તૃષા, મારન, તાડન, આદિ દુઃખો નથી; પણ માનસિક દુઃખો હોય છે. એટલે મોટા રિદ્ધિવંત દેવતાને દેખી પોતાનું લઘુપણું જાણી દુઃખ પામે છે. કોઇ દેવ, પોતાની દેવાંગનાનું આયુષ્ય પુરૂં થવાથી મરણ પામે છે, તેને બદલે તેવા સ્વરૂપવાળી બીજી દેવાંગના ઉત્પન્ન થાય છે; તો પણ તેને, તેના જીવના વિયોગનું દુઃખ થાય છે. વળી દેવો પોતાની

દેવાંગનાને માટે પરસ્પર લડે છે. હલકા દેવોથી ઇંદ્રાદિ મહર્દ્ધિક દેવતાની સભામાં પ્રવેશ કરી શકાતું નથી, તેથી મોટું માનસિક દુઃખ થાય છે. તથા આયુષ્ય પૂર્ણ થવાથી દેવલોકમાંથી પોતાનું પડવું જાણી જે દુઃખ અને વિલાપ થાય છે તે તો કેવળી ભગવાનજ જાણે છે; અગર દેવપર્યાય ભોગવતો જીવ જાણે છે.

धी धी धी संसारं, देवो मरिउण जं तिरी होई;
मरिउण रायराया, परिपच्चइ निरय जालाए.

(વૈરાગ્ય શતક.)

ભાવાર્થ—કોઇને એકવાર ધિક્કાર, કોઇને બે વા ધિક્કાર અને આ સંસારને તો ત્રણવાર ધિક્કાર કહો. તેનું કારણ એ છે જે, દેવતા સરખા મહા રિદ્ધિવંત પણ મરીને તિર્યંચગતિને વિષે અથવા પૃથ્વીકાય આદિમ પાષાણપણે ઉત્પન્ન થાય છે. આ શું ઓછું આશ્ચર્ય છે! તથા છ ખંડના ભોક્તા, ચોસઠ હજાર સ્ત્રીઓના પતિ ચોરાસી લાખ હાથી, ચોરાસી લાખ ઘોડા, ચોરાસી લાખ રથ, છન્નુ કરોડ પાયદળ, નવનિધાન, ચૌદ રત્ન, સોળ હજાર જક્ષ, તથા બત્રીશ હજાર મુકુટબંધ રાજા જેની સેવામાં રાત દહાડો હાજર છે, એવા ચક્રવર્ત્તિ રાજા પણ મરીને નરકની જ્વાળામાં ઉત્પન્ન થાય છે. અહો! હા!! માટે હે દેવાણુપ્રિયો! આ સંસાર એકાંત દુઃખમયજ છે, એમાં લગાર માત્ર પણ જ્ઞાનીઓએ સુખ કહેલ નથી, એમ નિશ્ચયથી જાણો.

संसारंमि असारे, नथि सुहं वाहिवेअणापउरे;
जाणंतो इह जीवो, न कुणइ जिण देसियं धम्मं.

ભાવાર્થ—ઉક્ત પ્રકારના આધિ, વ્યાધિ અને ઉપાધિથી આ સંસાર ભરેલો છે. એટલે આ સંસારમાં કાંઈ પણ સુખ નથી. એવી રીતે જીવ જાણે છે, દેખે છે, અને અનુભવે છે, તો પણ આ મૂઢ જીવ, જિન પરમાત્માના કહેલા ધર્મને અંગીકાર કરતો નથી; એજ આશ્ચર્ય છે!!!

ગૃહસ્થો—છેવટ સાર એ છે કે, જેમ ભારને વાહન કરનારાં માણસો કોઇપણ ઠેકાણે ભારને ઉતારી વિશ્રામ લે છે, પણ દેહના ભારને વહેનારા જીવોને તો ક્યાંય વિશ્રામસ્થાન મળતું નથી. કદાપિ ઔદારિક, વૈક્રિયનો ક્ષણમાત્ર ભાર ઉતરે, તેવામાં આત્મા તેનાથી અનંતગણા તેજસ-કાર્મણ શરીરના ભારને ધારણ કરે છે. તેજસ-કાર્મણથી આત્માની અનંતદર્શન, જ્ઞાન, ચારિત્ર અને વીર્યશક્તિ દબાએલી રહે છે, તેથી કેવળદર્શન, કેવળજ્ઞાન, તથા અવ્યાબાધ અનંતસુખ અભાવતુલ્ય થઇ રહે છે.

કોઇ ગૃહસ્થ પોતાના ઘરને બળતું દેખી જેમ, અમુલ્ય વસ્ત્રાદિને લઈ જઇ જીર્ણ વસ્ત્રાદિને છાંડી દે છે, તેમ હે ભવ્યો! સમસ્ત લોકને બળતો દેખી જીર્ણ વસ્ત્રરૂપ જરા મરણને છાંડીને અમુલ્ય વસ્ત્રરૂપ નિત્ય અને શાશ્વત એવા અમુલ્ય આત્માને તારો. તારો; ઉક્ત સિદ્ધાંત, સંસારથી મુક્ત થવાનો વિતરાગી ઉપદેશ પ્રદર્શિત કરે

છે. આત્મચારિત્ર અવધારણ કરતાં તપ-પરિષહાદિનાં બહિર્દુઃખને દુઃખ માન્યું છે, અને મહા અધોગતિરૂપ અનંત દુઃખને, બહિર્ભાવ મોહિનીથી સુખરૂપ માન્યું છે, એ કેવી ભ્રમ વિચિત્રતા છે. આત્મચારિત્રનું દુઃખ તે દુઃખ નથી પણ, પરમ સુખ છે, અને પરિણામે અનંત સુખની પ્રાપ્તિનું કારણ છે. તેમજ ભોગ વિલાસનું સુખ તે ક્ષણિક અને બહિર્દૃશ્ય સુખ તે કેવળ દુઃખજ છે. અને પરિણામે અનંત દુઃખનું કારણ છે. માટે આત્મ ચારિત્રાદિ શુદ્ધાચરણને ધારણ કરી પરમ સિદ્ધિદાયક સિદ્ધગતિને પામો.

શાર્દૂલવિક્રિત છંદ.

તિર્યંચાદિ નિગોદ નારકિ તણી, જે યોની યોની રહ્યાં;
જીવે દુઃખ અનેક દુર્ગતિ તણાં, કર્મ પ્રભાવે. લહ્યાં.
યા સંયોગ વિયોગ રોગ બહુધા, યાં જન્મ જન્મે દુઃખી;
તે સંસાર અસાર જાણિ ઇહવો, જે એ તજે સો સુખી.

ઇંદ્રવજ્રા છંદ.

જે હીન તે ઉત્તમ જાતિ જાએ,
જે ઉચ્ચ તે મધ્યમ જાતિ થાએ;
જ્યું મોક્ષ મેતાર્ય મુનિંદ્ર જાએ,
ત્યૂં મંગુ સૂરી પુર યક્ષ થાએ.

શ્રી કેશરવિમળ.

---

## ૪ એકત્વભાવના.

### ઉપજાતિ છંદ.

શરીરમાં વ્યાધિ પ્રત્યક્ષ થાય,
તે કોઇ અન્યે લઈ ના શકાય;
એ ભોગવે એક સ્વઆત્મ પોતે,
એકત્વ એથી નય સુજ્ઞ ગોતે.

શ્રીમદ્ રાજચંદ્ર.

શરીરમાં પ્રત્યક્ષ દેખાતા રોગાદિક જે ઉપદ્રવ થાય છે, તે, માબાપ, સ્ત્રી, પુત્ર, પુત્રી આદિ કુટુંબીજનો કે સ્નેહીઓ કોઇથી લઇ શકાતા નથી. એ માત્ર એક પોતાનો આત્મા પોતેજ ભોગવે છે. એમાં કોઈપણ ભાગીદાર થતું નથી. તેમજ પુણ્ય, પાપાદિ સઘળા વિપાકો આપણો આત્માજ ભોગવે છે. એ એકલો આવે છે, એકલો જાય છે. એ સિદ્ધાંતને જાણવાવાળા જ્ઞાની પુરૂષો એકત્વને નિરંતર શોધે છે.

एगो बंधइ कम्मं, एगो वह बंधमरण वसणाइं;
विसहइ भवंमि भमडइ, एगुच्चिअ कम्मवेलविउ.

(વૈરાગ્યશતક.)

ભાવાર્થ.—હે જીવ! જે વખત તારો જન્મ થયો તે વખત તેં એકલેજ ગર્ભમાં વસવાનું તથા યોનીમાંથી નીકળવાનું ઘણું કષ્ટ સહન કર્યું; પણ તે વખત તારૂં દુઃખ લેવા કે મટાડવાને માટે તને કોઇએ સહાય

કરી નહીં; અને જે વખત તું મરણ પામીશ તે વખતે તે મરણની વેદના પણ તારે એકલાનેજ સહન કરવી પડશે. વળી તું જ્યારે પાપ કરીને નરકાદિ ભવાન્તરને વિષે જઇશ, ત્યારે ત્યાંની મારન, તાડનાદિ ઘોર વેદના, પણ તારે એકલાનેજ સહન કરવી પડશે; પણ તું જે દેહ, સ્ત્રી, પુત્ર. અને કુટુંબાદિને અર્થે મહા આરંભ, પરિગ્રહ, અન્યાય અને અભક્ષ્યાદિ કરે છે, તેનું ફળ જે ઘોર દુઃખ તે નરકાદિપર્યાયમાં તું એકલોજ ભોગવીશ. પરંતુ તેમાંનું કોઇ પણ તારી વેદનાનો ભાગ લેવાને આવશે નહીં. એવી રીતે બીજા ભાવોમાં પણ કર્મવડે ઠગાએલો તું એકલોજ કષ્ટ ભોગવીશ. અર્થાત્ તારાં કરેલાં કર્મ તુંજ ભોગવીશ. બીજું કોઇ ભોગવવા આવશે નહીં. દાખલા તરીકે.—

જ્યારે આ જીવને પૂર્વે પોતાનાં કરેલાં અશુભ કર્મનો ઉદય થાય છે, ત્યારે તેને રોગાદિ દુઃખો ભોગવતાં તેનાં મિત્ર, કુટુંબાદિ જનો પ્રત્યક્ષ દેખે છે; પણ તેઓ કિંચિત્માત્ર દુઃખ દૂર કરી શકતાં નથી; તો નરકાદિ દુર્ગતિને વિષે કોણ સહાયી થાય? વળી પરલોક ગમન કરતાં આત્માને, સ્ત્રી, પુત્ર, મિત્ર, ધન, ધાન્ય, દેહાદિ પરિગ્રહમાંથી કોઇ પણ સહાયી નથી. આ લો[illegible] બંધવ મિત્રાદિ છે તે પરલોક [illegible] મિત્ર [illegible] હોતા, અને જે ધન, ધાન્ય, [illegible] મ[illegible] ભરણ અને શરીરાદિ પરિ[illegible]ાદિ

માંથી કોઇ પણ પરલોકમાં પાછળ જતું નથી. આ દેહના સંબંધીઓ આ દેહનો નાશ થયેથી સંબંધ છોડી દે છે. આયુષ્ય પૂર્ણ થયેથી પોતે એકલોજ મરે છે. તે મરણથી બચાવવાને ધર્મ સિવાય બીજું કોઇ સહાયી નથી. એમ જીવ એકલો જાય છે, એકલો આવે છે, એકલોજ સુખ દુઃખ ભોગવે છે, માટે સંબંધીઓ પ્રત્યે મમત્વ કરી આત્મહીત બગાડવો, તે મહા અનર્થકારક છે.

જેવી રીતે બંદીગ્રહમાં બંધાયલા માણસને બંદીગ્રહમાં રાગ નથી, તેવી રીતે સમ્યગ્જ્ઞાની પુરૂષને દેહરૂપ કેદખાનામાં રાગ નથી; પણ અજ્ઞાની જીવ પોતાનું સત્ય સ્વરૂપ તથા એકાકીપણું તજી પરપુદ્ગળ અને પરિગ્રહાદિને પોતાનું સ્વરૂપ જાણી ભવભ્રમણ કરે છે. એટલે પુન્યપાપાદિ કર્મ ઉંચ–નીચપણું ઉપજાવે છે તથા આયુષ્ય પૂર્ણ થયે સમસ્ત કુટુંબ–ધનાદિ પરિગ્રહ છોડાવી એકાકી પરલોકમાં લઇ જાય છે. કોઇ પાછળ આવતું નથી. જેમકે—

पिय पुत्त मित्त घर घरणि जाय,
इह लोइ अ सव्व नियं सुह सहाय;
नवि अत्थि कोइ तुह सरणि मुक्ख,
इक्कल्लु सहसि तिरि निरय दुक्ख.

ભાવાર્થ—આ જગતમાં પરલોકને વિષે કોઇ પણ સહાયતા કરવાને અસમર્થ એવાં, માતા પિતાદિ સૌ પો-

તપોતાના સ્વાર્થી છે. એટલે સૌ પોતાના સુખના અર્થી છે. જ્યારે આ જીવ નરક તિર્યંચાદિનાં ઘોર દુઃખો ભોગવે છે ત્યારે કોઈ સહાય કરતું નથી. મતલબ કે કોઈ કોઈનું નથી. કારણ કે ઉક્ત માણસોને એવો નિશ્ચય થાય છે કે-આ પથારીમાં સૂતેલો માણસ હવે કાંઈ જીવશે નહીં, એમ ધારી, તે સૂતેલા માણસને મહાવેદનામાં તરફડીઆં મારતો જોઈ, કહે છે કે " તમે અમને કાંઈ "કહો છો ? એટલે તમે છાની રીતે સંચય કરેલું, કોઈને "ત્યાં મૂકેલું, કોઈને આપેલું કે દાટેલું કાંઈ દ્રવ્ય દેખાડો "છો ? એમ પોતાનો સ્વાર્થ સાધવાની વાતો કરે છે. "વળી તેના મરી ગયા પછી પણ કેવળ પોતાનો સ્વાર્થ "સંભારી સંભારીને રૂએ છે કે-'આટલું કામ અધૂરૂં "મૂકી ગયા. પણ એમ નથી વિચારતા કે-તે બિ- "ચારો જ્યારથી સમજણો થયો ત્યારથી મરણાંત કાળ "સુધી તેણે આપણું વૈતરૂં કર્યું છે. વળી તે બાપડો નર- "કાદિ દુર્ગતિને વિષે એકલો ગયો છે, ત્યાં તેને કેવાં-કેવાં "દુઃખો પડતાં હશે ? વળી તે ઘણું દ્રવ્ય કમાઈને મૂકી "ગયો છે, આપણે તેના બીજા દુઃખમાંતો ભાગ લેવાને "અશક્ત છીએ, પણ તેનાજ મેળવેલા દ્રવ્યમાંથી થોડું "દ્રવ્ય તેની પછવાડે શુભકાર્યમાં વાપરીએ. વળી તેમને "આવો વિચાર પણ નથી થતો કે અરેરે ! તે બિચા- "રાએ રાત દહાડો પોતાના શરીરનું સુખ પણ ન વિ- "ચારતાં કુડકપટ, છળભેદ અને અન્યાયથી તેણે આપણું

"જ ભરણ પોષણ કર્યું છે; પણ પોતાના આત્માનું ગા "ત્રન કરવાનો જરાપણ અવકાશ લીધો નથી. એવી રીતે સંભારીને કોઇપણ રૂદન કરતું નથી." માટે હે ચેતન ! વિચાર કર, વિચાર કર. સૌ સ્વાર્થનું સગું છે. કોઈ કોઈનું નથી. જ્ઞાનીઓ પોકારી પોકારીને કહી ગયા છે કે—"एगोहं, नाथि मे कोइ" એટલે હું એકલો છું મારૂં કોઇ નથી.

જ્યારે આ જીવને શુભ કર્મનો ઉદય થાય છે, ત્યારે પોતે ઉત્તમ જાત, કુળ, રૂપ, બળ, વિદ્યા, રાજ્ય, લક્ષ્મી, ઐશ્વર્ય, મંડળેશ્વરપણું. ચક્રવર્તીપણું, દેવપણું, ઇંદ્રપણું તથા જગતપુજ્ય તીર્થંકરપણું સંપાદન કરી એકલોજ નિર્વાણપદને પામે છે.

છેવટે સાર એ છે કે-આ જીવ એકલો આવે છે, એકલો જાય છે, જન્મ, જરા, મરણાદિનાં દુઃખો પણ પોતે એકલોજ સહન કરે છે. એમ સમજી કુટુંબીજનોનો તથા પરિગ્રહનો મમત્વ છોડી દે. અરે ! ઝાઝાં મળવાથી ઝાઝી ઉપાધિ થાય છે. અહો ચેતન ! તું માન કે એકત્વમાંજ તારી સિદ્ધિ છે. આ સંસારમાં અનંત જીવોના સંબંધમાં તારે ઉપાધિ ભોગવવાનું શું અવસ્ય છે ? તેનો ત્યાગ કર, અને એકત્વમાં પ્રવેશ કરી, નમી રાજર્ષિની માફક એકત્વનેજ કલ્યાણકારી જાણી પરમાનન્દ સંપદાને પામ.

ઇંદ્રવજ્રા.

પુણ્યે એકલો જીવ સ્વર્ગે જાગે,
પાપે એકલો જીવ નર્કે જાગે;
એ જીવ જા આવ કરે એકેલો,
એ જાણીને તે મમતા મહેલો.

ઉપજાતિ.

એ એકલો જીવ કુટુંબ યોગે,
સુખી દુઃખી તે તસ વિપ્ર યોગે;
શ્રી હાથ દેખી વલયો એકેલો,
નમી પ્રબોધ્યો તિણથી વહેલો.

શ્રી કેશરવિમળ.

# ૫ અન્યત્વભાવના.

## શાર્દુલવિક્રિડીત છંદ.

ના મારાં તન રૂપ કાંતિ યુવતી, ના પુત્ર કે ભ્રાત ના,
ના મારાં ભૃત સ્નેહિયો સ્વજન કે, ના ગોત્ર કે જ્ઞાત ના;
ના મારાં ધન ધામ યૌવનધરા, એ મોહ અજ્ઞાત્વના,
રે! રે! જીવ વિચાર એમજ સદા, અન્યત્વદા ભાવના.

શ્રીમદ્ રાજચંદ્ર.

આ શરીર તે મારૂં નથી, આ રૂપ તે મારૂં નથી, આ કાંતિ તે મારી નથી, આ સ્ત્રી તે મારી નથી, આ પુત્ર તે મારા નથી, આ ભાઇઓ તે મારા નથી, આ દાસ તે મારા નથી, આ સ્નેહીઓ તે મારાં નથી, આ સંબંધીઓ તે મારાં નથી, આ ગોત્ર તે મારૂં નથી. આ જ્ઞાતિ તે મારી નથી, આ લક્ષ્મી તે મારી નથી. આ મહાલય તે મારાં નથી, આ યૌવન તે મારૂં નથી, અને આ ભૂમી તે મારી નથી. માત્ર એ અજ્ઞાનપણાનો મોહ છે. સિદ્ધગતિને સાધવા માટે હે જીવ! અન્યત્વનો બોધ દેનારી અન્યત્વભાવનાનો વિચાર કર, વિચાર કર.

મિથ્યામમત્વની ભ્રમણા ટળવાં માટે, અને વૈરાગ્યની વૃદ્ધિને માટે પ્રભાવથી મનન કરવાયોગ્ય રાજરાજેશ્વર ભરતનું દૃષ્ટાંત અહીં આગળ ટાંક્યું છે.

## ભરતેશ્વર.

ચક્રવૃતિની અનેક પ્રકારની સંપદાથી વિભૂષિત શ્રીમાન્ રાજરાજેશ્વર ભરત પોતાના સુંદર આદર્શ-ભુવનમાં વસ્ત્રાભૂષણથી વિભૂષિત થઇ મનોહર સિંહાસનપર બેઠા હતા, ચારે બાજુનાં દ્વાર ખુલ્લાં હતાં, નાના પ્રકારના ધૂપનો ધુમ્ર સૂક્ષ્મ રીતે પ્રસરી રહ્યો હતો નાનાં પ્રકારનાં સુગંધી પદાર્થો ઘમઘમી રહ્યાં હતાં, નાના પ્રકારનાં સુસ્વરયુક્ત વાજિંત્રો યાંત્રિક કળાવડે સ્વર ખેંચી રહ્યાં હતાં, શીતળ, મંદ અને સુગંધી એમ ત્રિવિધ વાયુની લહરીઓ છૂટતી હતી, આભૂષણાદિક પદાર્થોનું નિરીક્ષણ કરતાં કરતાં એ શ્રીમાન્ રાજરાજેશ્વર ભરત તે ભુવનમાં અપૂર્વતાને પામ્યો તે એવી રીતે કે એના હાથની એક આંગળીમાંથી વીંટી નિકળી પડી. ભરતનું ધ્યાન તે ભણી ખેંચાયું અને આંગળી કેવળ અડવી જણાઇ. નવ આંગળીઓ વીંટીથી જે મનોહરતા ધરાવતી હતી, તે મનોહરતા વિના આ આંગળીપરથી ભરતેશ્વરને અદ્ભૂત મૂળોત્તર વિચારની પ્રેરણા થઇ. શા કારણથી આ આંગળી આવી લાગવી જોઇએ ? એ વિચાર કરતાં વીંટીનું નીકળી પડવું, એ કારણ એમ તેને સમજાયું. તે વાતને વિશેષ પ્રમાણભૂત કરવા બીજી આંગળીની વીંટી તેણે ખેંચી લીધી. એ બીજી આંગળીમાંથી જેવી વીંટી નિકળી તેવી તે આંગળી પણ અશોભ્ય દેખાઇ. વળી એ વાતને સિદ્ધ કરવાને તેણે ત્રીજી આંગળીમાંથી વીંટી

કાઢી લીધી એટલે તે પણ તેવીજ દેખાવા લાગી. એમ અનુક્રમે દસે આંગળીઓ અડવી કરી મૂકી. અડવી થઇ જવાથી સઘળીનો દેખાવ અશોભ્ય દેખાયો. અશોભ્ય દેખાવાથી રાજરાજેશ્વર અન્યત્વભાવનામાં ગદ્‌ગદિત થઇ એમ બોલ્યા—"અહોહો! કેવી વિચિત્રતા છે" કે ભૂમિમાંથી ઉત્પન્નથયેલી વસ્તુને ટીપીને કુશળતાથી ઘડી મુદ્રિકા બનાવી. એ મુદ્રિકાથી મારી આંગળી સુંદર દેખાઇ, એ આંગળીમાંથી મુદ્રિકા નીકળી પડતાં એથી વિપરીત દેખાવ દીધો, વિપરીત દેખાવથી અશોભ્યતા અને અડવાપણું ખેદરૂપ થયું, અશોભ્ય જણાવાનું કારણ માત્ર વીંટી એજ ઠર્યું કે ! જો વીંટી હોત તો એવી અશોભા હું ન જોત. એ મુદ્રિકાથી મારી આ આંગળી શોભા પામી. એ આંગળીવડે આ હાથ શોભે છે, અને એ હાથવડે આ શરીર શોભા પામે છે. ત્યારે એમાં હું શોભા કોની ગણું ? અતિ વિસ્મયતા ? મારી આ મનાતી મનોહર કાંતિને વિશેષ દીસ કરનાર તે મણિ માણિક્યાદિના અલંકારો, અને રંગ બેરંગી વસ્ત્રો ઠર્યાં. એ કાંતિ, મારી ત્વચાની શોભા ઠરી. એ ત્વચા શરીરની ગુપ્તતા ઢાંકી સુંદરતા દેખાડે છે. અહોહો ! આ મહા વિપરીતતા છે ? જે શરીરને હું મારૂં માનું છું તે શરીર તે માત્ર ત્વચાવડે, તે ત્વચા કાંતિવડે અને તે કાંતિ વસ્ત્રાલંકારવડે શોભે છે. ત્યારે શું મારા શરીરની તો કંઇ શોભા નહીંજ કે ? રૂધિર, માંસ અને

હાડનોજ કેવળ એ માળો કે? અને એ મારો તે હું કેવળ મારોજ માનું છું. કેવી ભૂલ ? કેવી ભ્રમણા ? અને કેવી વિચિત્રતા છે? કેવળ હું પરપુદ્ગળની શોભાથી શોભું છું. કોઇથી રમણિકતા ધરાવતું શરીર તે મારે, મારૂં કેમ માનવું? અને કદાપિ એમ માનીને હું એમાં મમત્વભાવ રાખું તો પણ કેવળ દુઃખમય અને વૃથા છે. આ મારા આત્માનો એ શરીરથી એક કાળે વિયોગ છે! આત્મા જ્યારે બીજા દેહને ધારણ કરવા પરવરશે ત્યારે આ દેહ અહીં રહેવામાં કાંઇ શંકા નથી. એ કાયા મારી ન થઇ અને નહીં થાય, ત્યારે હું એને મારી માનું છું કે માનુ એ કેવળ મૂર્ખતા છે.

જેનો એક કાળે વિયોગ થવાનો છે, અને જે કેવળ અન્યત્વભાવ ધરાવે છે. તેમાં મમત્વપણું શું રાખવું ? એ જ્યારે મારી થતી નથી ત્યારે મારે એનું થવું શું ઉચિત છે? નહીં, નહીં. એ જ્યારે મારી નહીં, ત્યારે હું એનો નહિં. એમ વિચારૂં દૃઢ કરૂં, અને પ્રવર્તન કરૂં; એ વિવેકબુદ્ધિનું તાત્પર્ય છે. આ આખી સૃષ્ટિ અનંત ચીજથી અને અનંત પદાર્થોથી ભરી છે, તે સઘળા પદાર્થ કરતાં જેના જેટલી કોઇ પણ વસ્તુપર મારી પ્રિયતા નથી, તે વસ્તુ તે મારી ન થઇ તો પછી બીજી કઇ વસ્તુ મારી હોય? અહોહો! હું બહુ ભૂલી ગયો. મિથ્યા મોહમાં લથડી પડયો. તે નવયૌવનાઓ, તે કુળદિપક પુત્રો, તે અઢળક લક્ષ્મી અને

તે છ ખંડનું મહાન્ રાજ, એ મારાં નથી. એમાંનું લેશમાત્ર પણ મારૂં નથી. એમાં મારો કિંચિત્ ભાગ નથી. જે કાયાથી હું એ સઘળી વસ્તુઓનો ઉપભોગ લઉં છું, તે ભોગ્ય વસ્તુ જ્યારે મારી ન થઈ, ત્યારે બીજી મારી માની બેઠેલો વસ્તુ, સ્નેહી, કુટુંબી આદિ મારાં શું થનાર હતાં? નહીં. કંઈજ નહીં. એ મમત્વભાવ મારે જોઈતો નથી. એ પુત્ર, એ મિત્ર એ કલત્ર, એ વૈભવ, એ લક્ષ્મીને મારે મારાં માનવાંજ નથી. હું એનો નહીં, ને એ મારાં નહીં. પુણ્યાદિ સાધીને મેં જે જે વસ્તુ પ્રાપ્ત કરી, તે તે વસ્તુ મારી ન થઈ એના જેવું સંસારમાં બીજું કયું ખેદમય છે? મારાં ઉગ્રપુણ્યત્વનું પરિણામ આજકે? છેવટે એ સઘળાંનો વિયોગજ કે? પુણ્યત્વનું એ ફળ પામીને એની વૃદ્ધિને માટે મેં જે જે પાપ કર્યાં તે તે મારા આત્માએ ભોગવવાંજ કે? તે પણ એકલાએજ કે? એમાં કોઇ સહીચારી નહીંજ કે? નહીં નહીં. એ અન્યત્વભાવવાળા માટે હું મમત્વ દર્શાવી આત્માનો અનહિતૈષી થઇ એને રૌદ્ર નર્કનો ભોક્તા કરૂં એ જેવું કયું અજ્ઞાન છે? એવી કઈ ભ્રમણા છે! એવો કયો અવિવેક છે?

ત્રેસઠશલાકા પુરૂષમાંનો હું એક ગણાયો, ત્યાં આવાં કૃત્ય ટાળી શકું નહીં. અને પ્રાપ્ત કરેલી પ્રભુતાને ખોઇ બેસું એ કેવળ અયુક્ત છે. એ પુત્રોનો, એ પ્રમદાઓનો, એ રાજ વૈભવનોઅને એ વાહનાદિ

સુખનો મારે કશો અનુરાગ નથી. મમત્વ નથી. વૈરાગ્યનું રાજ રાજેશ્વર ભરતના અંતઃકરણમાં આવું ચિત્ર પડયું કે તિમિરપટ ટળી ગયું, શુકલધ્યાન પ્રાપ્ત થયું અશેષકર્મ બળીને, ભસ્મીભૂત થયાં !!! મહા દિવ્ય અને સહસ્ત્ર કિરણથી પણ અનુપમ કાંતિમાન કૈવલ્યજ્ઞાન પ્રગટ થયું. તેજ વેળા એણે પંચમુષ્ટિ કેશ લોચન કર્યું. શાસનદેવીએ એને સંતસાજ આપ્યો, અને તે મહા વિરાગી, સર્વજ્ઞ, સર્વદર્શી, થઇ ચતુર્ગતિ, ચોવીશ દંડક, તેમજ આધિ, વ્યાધિ અને ઉપાધિથી વિરક્ત થયો. ચપળ સંસારનાં સઘળાં સુખ વિલાસથી એણે નિવૃત્તિ કરી. રાગ દ્વેષ ગયો, અને તે નિરંતર સ્તવનાયોગ્ય પરમાત્મા થયો.

ખરેખર ભરતનું મનન કરવાયોગ્ય ચરિત્ર સંસારની શોકાર્તતા અને ઔદાસિન્યતાનો પુરેપુરો ભાવ ઉપદેશ, અને પ્રમાણદર્શિત કરે છે. કહો ! એને ત્યાં કંઇ ખામી હતી ? નહોતી એને ત્યાં નવયૌવન સ્ત્રીઓની ખામી, કે નહોતી રાજરિદ્ધિની ખામી. નહોતી વિજયસિદ્ધિની ખામી કે નહોતી નવનિધિની ખામી, નહોતી પુત્ર સમુદાયની ખામી, કે નહોતી કુટુંબ પરિવારની ખામી, નહોતી રૂપકાંતિની ખામી કે નહોતી યશકીર્તિની ખામી. એને કોઇ પણ પ્રકારની ખામી નહોતી. એવી રીતે છ ખંડનો પ્રભુ દેવના દેવ જેવો, અઢળક સામ્રાજ્ય લક્ષ્મીનો ભોક્તા, મહાયુનો ધણી, અ-

નેક રત્નની યુક્તતા ધરાવનાર, રાજરાજેશ્વર ભરત આ-દર્શભુવનને વિષે અન્યત્વભાવના ઉપજવાથી શુદ્ધ વિ-તરાગી થયા. ભરતેશ્વરે વિવેકથી અન્યત્વના સ્વરૂપને જોયું, જાણ્યું, અને સર્પ-કંચુકવત્ સંસાર પરિત્યાગ કરી તેનું મિથ્યા મમત્વ સિદ્ધ કરી આપ્યું. મહા વૈ-રાગ્યની અચળતા, નિર્મમત્વતા, અને આત્મશક્તિનું પ્રફુલ્લિત થવું આ મહા યોગીશ્વરના ચરિત્રમાં કહ્યું છે.

એક પિતાના સો પુત્રમાં નવાણું, આગળ આત્મ-સિદ્ધિને સાધતા હતા, સોમા આ ભરતેશ્વરે સિદ્ધિ સાધી. પિતાએ પણ એજ સિદ્ધિ સાધી. ભરતેશ્વરી રાજ્યાસનપર બિરાજનારાઓમાંથી આઠપાટ સુધી એજ આદર્શા-ભુવ-નમાં તેજ સિદ્ધિને પામ્યા કહેવાય છે. એ સકળ સિદ્ધિ-સાધકમંડળ, અન્યત્વનેજ સિદ્ધ કરી એકત્વમાં પ્રવેશ કરાવે છે. અભિવંદન હો તે પરમાત્માઓને !

ઉક્તચરિત્રો એવો બોધ આપે છે કે આ સંસાર-માં દેહ, સ્ત્રી, પુત્ર, ધન, સંપદા અને ભોગાદિનો તને જે જે સંબંધ થયો છે, તે બધાં તારા રૂપથી અન્ય છે એટલે ભિન્ન છે. જુદાં છે, તેમાં તને કોની દિલગીરીનો વિચાર થયાં કરે છે? તે સર્વનો સંબંધ તેં અનંતીવાર જોડયો છે, અને છોડયો છે. જેનો સંયોગ છે તેનો વિ-યોગ છે. કારણકે વૈરાગ્યશતકમાં કહ્યું છે કે—

अन्नए कुंडा अनय, गेहिणी परि अणोऽवि अन्नय;
भूग नलिअम अहुदं, पलिलं हवइ उनंतेण.

ભાવાર્થ—હે આત્મન્! તું આ સંસારરૂપ ચક્ડોળ ઉપર ચડીને એમ વિચાર કરે છે કે આ મારૂં સઘળું કુટુંબ મારા ભેગું સદાકાળ એક સ્થિતિમાં રહે, અને આ સર્વ કુટુંબનો મારે કોઇ દિવસ વિયોગ પડે નહીં એવા ઉપાયમાં તું રાત્રી દિવસ મંડેલો છે. પરંતુ એમ વિચાર નથી કરતો કે જે વસ્તુ કેવળ અન્યત્વ અને અસ્થિર સ્વભાવ ધરાવે છે, તે કરોડો ઉપાયે કરી સ્થિર થવાની નથી. કારણકે જે સર્વ કુટુંબી માણસો છે, તે સર્વનાં કર્મ જુદાં જુદાં છે. પરંતુ એકરૂપે નથી. તેથી સ્ત્રી પુત્ર અને પુત્રીઓ આદિ પરિવાર પોતપોતાના કર્માનુસારે નાના પ્રકારની ગતિઓમાંથી જેવી રીતે આવ્યાં હતાં તેવી રીતે પાછાં ચાલ્યાં જાય છે. તે કેવી રીતે ચાલ્યાં જાય છે? ઉત્તર—જેમ કોઇ ભૂત-દેવતાને બળી બાકળા ફેંકે છે, તે બળી બાકળા પરાધીનપણે જુદી જુદી જગાએ જઈ પડે છે; તેમ આ બિચારા સ્ત્રી, પુત્રાદિ કુટુંબીજનો કર્માધીનપણાથી અનેક પ્રકારની ગતિઓમાં જઇ પડે છે. એમ વિચારી તેવા ખોટા મમત્વને છોડી દઇને તેમના સંયોગ વિયોગમાં રાગ-દ્વેષ ન કરતાં તારા આત્માની ચિંતા કર. મનુષ્ય ભવનો જે જે સમય જાય છે, તેમાં જો તું તારૂં પોતાનું હીત નહીં કરીશ, પાપથી વિમુખ નહીં થઇશ. તથા કુગતિનું કારણ જે રાગ, દ્વેષ, કામ, ક્રોધ અને લોભાદિ કષાયથી તારા આત્માને નહી મૂકાવીશ, તો

નરક તિર્યંચગતિમાં પરાધીન થયા પછી શું કરી શકીશ? જે સ્ત્રી, પુત્ર, સેવકાદિને પોતાનાં માને છે તે મિથ્યા મોહનો મહિમા છે. આનું નામજ મિથ્યાત્વ છે. એ સમસ્ત સંબંધ કર્મજનિત અને અલ્પકાળનો છે. પોતાના સ્વરૂપની ભૂલ થવાથી તે સર્વને પોતાના માની લીધેલ છે, પણ સર્વ સંસારી જીવોની પ્રકૃતિ જુદી જુદી છે. પ્રકૃતિ મળ્યા વિના પ્રીતિ કેમ થાય? જો કોઇથી પોતાના વિષય-કષાયરૂપ પ્રયોજન પારપડતાં હોય તો તેની સાથે પ્રીતિ કરે છે, પણ વિના પ્રયોજને પ્રીતિ થતી નથી. જેવી રીતે કે-વેળુના કણમાં જળાદિ ચીકણાશ મળવાથી તેનો લાડવો બંધાય છે. તેવી રીતે સર્વ કુટુંબીજનો વિષય-કષાયરૂપ ચીકણાશથી સંબંધ ધરાવે છે. પણ જળ સૂકાઇ જવાથી કણીઆ જુદા જુદા પડી જાય છે તેમ વિષય-કષાયરૂપ મતલબ પાર ન પડવાથી પ્રીતિ છોડી દે છે. માટે હે આત્મન્! બધું જગત વેલુના કણની માફક કોઈ કોઈનું સંબંધી નથી. સંસારી જીવોને જે પોતાના વિષય-કષાય પુષ્ટ કરે તેજ મિત્ર છે, અને તેમાં જે અટકાવ કરે તેજ વેરી છે. જગતનો એવો સ્વભાવ જાણી અન્યમાં (પરમાં) જે રાગ, દ્વેષ છે તેનો ત્યાગ કર, ત્યાગ કર.

આત્મા સ્વભાવથી (મૂળથી) શરીરાદિથી વિલક્ષણ-ચેતનામય છે. દેહ-પુદ્દગળ વિનાશક અચેતન,-જડ છે. કારણ કે તે અનેક પુદ્દગળ પરમાણુઓના સમુહથી બ-

નેલ છે, પણ તે તમામ પરમાણુ જુદા જુદા વિખરાઇ જશે. અને આત્મા, ચૈતન્ય, સ્વભાવ, અખંડ અવિનાશી રહેશે, તેથી સકળ સંબંધમાં અન્યપણાનો દૃઢ નિર્ણય કરો. આત્માનો સ્વભાવ દ્રવ્યકર્મ, ભાવકર્મ અને નોકર્મથી અન્યછે. એમ જાણી અન્યત્વને સિદ્ધ કરી એકત્વને ભાવો.

ઇંદ્રવજ્રા

જો આપણો દેહજ એ ન હોઇ,
તો અન્યકો આપણ મિત્ર કોઇ;
જે સર્વ તે અન્ય ઇંહાં ભણી જે,
કે હો તિહાં હર્ષ વિષાદ કીજે. ૧

ઉપજાતિ.

દેહાદિ જે જીવ થકી અનેરા,
શ્યાં દુઃખ કીજે તસ નાશ કેરાં;
તે જાણીને વાધણીને પ્રબોધી,
શુકોસલે સ્વાંગ ન સાર કીધી. ૨

શ્રી કેશરવિમળ.

## ૬ અશુચિભાવના.

કાયા મહા એ અશુચિતાઇ,
જિહાં નવ દ્વાર વહે સદાઇ;
કસ્તૂરિ કર્પૂર સુદ્રવ્ય સોઇ,
તે કાય સંયોગ મલીન હોઇ. ૧
અશુચિ દેહી નર નારિ કેરી,
મ રાચજે એ મળમુત્ર શેરી;
એ કારમી દેહ અસાર દેખી,
ચતુર્થ ચક્રિય પણ તે ઉવેખી. ૨

શ્રી કેશરવિમળ.

ભાવાર્થ—હે! ચેતન! આ કાયા મહા મહા અશુચિમય છે, જેના નવ દ્વારમાં હમેશાં અશુચિ વહ્યાં કરે છે; વળી જેના સંયોગથી કસ્તુરી કર્પૂરાદિ સુગંધી મલીન થઈ જાય છે. સ્ત્રી પુરૂષોનાં શરીર એ મળમુત્રની શેરી છે. એમાં શું રંજન થવા જેવું છે? આ કારમી એટલે ક્ષણમાં વિણસી જાય એવી અસાર કાયા દેખીને ચોથા સનત્કુમાર ચક્રવર્તિએ તેનું મિથ્યામાન તજી દીધું: એ ભગવાન્ સનત્કુમારનું ચરિત્ર અશુચિભાવનાનો ઉત્તમ બોધ આપે છે.

### સનતકુમાર.

ચક્રવર્તીની અનેક પ્રકારની સંપદાથી સંયુક્ત શ્રીમાન રાજરાજેશ્વર સનત્કુમાર નામે ચોથા ચક્રવર્તી

હતો, તેનાં વર્ણ અને રૂપ અનુપમ હતાં. એક વેળા સૌધર્મ સભામાં તેના રૂપનાં વખાણ થયાં. કોઇ બે દેવોને તે વાત રૂચી નહીં, તેથી ખાતરી કરવા વિપ્રરૂપે અંતઃપુરમાં ગયા. તે વેળા તેનો દેહ ખેળભર્યો હતો, તેને અંગે મર્દનાદિ પદાર્થોનું વિલેપન થતું હતું, એક નાનું પોતીયું પહેર્યું હતું, એવી રીતે તે સ્નાન મંજન કરાવવા બેઠો હતો. વિપ્રરૂપે આવેલા દેવતા તેનું મનોહર મુખ, કંચનવર્ણી કાયા, અને ચંદ્ર જેવી કાંતિ જોઇને બહુ આનંદ પામ્યા. જરા માથું ધુણાવ્યું, એટલે ચક્રવર્તીએ પૂછ્યું. તમે માથું કેમ ધુણાવ્યું ? દેવોએ કહ્યું.-હે નરેંદ્ર! અને તમારૂં રૂપ નીરીક્ષણ કરવા બહુ અભિલાષી હતા. સ્થળે સ્થળે તમારાં વર્ણ, રૂપની સ્તુતિ સાંભળી હતી. આજે તે વાત અમને પ્રમાણભૂત થઇ, તેથી અમે આનંદ પામ્યા. માથું ધુણાવ્યું તેનું કારણ એ છે કે "જેવું લોકોમાં બોલાય છે તેવું જ તમારૂં રૂપ છે." એથી વિશેષ છે, પણ ઓછું નથી. સનત્કુમાર પોતાના સ્વરૂપ વર્ણની સ્તુતિથી પ્રભુત્વ લાવી બોલ્યો. તમે આ વેળા મારૂં રૂપ જોયું તે ભલે. પરંતુ હું જ્યારે રાજસભામાં વસ્ત્રાલંકાર ધારણ કરી સિંહાસનપર બેસું છું ત્યારે મારૂં રૂપ અને મારો વર્ણ જોવાયોગ્ય છે. અત્યારે તો હું ખેળ ભરી કાયાએ બેઠો છું. જો તે વેળા તમે મારાં વર્ણરૂપ જુઓ તો અદ્ભૂત ચમત્કાર પામો, અને ચકિત થઇ જાઓ. તે સાંભળી દેવોએ ક-

છું. ત્યારે પછી અમે રાજસભામાં આવીશું. એમ કહીને ત્યાંથી ચાલ્યા ગયા. સનતકુમારે સ્નાન મંજન કરાવ્યા પછી ઉત્તમ અને અમુલ્ય વસ્ત્રાલંકારો ધારણ કર્યા. અનેક ઉપચારથી જેમ પોતાની કાયા વિશેષ આશ્ચર્યતા ઉપજાવે તેમ કરીને રાજસભામાં આવીને સિંહાસનપર બેઠો. આજુ બાજુ સમર્થ મંત્રીઓ, સુભટો, પંડિતો અને સભાસદો પોતપોતાને યોગ્ય આસને બેસી ગયા છે. રાજરાજેશ્વર છત્ર, ચામરથી ને ખમાખમાથી વિશેષ શોભી રહ્યો છે. તે વેળા પેલા બે દેવતાઓ પાછા વિપ્રરૂપે આવ્યા. અદ્‌ભૂતરૂપ-વર્ણથી આનંદ પામવાને બદલે જાણે ખેદ પામ્યા હોય એવા રૂપમાં તેઓએ માથું ધુણાવ્યું. તેથી ચક્રવર્તીએ પૂછ્યું.-અહો! બ્રાહ્મણો! ગઈ વેળા કરતાં આ વેળા તમે જુદા રૂપમાં માથું ધુણાવ્યું એનું શું કારણ છે? તે મને કહો. અવધિજ્ઞાના નુસારે વિપ્રે કહ્યું. "હે મહારાજ તે રૂપમાં અને આ રૂપમાં ભૂમી આકાશનો ફેર પડી ગયો છે." ચક્રવર્તીએ તે સ્પષ્ટ સમજાવવા કહ્યું. બ્રાહ્મણોએ કહ્યું કે.-"મહારાજાધિરાજ! પ્રથમ તમારી કોમળ કાયા અમૃતતુલ્ય હતી, આ વેળાએ ઝેરરૂપ છે, તેથી જ્યારે અમૃતતુલ્ય અંગ હતું ત્યારે આનંદ પામ્યા હતા. આ વેળાએ ઝેરતુલ્ય છે ત્યારે ખેદ પામ્યા છીએ. અમે જે કહ્યું તેની સિદ્ધતા કરવી હોય તો તમે હમણાં તાંબુલ થુંકો, તેપર જે મક્ષિકા બેસશે તે તત્કાળ પરધામ પામશે. સનતકુમારે પરીક્ષા

કરી તે સત્ય ઠરી. પૂર્વકર્મના પાપનો જે ભાગ તેમાં આ કાયાના મદ સંબંધીનો મેળાપ થવાથી એ ચક્રવર્તીની કાયા ઝેરમય થઇ ગઇ. વિનાશીક અને અશુચિમય કાયાનો આવો પ્રપંચ જોઇને તેના અંતઃકરણમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો. કેવળ આ સંસાર તજવા યોગ્ય છે. સ્ત્રી, પુત્ર અને મિત્રાદિના શરીરમાં પણ આવીને આવીજ અશુચિ રહી છે. એ સઘળું મોહ માન કરવા યોગ્ય નથી. એમ બોલીને તે છ ખંડની પ્રભુતા ત્યાગ કરીને ચાલી નીકળ્યો. સાધુરૂપે જ્યારે વિચરતો હતો ત્યારે તેને મહા રોગ ઉત્પન્ન થયો. તેના સત્યત્વની પરીક્ષા લેવાને કોઇ દેવ ત્યાં વૈદ્યરૂપે આવ્યો, અને સાધુને કહ્યું કે હું બહુ કુશળ રાજવૈદ્ય છું, તમારી કાયા રોગનો ભોગ થયેલ છે, જો ઇચ્છા હોય તો તત્કાળ મટાડી આપું. સાધુ બોલ્યા. હે વૈદ્ય! કર્મરૂપ જે મહા મદોન્મત્ત રોગ છે તે રોગ ટાળવાની તમારી જો સમર્થતા હોય તો ભલે મારો આ રોગ ટાળો. એ સમર્થતા ન હોય તો એ રોગ ભલે રહ્યો. દેવતાએ કહ્યું. એ રોગ ટાળવાની સમર્થતા હું ધરાવતો નથી. પછી સાધુએ પોતાની લબ્ધિના પરિપૂર્ણ પ્રબળવડે થુંકવાળી આંગળી કરી તે રોગને ખરડી કે તત્કાળ તે રોગ વિનાશ પામ્યો, અને કાયા પાછી હતી તેવી બની ગઇ. તે વેળા દેવે પોતાનું સ્વરૂપ પ્રકાશ્યું. ધન્યવાદ આપી, વંદન કરી સ્વસ્થાનકે ગયો.

ઉક્ત ચરિત્ર ઉપરથી એવો બોધ મળે છે કે હે

આત્મન્! તું આ અશુચિમય કાયાનો વિચાર કરીશ તો તને જણાશે કે આ દેહ માતાની યોનીરૂપ દુર્ગંધમય સ્થાનમાં પીતાના વીર્ય અને માતાના મલીન રૂધીરનો મેળાપ થવાથી ઉત્પન્ન થયેલ છે, અને ત્રણ જગત્‌ના એંઠરૂપ પુદ્‌ગળ પરમાણુના પોષણથી વૃદ્ધિ પામેલ છે, અને ગર્ભને વિષે મહા મલીન દુર્ગંધમય રૂધીર માંસના ભરેલા જરાયુપડલમાં નવ માસ રહેલ છે; તથા અતિ દુર્ગંધ સહન કરી પ્રસવનું ભયંકર સંકષ્ટ સહન કરેલ છે. વળી જેમ મળથી બનેલો અને મળથી ભરેલો ચારે બાજુએ છિદ્રવાળો ઘડો હોય, તેમાંથી જે મળ નીકળ્યાં કરે. તેને પાણી આદિ અનેક ઉપચારોથી ધોઇએ તોપણ તે કેવી રીતે સાફ થાય? તેમ આ દેહ હાડ, માંસ, રૂધીર, ત્વચા, નસો, મેદ અને મજ્જા એમ સાત ધાતુથી બનેલ છે. વળી મળ મુત્રરૂપ દુર્ગંધમય વસ્તુથી તથા લટ, કીડા આદિ જંતુથી ભરેલા ચામડાના કોથળારૂપ છે. જેનાં મોટાં નવ દ્વારમાંથી તથા સાડાત્રણ કરોડ રોમમાંથી નિરંતર મળમુત્રાદિ દુર્ગંધવાળા પદાર્થો વહ્યાં કરે છે. તેને નદી, કુવા, સમુદ્ર તથા તીર્થાદિના જળોથી તથા બીજા અનેક સુગંધવાળા પદાર્થોથી ધોઇએ તોપણ તે કેવી રીતે પવિત્ર થાય? કસ્તુરી, કર્પૂર, ચંદન, પુષ્પ, અને તે સઘળાં તીર્થાદિનાં જળો આ દેહના સંયોગથી ઉલટાં અપવિત્ર થાય છે. તો આ અપવિત્ર દેહ કેવી રીતે પવિત્ર થાય? આ જ-

ગતમાં જે જે અપવિત્ર વસ્તુઓ છે, તે લોહી, માંસ, મળ, મુત્ર, વીર્ય, લાળ તથા કાન, નાક અને આંખ આદિના મેલના સ્પર્શથી થયેલ છે. ત્રસપ્રાણીના દેહના સંબંધવિના કોઇ અપવિત્ર વસ્તુ આ જગતમાં નથી. આ દેહને પવિત્ર કરવાને ત્રણલોકમાં કોઇપણ પદાર્થ સમર્થ નથી. તેવા શરીરને વિષે હે જીવ! તું કર્મના વશથી બંધાએલ છે, તેમાં મારાપણું માની લઇને એટલે આ શરીર તે હું છું એમ ધારીને તેના ઉપર મમત્વભાવ રાખીને શું કરવા મિથ્યા હેરાન થાય છે.

પવિત્રતાના બે પ્રકાર છે. ૧ લૌકિક. ૨ લોકોત્તર. લૌકિક પવિત્રતા આઠ પ્રકારે છે. કોઈની શુચિ અમુક કાળ ગયા પછી, કોઇની અગ્નિથી, કોઇની ધુપથી, કોઈની રાખથી, કોઇની માટીથી, કોઇની જળથી, કોઈની છાણથી અને કોઇની દર્ભથી પવિત્રતા થાય છે. એમ જગતમાં આ દેહની પવિત્ર જળથી મનાએલી છે. પણ રક્તપીત જેવા, સદૈવ લોહી પરૂથી ગદગદતા, મહારોગની ઉત્પત્તિવાળા, પળમાં વિણસી જવાનો જેનો સ્વભાવ છે એવા દેહની પવિત્રતા માનવી એ મિથ્યા દર્શન છે. મળમુત્ર, નર્ક, હાડ, માંસ, પરૂ અને શ્લેષ્મથી જેનું બંધારણ રચ્યું છે. ત્વચાથી માત્ર જેની મનોહરતા છે, તે કાયાનો મોહ ખરે વિભ્રમજ છે. સનતકુમાર જેવા અતિ પુન્યના ધણીએ જેનું લેશમાત્ર માન કર્યું તેપણ જેથી સંખાયું નહીં તો તે કાયામાં હે! પા-

મર માણા તું શું મોહ કરે છે. એ કિંચિત્ સ્તુતિપાત્ર નથી. આમ છતાં પણ આગળ આ મનુષ્યદેહને બીજા બધા દેહ કરતાં સર્વોત્તમ કહેવો પડશે. એનાથી સિદ્ધ ગતિની પ્રાપ્તિ છે. તે વાતની સિદ્ધતાને માટે અહીં નામ વ્યાખ્યાન આપ્યું છે.

આત્માના શુભ કર્મના જ્યારે ઉદય થાય છે, ત્યારેજ તે મનુષ્યદેહ પામે છે. મનુષ્ય એટલે બે હાથ, બે પગ, બે આંખ, બે કાન, એક મુખ અને એક નાકવાળા દેહનો ધણી એમ નથી, પણ એનો મર્મ જુદો છે. જો એમ માનવામાં અવિવેક કરીએ તો પછી વાનરને મનુષ્ય ગણવામાં દોષ શો? એ બિચારાંએ તો એક પૂછડું પણ વધારે પ્રાપ્ત કર્યું છે, પણ એમ નહીં. મનુષ્યપણાનો મર્મ આમ છે. વિવેકબુદ્ધિ જેના મનમાં ઉદય પામી છે, તેજ મનુષ્ય. બાકી બધા એ સિવાયના દ્વિપાદરૂપે પશુજ છે. પંડિત પુરૂષો નિરંતર એ માનવપણાનો આમજ મર્મ પ્રકાશે છે, વિવેકબુદ્ધિના ઉદયથી મુક્તિના રાજમાર્ગમાં પ્રવેશ કરાય છે, અને એ માર્ગમાં પ્રવેશ એ માનવદેહની ઉત્તમતા છે. તોપણ તે દેહ કેવળ અશુચિમયજ છે. એના સ્વભાવમાં અન્યત્વ નથી એમ નિરંતર સ્મૃતિમાં રાખવું ઉચિત છે.

આ દેહની લોકોત્તર પવિત્રતા એ છે કે કર્મમળને ધોઇ શુદ્ધ આત્મસ્વરૂપમાં સ્થિર થવું, એ પવિત્રતાનું કારણ રત્નત્રયીભાવ છે. રત્નત્રયીના ધારક, પરમ

સામ્યભાવવાળા દશ યતિધર્મ સંયુક્ત મુસાફ્રી છે. જેના સમાગમથી અમૂર્તિક આત્માના સ્વભાવને મલીન કરનારા મિથ્યાત્વ, વિષય, કષાય, રાગદ્વેષ આદિનો ક્ષય થઇ શુદ્ધાત્માની પ્રાપ્તિ થાય છે. માટે આત્માને અનાદિકાળથી રાગાદિ કર્મમળ વળગેલા છે તે દૂર કરવા દેહ ઉપરનો રાગ તજી અશુચિભાવના ભાવો.

ગીતિવૃત્ત.

ખાણ મુત્રને મળની, રોગ જરાનું નિવાસનું ધામ;
કાયા એવી ગણિને, માન ત્યજીને કર સાર્થક આમ.

શ્રીમદ્ રાજચંદ્ર.

---

## ૭ આશ્રવભાવના.

### માલિની વૃત.

ઇહ અવિરતિ મિથ્યા યોગ પાપાદિ સાધે,
ઇણ ઉણ ભવ જીવો આશ્રવે કર્મ બાંધે;
કરમ જનક જે તે આશ્રવા જે ન રૂંધે,
સમર સમય આત્મા સંવરી સો પ્રબુદ્ધે.

ભાવાર્થ—કર્મ આવવાનું કારણ આશ્રવ છે. જેમ સમુદ્રની વચ્ચે છિદ્રાળું વહાણ હોય, તેમાં પાણી ભરાઈ જાય, ઘરનું બારણું ખુલ્લું હોય તેમાં કૂતરું પેસી જાય, અથવા ચીકણા વસ્ત્રપર રજ ચોંટી જાય, તેમ

બાર અવ્રત, સોળ કષાય, નવ નોકષાય, પંચ પ્રકારનાં મિથ્યાત્વ, અને મન, વચન, કાયાના પંદર યોગ મળીને ૫૭ આશ્રવદ્વાર એટલે પાપને પ્રવેશ કરવાનાં ગડનાળાં અથવા પ્રનાલ છે.

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને પરિગ્રહ-નો ત્યાગ એ પાંચ પ્રકારનાં મહાવ્રત છે; એટલે એ પાંચ પ્રકારના પાપનો સર્વથા ત્યાગ. એ પાંચ મહાવ્રતો સંયમધારી મુનિરાજને હોય છે. એ પાંચ મહાવ્રતો દેશે ઉણાં હોય તો તેને અણુવ્રતો કહે છે; એટલે એ પાંચ પ્રકારના પાપનો એક દેશે ત્યાગ. તે પાંચ અણુવ્રતો વ્રતધારી શ્રાવકને હોય છે. કારણ કે ત્રસ જીવની મન, વચન અને કાયાથી હિંસા કરવી નહીં, કરાવવી નહીં, અને કરનારને સારૂં કરી માનવું નહીં, એવો નિયમ હોય છે. પણ સ્થાવરની વિરાધના પ્રયોજનના વશથી કરવી પડે છે, તેથી ગૃહસ્થને એક દેશથી હિંસાનો ત્યાગ હોય છે. બાકીના ચાર ગુણવ્રત અને ત્રણ શિક્ષાવ્રત મળી બાર વ્રત છે. તે બારવ્રત ધારણ નહીં કરવાથી પાપનો આશ્રવ થાય છે.

ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાય છે. તે દરેકની અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની અને સંજ્વલન એમ ચાર ચોકડી મળી સોળ કષાય છે. સ્ત્રીવેદ, પુરૂષવેદ, નપુંસકવેદ અને હાસ્યાદિ મળી નવ નોકષાય છે.

પાંચ પ્રકારના મિથ્યાત્વ છે.

મન, વચન અને કાયાના મળી પંદર યોગ છે.

મન, વચન, કાયાના શુભાશુભ પરિણામથી શુભાશુભ કર્મનો આશ્રવ થાય છે. પરિગ્રહની અભિલાષા, ઇંદ્રિયનાં વિષયની લોલુપતા, પારકું ધન હરી લેવાની ઇચ્છા, અન્યાયમાં પ્રવર્તન, અભક્ષનું ભક્ષણ, સાત વ્યસનનું સેવવું, પારકું બુરૂં કરવાની વ્રતિ રાખવી, એવી એવી મનની પ્રવૃત્તિ થવાથી પાપનો આશ્રવ થાય છે. વળી પોતાની પ્રસંસા અને પરની નિંદા, હિંસારંભ કરવાવાળા, વિષયાનુરાગ વધારવાવાળા, કષાયરૂપ અગ્નિને સળગાવવાવાળા, ધર્મ વિરૂદ્ધ મિથ્યાત્વ સ્વરૂપને પુષ્ટ કરવાવાળા વચનોથી પાપનો આશ્રવ થાય છે. યત્ના વિના કરૂણારહિત સ્વછંદતાથી દેહનું પ્રવર્તાવવું, મહાઆરંભની પ્રવૃત્તિ અને દેહની સારવારમાં રહેવું ઇત્યાદિ કાયયોગથી પાપનો આશ્રવ થાય છે; પણ એથી ઉલટી રીતે એટલે પાંચ ઇંદ્રિયોના વિષયમાં સંતોષ થવો. એટલે વિષયથી વિરક્ત થવું. પરોપકાર કરવાની ઇચ્છા, દુઃખી પ્રત્યે દયાની લાગણી, તત્વનું ચિંતવન સર્વ જીવ પ્રત્યે મિત્રભાવ, પંચપરમેષ્ટીમાં ભક્તિ, ધર્માત્મા પ્રત્યે અનુરાગ, તપ, વ્રત, શિયલ અને સંયમની ઇચ્છા એવી એવી મનની પ્રવૃત્તિ થવાથી પુન્યનો આશ્રવ થાય છે. સત્ય, હિત, મિષ્ટ તથા પરમાણમને અનુકુળ વચનો, સિદ્ધાંતની વાંચના, પુચ્છના, પરાવર્તના,

તથા અનુપ્રેક્ષા કરવાથી પુન્યનો આશ્રવ થાય છે. જિનેશ્વરની સેવા, ધર્માત્મા પુરૂષની વૈયાવચ્ચ, જતનાથી જીવની દયા, ઇત્યાદિ કાયયોગથી પુન્યનો આશ્રવ થાયછે. એમ મન, વચન અને કાયાની શુભાશુભ પ્રવૃત્તિને તીવ્રમંદ કષાયના યોગથી નાના પ્રકારના કર્મનો તીવ્રમંદ બંધ થાય છે. તેના ઉપર મુક્તામુક્તાવળીમાં કહ્યું છે કે—

જે કુંડરિકે વ્રત છાંડિ દીધું,
ભાઇતણું તે વળિ રાજ્ય લીધું;
તે દુઃખ પામે નરકે ઘણેરા,
તે હેતુ એ આશ્રવ દોષ કેરા.

વિશેષાર્થઃ—દૃષ્ટાંતરૂપે.

મહાવિદેહક્ષેત્રમાં વિશાળ પુંડરિગિણી નગરીના રાજ્યસિંહાસનપર પુંડરિક અને કુંડરિક નામે બે ભાઇ હતા. એક વેળા મહા તત્વજ્ઞાની મુનિમહારાજ વિહાર કરતા ત્યાં સમોસર્યા. મુનિના વૈરાગ્ય વચનામૃતથી કુંડરિક દિક્ષાનુરક્ત થયો, અને ઘેર આવ્યા પછી પુંડરિકને રાજ્ય સોંપી ચારિત્ર ગ્રહણ કર્યું. સરસ નિરસ આહાર કરતાં થોડા કાળમાં તે મહારોગથી પીડાયો, તેથી ચારિત્ર પરિણામે ભંગ થયો. પુંડરિગિણી નગરીની અશોકવાડીમાં આવીને તેણે ઓઘો મુહપત્તિ વૃક્ષે વળગાડી મૂક્યાં. પછી નિરંતર તે ચિંતવન કરવા લાગ્યો કે પુંડરિક મને રાજ્ય આપશે કે નહીં આપે. વનપાળે કુંડરિકને ઓળખ્યો, તેથી તેણે જઇને પુંડરિકને સર્વ હકી

કત જણાવી કે, આકુળ વ્યાકુળ થતો તમારો ભાઇ અ-શોકબાગમાં રહ્યો છે. પુંડરિકે આવી કુંડરિકનાં મનો-ભાવ જોયાં, તેને ચારિત્રથી ડોળાયમાન થતો જોઇ કેટ-લોક ઉપદેશ આપી સમજાવ્યો, પણ તેનું મન સ્થિર થયું નહીં; તેથી તેને ઘેર તેડી લાવી રાજ્ય સોંપી દી-ધું. પણ કુંડરિકની આજ્ઞાને સામંત કે મંત્રી કોઇ માન વા લાગ્યા નહીં. ઉલટા તેને ધિક્કારતા હતા. કુંડરિકે ઘેર આવ્યા પછી ક્ષુધાતુરની પેઠે અતિ આહાર કર્યો, તેથી રાતે તેને બહુ પીડા થઇ તે વમન થયું, પણ અ-ભાવથી કોઇ પાસે આવ્યું નહીં, તેથી તેને પ્રચંડ ક્રોધ વ્યાપ્યો. તેણે નિશ્ચય કર્યો કે આ દરદથી જો મને શાં-તિ થાય તો પછી પ્રભાતે એ સઘળાને હું જોઇ લઇશ. એવા મહાદુર્ધ્યાનથી મરીને સાતમી નરકે તેત્રીસ સા-ગરોપમને આયુષ્યે અનંત દુઃખમાં જઇને ઉપજ્યો.

હે જીવ! ઉક્ત દૃષ્ટાંત ઉપરથી સાર એ છે જે—રાજ્ય, લક્ષ્મી, કંચન, કામિની આદિ સચેત અચેત દ્રવ્ય, પરિગ્રહ તથા કષાયાદિ ભાવ પરિગ્રહ આશ્રવનું મૂળ છે. માટે તેનો ત્યાગ કરવો. જ્યારે તે બંનેનો સ-ર્વથા મન, વચન અને કાયથી ત્યાગ થશે ત્યારેજ આ-ત્માના અવિનાશી સુખની પ્રાપ્તિ થશે. માટે હે ભવ્યો! પાપ આવવાનાં પાંચ આશ્રવદ્વાર બંધ કરો.

## ૮ સંવરભાવના.

ઇંદ્રવજા.

જે સર્વથા આશ્રવને નિરોધે,
તે સંવરી સંવરભાવ સાધે;
તે ભાવ વંદો ગુરૂ વજસ્વામી,
જેને ત્રિયા કંચન કોડી વામી.

શ્રી કેશરવિમળ.

આશ્રવથી ઉલટો શબ્દ સંવર છે.

આશ્રવનો નિરોધ કરવાથી સંવર થાય છે. એટલે પાપને આવવાનાં ગડનાળાં સમાન જે ૫૭ આશ્રવદ્વાર તેને સર્વથા રોકવાં એટલે નવાં આવતાં કર્મના સમૂહને અટકાવવાં તે સંવર.

જેમ આશ્રવ ભાવનામાં કહેવામાં આવ્યું કે સમુદ્રમાં રહેલી નાવને છિદ્ર હોય તો પાણી અંદર ભરાઇ બુડી જાય, પણ તેને બંધ કરી દીધું હોય તો પાણી આવતું નથી, અને તે નાવ પણ બુડતી નથી. તેમ પાપ આવવાનાં પ્રનાળને રોકવાથી નવાં કર્મ આવતાં બંધ થાય છે.

સમ્યગ્ દર્શનથી મિથ્યાત્વ આશ્રવ બંધ થાય છે. પાંચ ઇંદ્રિયો તથા છઠ્ઠું મન એને રોકવાથી ઇંદ્રિયો તથા મનદ્વારે આશ્રવ થતો બંધ થાય છે.

છકાય જીવની ઘાત કરવાવાળા આરંભના ત્યાગથી

તથા દ્વાદશ અવિરતિરૂપ કર્મ આવવાનાં દ્વાર રોકવાથી સંવર થાય છે.

સોળ કષાય, નવ નોકષાયને જીતી દશ લક્ષણયુક્ત યતિ ધર્મને ધારણ કરવાથી સંવર થાય છે. મન, વચન, કાયાના યોગથી કર્મનું આવવું થાય છે, પણ તેને ધ્યાન, સ્વાધ્યાય અને તપાદિવડે રોકવાથી સંવર થાય છે. વળી પાંચ સુમતિ અને ત્રણ ગુપ્તિ પાળવાથી, દશ પ્રકારે યતિધર્મ ધારણ કરવાથી, બાર ભાવના ભાવવાથી, સતર પ્રકારે સંયમ પાળવાથી, બાવીશ પરિસહ સહન કરવાથી, નવાં કર્મ આવતાં બંધ થાય છે. એટલે સંવર થાય છે. પાંચ પ્રકારના પ્રમાદને તજી યત્નાથી વર્તવું તે સુમતિ છે. જેમાં અહિંસા એટલે દયા મુખ્ય છે. મન, વચન, કાયાના યોગને રોકવું તે ગુપ્તિ છે. સ્વતત્વ એટલે આત્મતત્વનું ચિંતવન કરવું તે ભાવના છે. પૂર્વ કર્મના ઉદયથી ક્ષુધા, તૃષાદિ પરિસહને કાયરતા રહિત સમભાવથી સહેવાં તે પરિસહનો જય છે. રાગાદિ દોષ રહિત પોતાના આત્મસ્વભાવમાં પ્રવૃત્તિ કરવી તે ચારિત્ર છે. એવી રીતે જે વિષયકષાયથી વિમુખ થઇ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી પ્રવર્તે છે. તેને સુમતિ ગુપ્તિ આદિ ઉપર જણાવેલ ધર્મોવડે નવીન કર્મનો આશ્રવ નહીં થતાં સંવર થાય છે. તેના ઉપર દ્રષ્ટાંત.

આશ્રવભાવનામાં કુંડરિક અને પુંડરિક જે બે ભાઇઓનું ચરિત્ર લખ્યું હતું, તેમાં કુંડરિકે પ્રથમ ચારિત્ર ધાર્-

ણ કર્યું હતું, પણ પાછળથી તેનું રાન ડોળાયમાન થવાથી ચારિત્ર તજી રાજ્ય લીધું તેથી મરી સાતમી નરકે ગયો, પણ તેના ભાઈ પુંડરિકે કુંડરિકને રાજ્ય આપી. તેના ચારિત્રનાં ઉપગરણ ઉઘો, મુખપટી આદિ લઇ નિશ્ચય કર્યો કે કોઈ મહર્ષિ ગુરૂકને જઇ મારે દિક્ષા અંગીકાર કરવી. ત્યારપછી અશનપાનાદિ કરવું. આવો અભિગ્રહ ધારી ઘેરથી અણવાણે પગે ચાલી નીકળ્યો. રસ્તે ચાલતાં પગમાં કાંટા વાગ્યા તેથી લોહીની ધારાઓ ચાલી, તોપણ ઉત્તમ ધ્યાને સમતાભાવે રહ્યો. એથી એ મહાનુભાવ પુંડરિક કાળ કરીને સમર્થ સર્વાર્થસિદ્ધ વિમાને તેત્રીશ સાગરોપમને આયુષ્યે દેવરૂપે ઉપન્યો. અહો ! ભવ્યો !! આશ્રવથી કુંડરિકની શી દુર્દશા ! અને સંવરથી પુંડરિકની શી શુભદશા !!

કેવળ કંચનકામિનીના દ્રવ્યભાવ પરિત્યાગી વજ્રસ્વામીએ સ્ત્રીને આશ્રવનું દ્વાર જાણી તેનો સતકાર નહીં કરતાં સંવરભાવમાં રહ્યા. તે ઉપર વજ્રસ્વામીનું દૃષ્ટાંત.

શ્રી વજ્રસ્વામી કેવળ કંચન કામિનીના દ્રવ્યભાવ પરિત્યાગી હતા. એક ધનાવા નામે શ્રીમંતની રૂકિમણી નામની મનોહારિણી પુત્રી વજ્રસ્વામીના ઉત્તમ ઉપદેશને શ્રવણ કરી મોહિત થઇ. ઘેર આવી માતપિતાને કહ્યું કે જો હું આ દેહે પતિ કરૂં તો માત્ર વજ્રસ્વામીનેજ કરૂં. અન્યની સાથે પરણવાની મારે પ્રતિજ્ઞા છે. રૂકિમણીને તેનાં માતપિતાએ ઘણું એ કહ્યું. ઘેલી !

વિચારતો ખરી કે મુનિરાજ તે વળી પરણશે? એણે તો આશ્રવદ્વારની સત્ય પ્રતિજ્ઞા ગ્રહણ કરી છે; તો પણ રૂક્મિણીએ કહ્યું ન માન્યું. નિરૂપાયે ધનાવા શેઠે કેટલુંક દ્રવ્ય અને પોતાની સરૂપવાન પુત્રી રૂક્મિણીને સાથે લીધી, અને જ્યાં વજ્રસ્વામી બિરાજતા હતા ત્યાં આવીને કહ્યું કે, આ મારી સુકોમળ અને અતિ સરૂપવાન પુત્રી રૂક્મિણીની સાથે પાણીગ્રહણ કરી આ લક્ષ્મી છે તેનો તમે યથારૂચિ ઉપભોગ કરો, અને વૈભવવિલાસમાં વાપરો. એમ કહીને તે પોતાને ઘેર ગયો. યૌવનાવસ્થાને પ્રાપ્ત થયેલી અને રૂપના અંબારરૂપ રૂક્મિણીએ વજ્રસ્વામીને અનેક પ્રકારે ભોગ સંબંધી આમંત્રણ કર્યું, ભોગનાં સુખ અને પ્રકાર વર્ણવી બતાવ્યાં, મનમોહક હાવભાવ તથા અનેક પ્રકારનાં ચળાવવાના અનેક ઉપાયો કર્યા; પરંતુ તે કેવળ વૃથા ગયાં. મહા સુંદરી રૂક્મિણી પોતાના મોહકટાક્ષમાં નિષ્ફળ થઇ. ઉગ્રચરિત્ર વિજયમાન વજ્રસ્વામી મેરૂની પેઠે અચળ અને અડોલ રહ્યા. રૂક્મિણીનાં મન,વચન અને કાયાના સર્વ ઉપદેશ અને હાવભાવથી તે લેશમાત્ર પીગળ્યા નહીં. આવી અતિ વિશાલ અને અડગ દૃઢતાથી રૂક્મિણી બોધ પામી, અને નિશ્ચય કર્યો કે, આ સમર્થ જીતેંદ્રિય મહાત્મા કોઇ કાળે પોતાના ચારિત્રથી ચળિત થનાર નથી. લોહ પથ્થર પીગળાવવા સુલ્લભ છે, પણ આ મહા પવિત્ર સાધુ વજ્રસ્વામીને પિગળાવવા સંભ-

ધીની આશા નિરર્થક છતાં અધોગતિનાં કારણરૂપ છે. એમ સુવિચારી તે રૂક્મિણીએ પિતાએ આપેલી લક્ષ્મીને શુભક્ષેત્રે વાવરીને ચારિત્ર ગ્રહણ કર્યું. મન, વચન અને કાયાને અનેક પ્રકારે દમન કરી આત્માર્થ સાધ્યો.

હે ! આત્મન્! તત્વજ્ઞાનીઓ એને સંવરભાવના કહે-છે, માટે તું પણ આશ્રવનો ત્યાગ કરી સંવરભાવના ભાવ. કે જેથી નવાં કર્મ આવતાં બંધ થાય.

દોહા.

શુભ માનસ માનસ કરી, ધ્યાન અમૃત રસરેલી;
નવદળ શ્રી નવકાર પય, કરી કમળા સમકેલી. ૧
પાતક પંક પખાળીને, કરી સંવરની પાળ;
પરમ હંસ પદવી ભજો, છોડી સકળ જંજાળ. ૨

---

## ૯ નિર્જરાભાવના.

માલિનીવૃત.

દ્રુય દશ તપ ભેદે, કર્મ એ નિર્જરાએ;
ઉત્પત્તિ થિતિ નાસે, લોક ભાવો ભરાએ.
દુરલભ જગ બોધી, દુર્લભા ધર્મ બુદ્ધિ;
ભવહરણ વિભાવો, ભાવના એહ શુદ્ધિ;

ઉપજાતિવૃત.

એ નિર્જરા કામ સકામ તેહી,

અકામ જે તે મરૂદેવી જેહી;
તે જ્ઞાનથી કર્મ નિર્જરીજે,
દૃઢપ્રહારી પરિતો તરી જે.

શ્રી કેશરવિમળ.

વિશેષાર્થ—સંસાર હેતુભૂત કર્મસંતતિનો ક્ષય કરવો તે નિર્જરા. બાર પ્રકારના તપવડે કરી કર્મઓઘને બાળીને ભસ્મીભૂત કરવાં તેનું નામ નિર્જરાભાવના કહેવાય છે.

તપના બાર પ્રકાર છે. ૬ છ બાહ્ય અને ૬ છ અભ્યંતર તપ છે. અનશન, ઉણોદરી, વ્રતિસંક્ષેપ, રસપરિત્યાગ, કાયકલેશ, અને સંલીનતા. એ છ બાહ્યતપ છે. પ્રાયશ્ચિત, વિનય, વૈયાવચ્ચ, શાસ્ત્રપઠન (સ્વાધ્યાય) ધ્યાન, અને કાયોત્સર્ગ. એ છ અભ્યંતર તપ છે.

૧ અનશન—તેના બે પ્રકાર છે. ૧ થોડા કાળ સુધીનું. ૨ યાવત્ જીવિત સુધીનું.

થોડા કાળ સુધીનું અણસણ તેના ઘણા ભેદ છે. નોકારશી, પોરસી, એકાસણું, આંબેલ, ઉપવાસ, અને એક ઉપવાસથી માંડી છમાસી તપ સુધી વિવિધ પ્રકારના ભેદ છે; તેથી ઇંદ્રિયો મદોન્મત્ત (બળવાન) થતી નથી. નિંદ્રા ઓછી થાય છે. નિંદ્રા ઓછી થવાથી જ્ઞાન, ધ્યાન અને સ્વાધ્યાય સુખેથી કરી શકાય છે, માટે છતી શક્તિ નહીં ગોપવતાં યથાશક્તિ એકાસણું, ઉપવાસાદિ તપ કરવો. બીજું યાવત્ જીવિત સુધીનું અણસણ. તેના બે પ્રકાર છે. ૧ પાદોપગમન. ૨ ભાત પચ્ચખ્ખાણ.

૨ ઉણોદરી—એનો અર્થ એવો થાય છે કે, પેટ ભરી ઠાંસી ઠાંસીને ખાવું નહીં, પણ બે ચાર કવલ (કોળીઆ) ઉણા રહેવું. પુરૂષને ૩૨ કવલનો અને સ્ત્રીને ૨૮ કવલનો આહાર કહેવાય છે; તેમાંથી એકાદ બે કોળીઆ ઉણા રહેવું તે દ્રવ્ય ઉણોદરી. અને ક્રોધ, માન, માયા, લોભાદિ અલ્પ કરવા તે ભાવઉણોદરી કહેવાય છે.

૩ વૃતિસંક્ષેપ—પોતાના મનની વૃતિને સંક્ષેપવી એટલે ટુંકી કરવી. વૃતિઓ અટકાવી શાંતિ પાડવી. સાધુને ગોચરીના અભિગ્રહરૂપ વૃતિસંક્ષેપ જાણવો. તેના ચાર ભેદ છે. ૧ દ્રવ્યથી, ૨ ક્ષેત્રથી, ૩ કાળથી, ૪ ભાવથી. દ્રવ્યથી નિર્લેપ વસ્તુ લેવા આદિનો અભિગ્રહ. ક્ષેત્રથી અમુક મહોલા યા શેરીમાંથી આહાર મળે તો લેવો, એવો અભિગ્રહ કરવો તે. કાળથી-અમુક કાળે ગોચરીએ જવું તે ભાવથી—રૂદન કરતો, ગાયન કરતો, પુરૂષ યા સ્ત્રી આહાર આપે તો લેવો. એવા એવા અનેક તરેહના અભિગ્રહ કરવા તે જેમ મહાવીર સ્વામીએ તથા ઢંઢણ રૂષિએ અભિગ્રહ કર્યા હતા. શ્રાવક આશ્રયી વૃતિસંક્ષેપ ચૌદ પ્રકારનો છે. જેને ચૌદ નિયમ ધારવા એમ કહે છે. તે ચૌદ નિયમની ગાથા:-

" સચિત દવ્વ વિગય, તંબોલ વથ્થ કુસુમેસુ;
" વાણ સયણ વિલેપન, બંભ દિશી નાણ ભતેસુ."

૪ રસત્યાગ—વિકાર ઉત્પન્ન કરનારા ષટ્રસાદિ ભોજનનો પરિત્યાગ કરવો, એટલે વિગયનો ત્યાગ કરવો.

૫ કાયક્લેશ અનેક પ્રકારે છે.

વીરાસન, ઉત્કટીઆસન, પદ્માસન આદિ અનેક આસનો છે. શરીરની સુશ્રુષારહિત લોચાદિકષ્ટ સહન કરવું તે કાયક્લેશ કહેવાય છે.

૬ પ્રતિસંલીનતા—તેના ચાર ભેદ છે. ઇંદ્રિયો, કષાય અને યોગને સંકોચી કાચબાની માફક ગુપ્ત ઇંદ્રિયને ગોપવી રહેવું અથવા એકાંત વસ્તીએ રહેવું.

જે કષ્ટને મિથ્યાત્વીઓ પણ તપ માને છે, જેને લોકો પણ દેખી શકે છે, જેથી કષ્ટ ઘણું અને લાભ અલ્પ થાય છે, તથા બાહ્ય શરીરને તપાવે છે, તેથી એ ૬ છ પ્રકાર નો બાહ્યતપ છે.

અભ્યંતરતપ--૧ પ્રાયશ્ચિતતપ એટલે કીધેલા અપરાધની (પાપની) શુદ્ધિ કરવા કપટરહિતપણે લાગેલા દોષને ગુરૂ આગળ પ્રકાશ કરી, ગુરૂમુખે પ્રાયશ્ચિત લેવું. તેના દશ ભેદ છે.

૨ વિનય--જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિનો વિનય કરવો તે. તેના સાત ભેદ છે. વિનય એ ધર્મનું મૂળ છે. જો વિનય ન હોય તો ધર્મજ નથી. જેમ કે " मूलं नास्ति कुतः शाखा."

૩ વૈયાવચ્ચ—આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, તપસ્વી, ગ્લાનિ, નવીન શિષ્ય, કુળ, ગચ્છ, સંઘ અને સાધર્મિક (સ્વધર્મી) એ પ્રકારે દશની અશન, પાન, વસ્ત્ર, પાત્ર તથા ઔષધ પ્રમુખે કરી વૈયાવચ્ચ કરવી.

૪ સ્વાધ્યાય—વાંચના, પૃચ્છના, પરાવર્ત્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા એ પાંચ પ્રકારે જાણવો.

૫ ધ્યાન—તેના ૪ ચાર ભેદ છે. આર્ત્ત, રૌદ્ર, ધર્મ અને શુકલધ્યાન.

આર્ત્તધ્યાન ચાર પ્રકારે છે. ૧ ઇષ્ટનો વિયોગ એટલે પોતાનાં વહાલાં સ્ત્રી પુત્ર મિત્રાદિનો વિયોગ થાય, તથા શાતાવેદનીયનો ઉદય હોય તે મટીને અશાતાનો ઉદય થાય. એટલે શાતાવેદનીયનો વિયોગ થવાથી ચિંતા, શોક, અને વિલાપાદિ કરવા તે ઇષ્ટવિયોગ આર્ત્તધ્યાન.

૨ અનિષ્ટ સંયોગ—પોતાને નહીંગમતાં એવાં સ્ત્રી, પુત્ર, પુત્રી, બંધુ આદિનો મેળાપ થવાથી, તથા રોગાદિ ઉત્પન્ન થવાથી એમનો વિયોગ ચિંતવવો તે અનિષ્ટ સંયોગ આર્ત્તધ્યાન.

૩ રોગચિંતા આર્ત્તધ્યાન.—શરીરને વિષે કોઇ રોગની ઉત્પત્તિ થવાથી તેની ચિંતા કરવી તે. રોગચિંતા આર્ત્તધ્યાન.

૪ અગ્રશોચ આર્ત્તધ્યાન.—આવતા કાળની જે શોચના કરવી તે. જેમકે અમુક વખતે આ કામ કરીશ; તથા દાન, શીયળ, તપાદિના ફળની ઇચ્છા કરવી. અથવા આ ભવમાં આવાં તપાદિનાં કામ કર્યાં છે, તેથી આવતા ભવને વિષે અમુક વસ્તુની પ્રાપ્તિ થજો. એમ જે નિયાણું કરવું તે ચોથો અગ્રશોચાર્ત્તધ્યાન.

આર્ત્તધ્યાનનાં ચાર લક્ષણ છે. ૧ મોટા સ્વરે રૂદન કરવું. ૨ દીનપણું કરવું. ૩ આંખમાંથી આંસુ પાડવાં. ૪ કિલષ્ટભાવણ વારંવાર કરવું.

૨ રૌદ્રધ્યાન—તેના ચાર પ્રકાર છે.

૧ હિંસાનુબંધી. ૨ મૃષાનુબંધી ૩ સ્તેયાનુબંધી. ૪ સંરક્ષણાનુબંધી.

૧ હિંસાનુબંધી—એટલે દ્વેષે કરી પ્રાણીઓને મારવાની કુંઅથવા વધ બંધનાદિ કરવાની જે ચિંતવના કરવી તે.

૨ મૃષાનુબંધી-પારકી ચાડી ખાવી, અસત્ય વચન બોલવાં, તથા કોઇને ઠગવાના અધ્યવસાય કરવા.

૩ સ્તેયાનુબંધી-ક્રોધ તથા લોભાદિને વશ થઇ બીજાનું દ્રવ્ય હરણ કરવાની જે ચિંતવના કરવી તે.

૪ સંરક્ષણાનુબંધી-વિષય કષાયના સાધનભૂત જે ધનાદિ તેના રક્ષણને અર્થે સર્વ સંબંધીઓનું માઠું ચિંતવવું તે. જેમકે, જો આ સર્વ જીવતા હશે તો મારૂં ધન લઇ લેશે, માટે જો તેઓ મરી જાય તો સારૂં.

તેનાં ચાર લક્ષણ છે. ક્રૂરતા, કઠોરતા, ઠગવાપણું, અને નિર્દયપણું. જેમકે કાળીઆ કસાઇની માફક મરણાંત સુધી પણ હિંસાદિમાં પ્રવૃત્તિ હોય.

૩ ધર્મધ્યાન—તેના ચાર પ્રકાર છે.

જ્ઞાન, દર્શન, ચારિત્ર તથા વૈરાગ્યભાવનાએ કરી વીતરાગના વચન ઉપર જે સદહણા એટલે શ્રદ્ધાન રા-

ખવું તે. પહેલું આજ્ઞાવિચય ધર્મધ્યાન.

રાગ, દ્વેષ, વિષય કષાયાદિ જે આશ્રવ છે, તે આ લોકને વિષે અપાયભૂત એટલે અનર્થરૂપ છે. એવી રીતે ચિંતવના કરવી તે. બીજું અપાયવિચય ધર્મધ્યાન.

સુખ, દુઃખ, હર્ષ, શોક, સંયોગ, વિયોગાદિનો વિપાક પ્રાપ્ત થવાથી તેના વિષે હર્ષ શોક નહીં કરતાં તેને માત્ર પૂર્વકૃત કર્મનું ફળ જાણવું તે ત્રીજું વિપાક-વિચય ધર્મધ્યાન.

જીનેશ્વર ભગવાને કહેલા ષટદ્રવ્યના લક્ષણ તથા સંસ્થાનાદિની જે ચિંતવના કરવી તે. ચોથું સંસ્થાન વિચય ધર્મધ્યાન. તેનાં ૪ ચાર લક્ષણ છે. ૧ આજ્ઞા રૂચિ. ૨ નિસર્ગરૂચિ. ૩ સુત્રરૂચિ. ૪ અવગાઢરૂચિ.

૪ શુકલધ્યાનના ચાર ભેદ છે. પૃથકત્વ વિતર્ક સ-પ્રવિચાર. ૨ એકત્વ પૃથકત્વ અપ્રવિચાર. ૩ સૂક્ષ્મક્રિયા અનિવૃત્તિ. ૪ વ્યુછિન્નક્રિયા અપ્રતિપાતિ. તેનાં ચારલક્ષણ છે. ૧ ક્ષમા, ૨ નિર્લોભતા, ૩ સરળતા, ૪ માર્દવતા.

જેમ ફળનો પાક બે પ્રકારે છે. ૧ સ્વાભાવિક ૨ પ્ર-યોગથી. તેમ કર્મ પણ બે પ્રકારે નાશ પામે છે. ૧ સકા-મનિર્જરા અને ૨ અકામનિર્જરા. અમારાં પૂર્વ કર્મ ક્ષય થાઓ. આવા આશયથી સમકેતી જીવોને તપસ્યાદિ કરતાં જે નિર્જરા થાય છે તે. સકામનિર્જરા છે અને એકેંદ્રિયાદિ જીવોને તાપ, ટાઢ, વરસાદ, છેદનભેદનાદિ દહન કરતાં જે નિર્જરા થાય છે, તે અકામનિર્જરા

છે. જેમ મરૂદેવી માતાનો જીવ અકામ નિર્જરાથી એકેંદ્રિયમાંથી આવી મરૂદેવી માતાપણે ઉત્પન્ન થયો હતો.

## સકામનિર્જરાપર એક વિપ્રપુત્રનું દ્રષ્ટાંત.

કોઇ બ્રાહ્મણે પોતાના પુત્રને સાત વ્યસનનો સેવનારો જાણીને પોતાને ઘેરથી કાઢી મૂક્યો. તે ઘેરથી નીકળી જંગલમાં જઇ કોઇ લૂંટારાની ટોળીમાં ભળ્યો. તે ટોળીના ઉપરીએ તેને પોતાના કામમાં હુશિયાર અને પરાક્રમી જાણી પુત્ર કરીને સ્થાપ્યો. એ વિપ્રપુત્ર દુષ્ટ દમન કરવામાં દ્રઢપ્રહારી જણાયો. તે ઉપરથી એનું ઉપનામ દ્રઢપ્રહારી કરીને સ્થાપ્યું. તે દ્રઢપ્રહારી તસ્કરમાં અગ્રેસર થયો. નગર, ગામ વગેરે ભાંગવામાં બળવત્તર છાતીવાળો ઠર્યો. તેણે ઘણાં પ્રાણીઓના પ્રાણ લીધા. એક વેળા પોતાના સંગતિ સમુદાયને લઇને તેણે એક મોટું નગર લૂંટ્યું. દ્રઢપ્રહારી એક વિપ્રને ઘેર બેઠો હતો, તે દહાડે તે વિપ્રને ત્યાં ઘણા પ્રેમભાવથી ક્ષીર ભોજન કર્યું હતું. તે ક્ષીર ભોજનનાં ભાજનને તે વિપ્રનાં મનોધિ બાળકડાં ખાવાની લાલચે વિંટાઇ વળ્યાં હતાં. દ્રઢપ્રહારી તે ભાજનને અડકવા મંડયો, એટલે બ્રાહ્મણીએ કહ્યું કે "અરે મુરખના સરદાર! અભડાવ કાં? અમારે પછી કામ નહીં આવે. એટલું પણ તું સમજતો નથી. દ્રઢ પ્રહારીને આ વચનથી મહાક્રોધ વ્યાપ્યો અને તેણે તે દીન સ્રીને કાળધર્મે પમાડી. નહાતો નહાતો તેનો પતિ તેની સાહાયતાએ ધાયો, તેને પણ તેણે મારી નાંખ્યો. એટલામાં ઘરમાંથી એક

ગાય દોડતી આવી, અને તેણે શીંગડે કરી દ્રઢપ્રહારીને મારવા માંડયો, તે મહાદુષ્ટે તરવારના ઝાટકાથી તેને પણ મારી નાંખી. એ ગાય ગર્ભવતી હતી તેથી તેના પેટમાંથી એક વાછરડું નીકળી પડયું, તેને તરફડતું દેખી દ્રઢપ્રહારીના મનમાં બહુ બહુ પશ્ચાત્તાપ થયો. તે પોતાના અંતઃકરણમાં ચિંતવવા લાગ્યો કે મને ધિક્કાર છે. કે મેં મહા અઘોર હિંસાઓ કરી! મારો એ મહાપાપથી કયારે છૂટકો થશે? ખરે! આત્મસાર્થક સાધવામાંજ શ્રેય છે!! એવી ઉત્તમ ભાવનાએ તેણે સ્વહસ્તે પંચમુષ્ટી કેશલુંચન કર્યું. તેજ નગરની ઉગમણી ભાગોળે આવી ઉગ્રકાયોત્સર્ગે રહ્યો. આખા નગરજનોને પૂર્વે એનાથી સંતાપ થયો હતો, તેથી લોકોએ તેને બહુ બહુ પ્રકારે સંતાપવા માંડયો. જતા આવતા લોકોએ ધુળનાં ઢેફાં, પથ્થર, ઇંટાળા અને લાકડી તરવારાદિની મુઠોથી માર મારીને અતિ સંતાપ્યો. ત્યાં આગળ લોકસમુદાયે દોઢ માસ સુધી તેને પરાભવ કર્યો; પછી થાકી તેને મૂકી દીધો એટલે દ્રઢપ્રહારી ત્યાંથી કાયોત્સર્ગ પાળી આથમણી ભાગોળે જઇ એવાજ ઉગ્રકાયોત્સર્ગથી અડગ રહ્યો. તે દિશાના લોકોએ પણ તેવીજ રીતે ધૂળનાં ઢેફાં અને પથ્થરાદિથી મારી મારીને એમજ પરાભવ્યો. દોઢમાસ થયા પછી તેને છંછેડવા મૂકી દીધા એટલે દ્રઢ પ્રહારી કાયોત્સર્ગ પાળી ત્યાંથી ઉત્તરાદિ ભાગોળે જઇ તેવાજ ઉગ્ર કાયોત્સર્ગે રહ્યો. તે દિશાના લો-

કોએ પણ અતિ ઘણો પરાભવ કર્યો. પછી દ્રઢ મહિને ઘાકી મૂકી દીધાથી તે ચોથી દરવાજાદિ ભાગોળે દ્રઢ માસ સુધી કાયોત્સર્ગે રહ્યા. ત્યાં અનેક પ્રકારના પરિસહને સહન કરીને તે ક્ષમાધર રહ્યા. છઠ્ઠે માસે અનેક કર્મ સમુદાયને બાળી વિશોધી વિશોધીને તે કર્મરહિત થયા. સર્વ પ્રકારના મમત્વનો તેણે ત્યાગ કર્યો. અનોપમ દીવ્ય કેવલજ્ઞાન પામીને તે મુક્તિના અનંતસુખને પામ્યા.

ગૃહસ્થો! ઉક્ત દ્રષ્ટાંતથી આપ સર્વની ખાતરી થઇ હશે કે "અન્ય દર્શનમાં પણ સ્રીહત્યા, બ્રહ્મહત્યા, ગૌહત્યા અને બાળહત્યા એ ચાર હત્યાઓનું મોટું પાપ કહેલું છે તેવી ચાર મોટી અને બીજી અનેક જીવોની હત્યા કરનારા દ્રઢપ્રહારીએ જે નગરના લોકોને દુઃખ દીધું હતું તેજ નગરનાં લોકોનાં વચનોનો, અને તાડના, તર્જનાદિ મારનો પ્રહાર અતિ ઘણી શમતાથી સહન કરી સકામનિર્જરાથી અનંતભવનાં તથા આ ભવમાં કરેલાં અનેક પ્રકારનાં પાપોને પશ્ચાત્તાપાદિ અભ્યંતરતપે કરી બાળી ભસ્મીભૂત કરી કેવલજ્ઞાન પામી મુક્તિના ભાજન થયા. તેમજ સુકોશળ, ગજસુકુમાર, અને મેતારજમુનિ આદિ અનેક મુનિવરો શમતાભાવથી ભાવના ભાવતાં કેવલજ્ઞાન પામી મુક્તિ પામ્યા છે. એવી આ નિર્જરાભાવના ભાવો.

દોહા.

દ્રઢપ્રહારી દ્રઢધ્યાન ધરી, સુકુનિમિ ગજસુકુમાર;

મેતારજ મદન બ્રમો, સુકોશલ સુકુમાળ. ૧
એમ અનેક મુનિવર તર્યા, ઉપશમ સંવરભાવ;
કઠિણ કર્મ સવિનિર્જર્યાં, તેણુ નિર્જર પ્રસ્તાવ. ૨

## ૧૦ લોકસ્વરૂપભાવના.

### માલિનીવૃત્ત.

જિમ પુરૂષ વિલોચે, મ્હૂ અધોલોક તેવે,
તિરિય પણ વિરાજે, થાળશો વૃત્ત જેવો;
ઉરધ મુરજ જેવો, લોકનાળે પ્રકાશો,
તિમજ ભુવનભાનૂ, કેવળી જ્ઞાન ભાવો.

શ્રી કેશરવિમળ.

વિશેષાર્થ—જેમ પુરૂષ કેડ ઉપર બે હાથ દઈ પગ પહોળા કરી ઉભો રહે, તેમ લોકનાળ કિંવા લોકસ્વરૂપ જાણવું. એટલે તેની કેડથી નીચેના ભાગમાં અધોલોક, મધ્યમાં ત્રિચ્છાલોક, અને ઉપરના ભાગમાં ઉર્ધ્વલોક છે. તેનો આકાર એવો છે, કે અધોલોક ઉંધા વાળેલા માલ્હળ સરખો છે, મધ્યભાગ એટલે ત્રિચ્છાલોક થાળ અથવા ઝાલરને આકારે છે, અને ઉર્ધ્વલોક મૃદંગ સરખો છે.

જે દેખીએ છીએ તે લોકસ્વરૂપ છે, અને તેની બહાર અનંત આકાશ છે, તેને અલોક કહે છે. લોકમાં

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, અને જીવાદિ પદ્દ્રવ્યો સર્વત્ર વ્યાપી રહેલ છે. અલોકમાં તે પદાર્થો નથી. માત્ર અંધકારના પરમાણુઓ છે. તે કેવળજ્ઞાનીઓ જાણી શકે છે.

સમસ્ત લોક ઘનોદધિ, ઘનવા અને તનવાએ કરી વીંટાએલ છે. તે ઉત્તર દક્ષિણ ચૌદરજ્જુ ઉંચો છે, અધોલોક નીચેથી સાત રજ્જુથી અનુક્રમે ઘટતા ઘટતા મધ્યમાં એક રજ્જુ પોળોળો છે. એટલે સૌથી નીચે સાતમી પૃથ્વી સાત રજ્જુ પોહોળી; છઠ્ઠી ૭ રજ્જુ પહોળી; એમ ઘટતાં ઘટતાં ત્રિચ્છાલોક એક રજ્જુ પહોળો છે. ત્યાંથી વળી ઉપર ચડતાં ક્રમે ક્રમે અકેક રજ્જુ વધતાં વધતાં સાડાત્રણ રજ્જુ ઉંચા ગયા પછી બ્રહ્મસ્વર્ગની અંતમાં પાંચ રજ્જુ પહોળો છે. ત્યાર પછી ઘટતાં ઘટતાં લોકની અંતમાં એક રજ્જુ પહોળો છે. એવી રીતે પૂર્વ પશ્ચિમ લંબાઈ પહોળાઇ છે. સમસ્ત લોકાકાશ ૩૪૩ ઘન રજ્જુ પ્રમાણ છે. એ લોકની મધ્યમાં એક રજ્જુ લાંબી, પહોળી અને ચૌદ રજ્જુ ઉંચી ત્રસનાલી છે. તેમાં ત્રસજીવો છે. ત્રસનાલીની બહાર ઉપપાદ, મારણાંતિક, અને કેવળી સમુદ્ઘાત વિના ત્રસ જીવોનું ગમન હોતું નથી. સ્થાવર જીવો સમસ્ત લોકમાં છે.

અધોલોક, ત્રિચ્છાલોક અને ઉર્ધ્વલોક એવા લોકના ત્રણ પ્રકાર છે. અધોલોક ૭ રજ્જુ અને ઉર્ધ્વલોક ૭ રજ્જુ છે. ત્રિચ્છાલોક અધોલોકની અંદર એટલે મથાળે

છે. તેમજ મુક્તિસ્થાન અથવા સિદ્ધશિલા તે પણ ઉર્ધ્વ લોકની અંદર એટલે અંતમાં છે. અધોલોકમાં ૭ નારકી, ભુવનપતિ, વ્યંતર અને વાણુવ્યંતરાદિ દેવો છે. તિર્છાલોકમાં, કર્મભૂમી, અકર્મભૂમી, અંતરદ્વીપ, પર્વતો, નદીઓ, દ્રહો, અને સમુદ્રાદિ છે. તથા સૂર્ય, ચંદ્ર ગ્રહ, નક્ષત્રાદિના અસંખ્યાત વિમાનો છે. જંબુદ્વીપ, ધાતકીખંડ અને પુષ્કરાર્દ્ધ દ્વીપ એ પ્રમાણે અઢીદ્વીપમાં મનુષ્યો છે. ઉર્ધ્વલોકમાં બાર દેવલોક, નવ ગ્રૈવેયક, પાંચ અનુત્તરવિમાન, તથા સિદ્ધશિલા છે.

જેવી રીતે તલમાં તેલ રહેલ છે, તેવી રીતે લોકમાં સર્વત્ર ધર્મ, અધર્મ દ્રવ્યો અસંખ્યાત પ્રદેશમાં વ્યાપી રહેલ છે, તે અસંખ્યાત પ્રદેશી લોકાકાશમાં અનંતાનંત જીવદ્રવ્ય છે. જીવરાશીથી અનંતગુણા પુદ્દગળ દ્રવ્યો છે. વળી લોકના અસંખ્યાત પ્રદેશમાં કાળ દ્રવ્યના અણુ જુદા જુદા સ્વરૂપે કરી રહેલ છે. એવી રીતે છએ દ્રવ્યથી લોકાકાશ ભરેલ છે. તેમાં જીવ મિથ્યાત્વ અને અજ્ઞાનના વશથી પરદ્રવ્યને પોતાનું સ્વરૂપ માની અનંતકાળથી ભ્રમણ કરી રહેલ છે.

વૈરાગ્યશતકમાં કહ્યું છે કે—

तंकिंपि नथि ठाणं, लोए वालग्ग कोडिमित्तंपि;
जथ्थन जीवा बहुसो, सुह दुख्ख परंपरंपत्तो.

ભાવાર્થ—હે આત્મન્! તું વિચાર કર કે આ ચૌદ રાજલોકમાં વાળના અગ્રભાગ જેટલું એવું કોઈપણ

સ્થળ નથી કે જ્યાં આ જીવ સૂક્ષ્મ બાદર સ્થાવરપણે તથા ત્રસપણે જન્મ મરણ નથી કરી આવ્યો. મતલબકે સર્વ પ્રદેશે એની ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશ થયેલ છે. એવું વિચારી, વિષયસુખથી વિરામ પામી તું તારા આત્મસ્વરૂપના અવિનાશી સુખમાં મગ્ન થા.

## ૧૧ બોધિદુર્લભભાવના.

અનાદિ કાળથી જીવ નિગોદમાં વસે છે. એક નિગોદ શરીરમાં સિદ્ધથી અનંત ગુણા જીવ છે. તે બધાની પોત પોતાના કાર્મણ દેહ સંયુક્ત અવગાહના એક દેહમાં છે. એવી રીતે સૂક્ષ્મ બાદર નિગોદ જીવના દેહથી તથા પૃથ્વીકાયાદિ પાંચ સ્થાવરથી લોક ઉપર નીચે બધી તરફ આંતરારહિત ભરેલ છે. જેવી રીતે વેળુના મહાસાગરમાં હીરાની કણી પામવી મહા દુર્લભ છે. તેવી રીતે પાંચ સ્થાવરમાંથી ત્રસપણું પામવું મહા દુર્લભ છે. કદાચિત્ ત્રસપણાને પામે છે તો વિકલત્રયમાંથી (બેઇંદ્રિય, તેઇંદ્રિય અને ચોરેંદ્રિયપણામાંથી) પંચેંદ્રિયપણું પામવું મહા દુર્લભ છે. કદાપિ પંચેંદ્રિયપણું પામી પશુ, સિંહ, વાઘ, સર્પાદિ પર્યાયમાં જઇ ઉપજે તો પંચેંદ્રિયપણું પામ્યો તે ન પામ્યા બરોબર થયું. વળી જેમ ચૌટામાં રત્નનો રાશી પાંમવો મહા દુર્લભ છે તેમ ચુલગ પાસાદિ દશ દ્રષ્ટાંતની પેઠે મનુષ્યભવ પામવો મહા દુર્લભ છે.

પૂર્વભવમાં પુણ્યનો ઘણો સંચય પ્રાપ્ત કર્યો હોય છે ત્યારે મનુષ્યભવ પ્રાપ્ત થાય છે કદાપિ મનુષ્યભવ પ્રાપ્ત થયો, પણ આર્યદેશમાં જન્મ પામવો મહા દુર્લભ છે. જો અતિ શુભકરણીનો સંબંધ હોય તોજ આર્યદેશમાં જન્મ પામે. ભરતક્ષેત્રના બત્રીસહજાર દેશમાં સાડીપચવીશ આર્યદેશ છે, અને બીજા સર્વ અનાર્ય દેશ છે.

આર્યદેશ કોને કહેવો ? જયાં શુદ્ધદેવ, શુદ્ધગુરૂ, અને શ્રી વીતરાગનો પ્રરૂપેલો ધર્મ તેના પ્રવર્ત્તક જે સાધુ, સાધવી, શ્રાવક, શ્રાવિકા, આચાર્ય, ઉપાધ્યાય, અને સ્થવિર એ સાત હોય તે આર્યદેશ કહેવાય. પૂર્વભવમાં કરેલાં ધર્મ કર્તવ્યના યોગથી આર્યદેશમાં જન્મ થાય; પણ ઉત્તમકુળ જાતિ પામવાં મહા દુર્લભ છે. કદાપિ પૂર્વ જન્મના પુણ્યોદયથી પૂર્વોક્ત ઉત્તમ કુળ પામ્યો, તો પણ તેમાં રૂપ આરોગ્ય એટલે રોગરહિતપણું અને આયુષ્ય એટલાં વાનાંનો સંપૂર્ણ યોગ પામવો તે ખરેખરો દુર્લભ છે. આજના કાળમાં ઉત્તમકુળ પામીને, પણ ઘણા પ્રાણી રોગિષ્ટ, વળી ઘણા પ્રાણી રૂપરહિત તથા ઘણા પ્રાણી હીનાયુ એટલે અલ્પાયુષ્યવાળા દેખાય છે. તેમનાથી ધર્મનાં કાર્ય થઇ શકતાં નથી. તો તે જીવ ઉત્તમકુળ પામ્યો તોપણ શું થયું ? કાંઈજ નહીં. એ પૂર્વોક્ત મનુષ્યભવ, આર્યક્ષેત્ર, ઉત્તમકુળ, રૂપવંતપણું, રોગરહિતપણું અને સંપૂર્ણ આયુષ્ય એ સર્વ વાનાં પામે, પણ સદ્ગુરૂનો સંયોગ પામવો મહા દુર્લભ છે.

એટલે જે પંચમીગતિના સાધક પોતે સંસારના પાશથી મૂકાણા અને બીજાને મૂકાવવા સમર્થ એવા કેવળ આત્મજ્ઞાની મુનિ મળવા અતિ અતિ દુર્લભ છે. મુનિ ત્રણ પ્રકારના છે. એક પથ્થરસમાન, બીજા કાષ્ટસમાન, ત્રીજા પિંપળાનાં પાનસમાન અથવા કાગળસમાન. તેમાં પથ્થરસમાન ગુરૂ હોય તે પોતે બુડે ને આશ્રય લેનારને પણ બુડાડે. કાષ્ટસમાન હોય તે પોતે તરે ને બીજાને તારે. વહાણની પેઠે. પિંપળાનાં પાન અથવા કાગળ સમાન હોય તે પોતે તરે પણ આશ્રય લેનારને બુડાડે; માટે બીજા પ્રકારના કાષ્ટસમાન એવા ઉત્તમ સદ્‌ગુરૂ, અકિંચની, નિર્લોભી, દયાવાન, શાંત, ક્ષમાવંત, સત્ય, વૈરાગ્યવાન, બાહ્ય તથા અભ્યંતર પરિગ્રહના દ્રવ્યથી અને ભાવથી ત્યાગી અને વિતરાગદશાને ભજનારા સુગુરૂ મળવા મહા મુશ્કેલ છે. કદાપિ મોટા પુણ્યના સંયોગથી તેવા સદ્‌ગુરૂ મળે. પણ આળસ, મોહ, અવિનય, મોટાઇ, અભિમાન, ક્રોધ, પ્રમાદ, કૃપણ, ભય, શોક, અજ્ઞાન, વિકથા, કૌતુક, અને વિષયાદિ તેર કાઠીયા નડે. તેથી તેમના દર્શનનો કે તેમની દેશનારૂપી અમૃતવાણી સાંભળવાનો જોગ મળવો મહા દુલ્લભ છે. કદાપિ પૂર્વકૃત પુણ્યોદયે તેર કાઠીયાનો અંતરાય નિવારી ગુરૂ દર્શન પામીને દેશના સાંભળે, પણ તેમનાં હીતકારક વચન હૃદયમાં ધારે નહીં; કેમકે પૂર્વે કુગુરૂની સંગતિ કરી છે. તેણે પોતાનાં મિથ્યા ઉપદેશવચન તેને દૃઢ-

પણે રૂચાવ્યાં છે. તો તે કદાગ્રહપણે અસ્થિમજ્જામય કરી રાખ્યાં છે. એટલે હાડ માંસની પેઠે સર્વત્ર વ્યાપી રહેલાં છે. એવો ખોટો ધર્મ દેખાડીને વળી એવું કહ્યું છે કે "હું કહુંછું એથી ઉપરાંત બીજો કોઇ ધર્મનો સાર છેજ નહીં. તે માટે રખેને તું એ ધર્મથી ચલાયમાન થઇ જા! તુજને બીજો કોઇ પાખંડી મળશે, તે પોતાનો ધર્મોપદેશ કરશે, તેને તું સત્ય જાણીશ નહીં." એમ વારંવાર વચનયુક્તિએ તેને કુગુરૂએ પ્રથમ સમજાવેલ છે, અને તે મુગ્ધ જીવે પણ તેવું વચન પોતાના મનમાં તેમજ નિર્ધાર કરી રાખ્યું છે. તેને સદ્ગુરૂ મળ્યા, તેણે સંસાર તરવારૂપ ધર્મ કહ્યો, પરંતુ પૂર્વે કુધર્મ અંગીકાર કરેલો છે, તેને યોગે તે ખરા ધર્મને આદરી શકતો નથી. ઉલટો તે મૂર્ખનો ગુરૂ ઉપર અમિત્રતા એટલે શત્રુપણાનો ખોટો ભાવ થાય. એવા પ્રાણી જે હોય, તે ધર્મ પામી શકે નહીં. તેના ઉપર એક દૃષ્ટાંત.

કોઇએક ગુરૂ ચેલો ભમતાં ભમતાં એક મોટાં નગરમાં આવ્યા. ગુરૂ નગર બહાર બેઠા, અને ચેલાને નગરમાં ભિક્ષા લેવા મોકલ્યો. તે ચેલો કોઇ શાહુકારની હવેલીમાં ગયો, ત્યાં સર્વના હાથમાં સોનાનાં કડાં પહેરેલાં દીઠાં. તેથી તેને પણ કડાં પહેરવાની હોંસ થઇ. પછી ભિક્ષા લઇ ગુરૂ પાસે આવ્યો. ગુરૂ સાથે આહાર પાણી લીધા પછી ગુરૂને કહેવા લાગ્યો કે "તમે મને સોનાનાં કડાં પહેરાવો." તો હું તમારી સેવા કરૂં. તેને

ગુરૂએ કહ્યું કે બેટા, "યોગમાર્ગમાં એટલે યોગ સાધનાર સાધુ એક દમડી પણ પાસે રાખે નહીં તો સોનાનાં કડાં કેવી રીતે પહેરે?" તો તારે મારે નહીં બને. એમ કહી યોગી ચેલાને ત્યાંજ મૂકી ચાલતો થયો. પાછળથી ચેલાએ ભિક્ષા માગી અતિ કષ્ટ સહન કરી પૈસા એકઠા કરી સોનાનાં કડાં પહેરવાનો નિશ્ચય કર્યો. નિત્ય પ્રભાતમાં વહેલો ઉઠી ગામમાં જઇ આટો, કણ આદિ માગી વેચી વેચીને પૈસા એકઠા કર્યા. એમ કરતાં ત્રણ ચાર વર્ષમાં ચારસેં પાંચસેં રૂપિઆ એકઠા થયા. તે નગરમાં એક સોની રહે છે. તેની સાથે મિત્રાચારી કરી, એક બીજા ઘણા સ્નેહે મળે તથા વાતચીત કરે. પણ સોની કપટી છે, તેની જોગીને ખબર નથી. એક દિવસે જોગીએ સોનીને કહ્યું કે "હે મેરા મિત્ર! મૈને ચારસેં પાંચસેં રૂપિયા એકીઠે કિયે હૈ. ઉસકા અચ્છા સુના લેકે મેરેકો કડાં બના દે" એવું સાંભળી સોનીએ કહ્યું કે "તું મારો મિત્ર છે; અને મારી આબરૂ ગામમાં સારી નથી, તેથી ગામના સોની, સરાફ અને નાણાવટી સર્વે મારી સાથે ઈર્ષા રાખે છે, માટે તું બીજા કોઇ સોની પાસે ઘડાવી લે." એ સર્વ સોનીના બોલ જોગીએ સત્ય માન્યા અને ફરી સોનીને કહ્યું કે "તું મેરા મિત્ર હૈ, તો તેરેકું છોડકે દુસરેકી પાસ મેં નહિ બનવાઉંગા." તોપણ સોનીએ વિશ્વાસ બેસાડવા સારૂ એક બે વાર નાકારો કર્યો. પરંતુ જોગીએ પરાણે કડાં ઘડવા સોંપ્યાં.

સોનીએ પણ ખરા સોનાનાં કડાં ઘડી તૈયાર કરી જોગીને આપ્યાં ને કહ્યું કે "મારૂં નામ લઈશ નહીં, અને આખા ગામમાં દેખાડી આવ, કે આ મારી ચીઠી પ્રમાણે કિંમત થાય છે કે નહીં. જો ચીઠી પ્રમાણે કિંમત થાય તો મને સાચો માનજે." જોગીએ પણ નાણાવટી, સરાફ અને સોની આદિ ઘણાને દેખાડી કિંમત કરાવી તો બરાબર સોનીએ કરી આપેલી ચીઠી પ્રમાણે કિંમત થઇ. તેથી જોગીને સોની ઉપર પૂર્ણ વિશ્વાસ આવ્યો. તેવારે કડાં પાછાં લઇ આવીને સોનીને ઓપવા સારૂ આપ્યાં. સોનીએ કહ્યું કે "પ્રભાતના લઈ જજો." પછી સોનીએ તે કડાં જેવાંજ બીજાં પીતળનાં કડાં ઘડી તોલમાં સરખાં કરીને તેની ઉપર રંગ ચડાવી ઓપી પ્રભાતે જોગીના હાથમાં આપ્યાં. અને કહ્યું કે "વળી પણ હું એક પારખું દેખાડું, જે આ કડાં છે તે ગઇ કાલે જયાં જયાં દેખાડયાં હતાં, ત્યાંજ મારૂં નામ લઇને દેખાડજે. તો તે બધા પીતળનાં કહેશે." કારણકે એ સર્વ મારા દ્વેષી છે. ચેલાએ પણ તેમજ કર્યું અને ફરી બધાને તે સોનીનું નામ લઈ કડાં દેખાડયાં. તેવારે સર્વે કહેવા લાગ્યા કે "આ પીતળનાં છે." એને જોગીએ કહ્યું કે, "તુમ સબલોક યહ સોની કે દુશ્મન હો." કલતો તુમ સચ્ચે કહતેથે.તેવારે તે પરીક્ષકોએ કહ્યું કે, "કાલનાં કડાં બીજાં હતાં, અને આ વળી બીજાં છે." માટે તું ઠગાય છે. તોપણ સો-

ગીએ તેમની વાત સર્વથા નહીંજ માની. એ દ્રષ્ટાંતે વ્યુદ્ગ્રાહિક ચિત્તવાળો પણ સર્વથા સદ્ગુરૂનું વચન ને જ માને.

કદાપિ ધારો કે પૂર્વકૃત પુણ્યોદયે કરી સદ્ગુરૂનાં વચન માને, પણ તત્વની બુદ્ધિ આવવી ઘણી દોહલી છે. કારણ કે શૃંગારાદિ રસ જેમાં પ્રાધાન્ય છે એવી કથા આદિ રસે કરી સંયુક્ત જે ગ્રંથ તેના રસે કરી તે શ્રોતા ધર્મ સાંભળે, તેથી સાંભળતો થકો પણ આત્મગુણને ખોઇ નાંખે; માટે તત્વની બુદ્ધિ ધારવી. કદાપિ પૂર્વકૃત શુભકર્મના ઉદયથી દેશના સાંભળીને ધર્મનું તત્વ ધાર્યું, પણ હે સજ્જનો ! તે શ્રોતાને તત્વની વાત ઉપર શ્રદ્ધા (સદ્દહણા) આવવી ઘણીજ દોહેલી છે. શા માટે જે કોઇ શ્રોતા તો પોતાના મનથી ઉત્પન્ન થઇ જે કલ્પનાજાળ તેથી પોતાની મતિ આગળ કરે. એટલે કહે કે "ગુરૂ ભલે આમ કહે છે, પણ વાત તો મેં ધારી છે તે પ્રમાણેજ હશે." તથા કેટલાએક શ્રોતા તો ડામાડોલ થઇ પ્રમાદ મગ્ન થકા ફર્યા કરે એટલે પ્રથમ જેની પાસે જે ધર્મ સાંભળ્યો હોય તે ભલો હશે કે આ કહે છે તે ભલો હશે એમ ચિંતવતા ફરે. પણ સદ્દહણા રાખ્યા વિના સર્વ છાર ઉપર લીંપણા સમાન છે. માટે તત્વની શ્રદ્ધા વિના તત્વ કેમ પામીએ? આ શુભ છે, તે આદરવા યોગ્ય છે. આ અશુભ છે તે ત્યાગવા યોગ્ય છે. એવી વાતો તો જેવારે સદ્ગુરૂ આદિના મુખથી

સાંભળીને ધારે ત્યારે તે તત્વ પામે, પરંતુ કહો કે પોતાના વિચારથી તત્વ તે કેમ પામીએ? જે આળસુ થઇ ઘરમાં બેસી રહે, સદ્‌ગુરૂની પાસે ધર્મ સાંભળવા ન જાય, તે તત્વ કેમ પામે? તત્વ તો જે આળસ ત્યાગીને ચિત્તમાં ધર્મ સાંભળવાની રૂચિ વધારીને ગુરૂમુખે જિનોક્તવચન સાંભળે, અને જે જે શંકા ઉપજે તે પૂછી સંદેહ ટાળી દૃઢતા કરે તે તત્વ પામે. પણ આળસુ ગુરૂ શિષ્યની તથા બઠર છાત્રની પેઠે આળસ કરે તથા આપ મતિએ વિચાર કરે તો તે ગુરૂ શિષ્ય તથા બઠર છાત્ર જેમ મરણ પામ્યા તેમ આળસુ તથા મતિ કલ્પનાએ ચાલનારા જીવો નરક નિગોદનાં દુઃખ પામે.

ઉક્ત દૃષ્ટાંતથી એ બોધ મળે છે કે મનુષ્યભવ, આર્યક્ષેત્ર, ઉત્તમકુળ, સદ્‌ગુરૂનો સમાગમ, સતશાસ્ત્રનું શ્રવણાદિ સર્વ સામગ્રી પામીએ, પણ સમ્યગ્‌દર્શન પામવું મહા મુશ્કેલ છે. કદાપિ સમ્યગ્‌ દર્શન હોય, તો સમ્યક્ ચારિત્ર પામવું (સમભાવે વર્તવું) મહા દુર્લભ છે. કદાપિ સમ્યક્ ચારિત્ર પ્રાપ્ત થાય, પણ તે આયુષ્ય પર્યંત નિરવાહ કરી સમાધિ મરણપર્યંત નિભાવવું મહા દુર્લભ છે. એવી રીતે સમ્યગ્ જ્ઞાન દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રયને પામી જે જીવ તીવ્ર કષાયાદિના ઉદયથી જેમ સમુદ્રમાં ચિંતામણીરત્ન પડી જાય, તે પાછું પામવું મહા દુર્લભ છે, તેમ જે રત્નત્રયને ગુમાવી દે તે તેને પાછું પામવું મહા દુર્લભ છે. રત્નત્રયનું

પામવું મનુષ્ય ગતિમાંજ છે. કારણકે મનુષ્યગતિમાંજ તપ, વ્રત, નિયમ અને સંયમાદિ ગ્રહણ કરી નિર્વાણ-પણું પામી શકાય છે. એવી રીતે અતિ અતિ દુર્લભ મનુષ્યજન્મ પામીને જે જીવ વિષય કષાયને સેવે છે, તે જીવ દીવ્યરત્નને ભસ્મને અર્થે અગ્નિમાં બાળી દે છે.

दंसण भठ्ठो भठ्ठो, दंसण भठ्ठस नत्थि निवाणं;
सिझंति चरण रहिया, दंसण रहिय्या न सिज्झंति.

ભાવાર્થ—જે પુરૂષ સમકિતથી ભ્રષ્ઠ થયો, તેજ ભ્રષ્ઠ કહેવાય છે. કારણકે સમકિતથી ભ્રષ્ઠ થયેલાને મોક્ષ પ્રાપ્ત થતું નથી. કદાપિ દ્રવ્ય ચારિત્રથી રહિત એવા પુરૂષો મોક્ષ પામે છે, પરંતુ શમકિતરહિત પુરૂષો મોક્ષ પામી શકતા નથી. માટે હે ભવ્યો! દુર્લભ એવા સ-મ્યક્ત્વદર્શનની ઉપાસના કરો! ઉપાસના કરો!!

---

## ૧૨ ધર્મદુર્લભભાવના.

આ સંસારમાં ધર્મને જાણવાની સામગ્રી પામવી અતિ દુર્લભ છે. તેમાં વળી ધર્મનું શ્રવણ કરવું મહા દુર્લભ છે. ધર્માત્માની સંગતિ મહા દુર્લભ છે. કોઇ વિરલા પુરૂષને મોહની મંદતા ને કર્મની ઉપશમતાથી ધર્મમાં શ્રદ્ધા હોય છે. જેવી રીતે આ જીવ વિષય, કષાય, સ્ત્રી, પુત્ર, ધનાદિમાં પ્રીતિ કરે છે, તેવી રીતે ધર્મમાં

પ્રીતિ કરે તો સંસારના દુઃખનો અભાવ (નાશ) થાય.

જે સંસારી જીવ પોતાના સુખને નિરંતર વાંછે છે, પણ સુખનું કારણ જે ધર્મ તેનો આદર કરતો નથી, તો તે કેવી રીતે સુખ પામશે? જેમ બીજ વિના ધાન્યની પ્રાપ્તિ કેવી રીતે હોય? આ સંસારમાં તિર્થંકરપણું, ઈંદ્રપણું, ચક્રવર્તિપણું તથા બળભદ્રાદિ ઉત્તમપણું પામવું તે સમસ્ત ધર્મના પ્રભાવથીજ થાય છે. વળી ઉત્તમ જાત, કુળ, રૂપ, બળ, ઐશ્વર્ય, સંપદા, સૌભાગ્યાદિ પામવા તે પણ ધર્મનાજ પ્રભાવથી છે. ધર્મથી જય થાય છે, ધર્મથી રાજ્ય મેળવાય છે, ધર્મ સંસારરૂપ અટવીનો માર્ગ બતાવનાર છે. પિતાની માફક રક્ષણ કરે છે, માતાની માફક પોષણ કરે છે, મિત્રની માફક પ્રીતિ કરે છે, તથા બંધુની માફક સ્નેહ રાખે છે.

જેમ સૂર્ય વિના દિવસ, ચંદ્ર વિના રાત્રિ, જીવ વિના શરીર, દીવા વિના ઘર, વિદ્યા વિના મનુષ્ય, ચક્ષુ વિના મોઢું, છાયા વિના વૃક્ષ, દયા વિના ધર્મ ને પ્રાણી વિના જગત્ શોભતાં નથી; તેમ ધર્મ વિના જીવ શોભતો નથી. વળી સુગંધ વિના ફૂલ, આચાર વગરની કુલીનતા, વિદ્યા વિના તપસ્વીપણું, નાયક વિના સૈન્ય, દાન વિના ધન, સ્ત્રી વગર ઘર ને પ્રતિમા વિના પ્રસાદ જેમ શોભતાં નથી તેમ માણસ ધર્મ વિના શોભતો નથી.

ધર્મ રોગીને વૈદ્ય સમાન, નિર્ધનને ધન સમાન, અનાથનો નાથ, ગુણરહિતને ગુણના સમુદ્ર સમાન છે.

કેવળજ્ઞાને કરી જેણે સર્વ જગતના ભાવ જાણ્યા દેખ્યા છે એવા અરિહંત તેજ ધર્મ સ્વરૂપ યથાર્થપણે પ્રકાશ કરે છે. વિતરાગો સર્વત્ર નિરાગી હોવાથી અસત્ય બોલતા નથી, માટે તેમનો ધર્મ સત્ય છે.

વૈરાગ્યશતકમાં કહ્યું છે કે,—

जइ न हो पुण जिणधम्मो, तुम पमायायरो सुहेसीय;
इसहं च नरय दुखं, कहहोहिसितं न याणामो. १

ભાવાર્થ—શ્રી આવશ્યક નિર્યુક્તિમાં કહ્યું છે કે, હે જીવ! તું આળસથી સાધુ પાસે જઇને ધર્મ સાંભળી શકતો નથી. તથા મોહથકી ઘરની જંજાળને વિષે મૂઢ થઇને રહ્યો છે. અર્થાત્ સાધુ પાસે જઇ નિત્ય શું સાંભળવું છે? ઘણીવાર સાંભળેલું છે. એમ ધારીને ધર્મ સાંભળવાની અવજ્ઞા કરે છે. વળી જાત્યાદિના અભિમાનથી, ક્રોધથી, પ્રમાદથી, મદ્યાદિ કુવ્યસન સેવવાથી કૃપણપણાથી, ભયથી, અજ્ઞાનથી, કુતુહળથી ઈત્યાદિ અનેક કારણોથી પ્રાપ્ત થયેલું મનુષ્યપણું એળે ગુમાવે છે. પણ ભવસમુદ્રને તારનાર ને સકળ સુખને આપનાર એવા જિનધર્મને કરતો નથી, ઉલટી સાંસારિક સુખની વાંચ્છા કરે છે. પણ હે જીવ! તું સામાન્ય દુઃખ સહન કરી શકતો નથી, તો નર્કનાં દુઃસહ દુઃખ તારાથી કેમ સહન થશે? ને પરલોકમાં તારી શી ગતિ થશે?

जइ चिंतामणिरयणं, सुलहं न हु होइ तुज विहवाणं;

सुण विहवयज्जियाणं, जियाण तह धम्मरयणांपि.

ભાવાર્થ - તુચ્છ વૈભવવાળા જીવોને એટલે પશુપાળ જેવા સ્વલ્પ પુણ્યવાળા પ્રાણીઓને જેમ ચિંતામણી રત્ન સુખે પામવા યોગ્ય ન હોય; અર્થાત્ પુણ્યહીન જીવો જેમ ચિંતામણીરત્ન પામી શકે નહીં, તેમ સમ્યક્ત્વાદિ ગુણરૂપ વૈભવરહિત એવા પ્રાણીઓ શુદ્ધ ધર્મરૂપ રત્ન પામી શકે નહીં.

धिद्धीताणनराणं, विन्नाणे तह गुणेसु कुसलत्तं;
सुहसच्चधम्मरयणे, सुपरिरकं जे न जाणांति.

ભાવાર્થ—જગત્‌ને વિષે જે પુરૂષનું શીલ્પચાતુર્ય, કળાકૌશલ્ય, ઔદાર્ય તથા શૌર્યાદિકને વિષે કુશળપણું ઘણું જ વખણાય છે, એટલે રત્નાદિની પરીક્ષા કરવામાં ઘણા ડાહ્યા કહેવાય છે, તે પુરૂષો સુખકારી અને સત્ય એવા ધર્મરૂપ રત્નની પરીક્ષા જો ન કરી શક્યા તો તેમના સઘળા ડહાપણને અતિશે ધિક્કાર થાઓ! ધિક્કાર થાઓ!! ધિક્કાર થાઓ!!! તે સંબંધી શાસ્ત્રમાં કહ્યું છે કે—બોતેર કળામાં કુશળ એવા પંડિતપુરૂષો હોય તેમણે જો સર્વ કળામાં શ્રેષ્ઠ એવા ધર્મની જે કળા તે નથી જાણી તો તે નિશ્ચય અપંડિતજ જાણવા. માટે સર્વ પરીક્ષા કરાતાં ધર્મરૂપ રત્નની પરીક્ષા કરવી તેજ શ્રેષ્ઠ પરીક્ષા છે.

जिणधम्मोऽयं जीवाणं, अपुव्वो कप्पपायवो

सग्गा पवग्ग सुखाणं, फलाणं दायगो इमो.

ભાવાર્થ—આ જિનધર્મરૂપ કલ્પવૃક્ષ અપૂર્વ છે. કારણકે પ્રસિદ્ધ કલ્પવૃક્ષ તો ફક્ત આ લોકને વિષે રહેલા પુદ્‌ગલીક સુખનેજ આપનાર છે. પરંતુ આ ધર્મરૂપ કલ્પવૃક્ષ તો સ્વર્ગ તથા મોક્ષફળને આપનાર છે. માટે અપૂર્વ કલ્પવૃક્ષ કહ્યો છે. એવું જાણીને તેનોજ આશ્રય કરવો.

धम्मो बंधु सुमित्तोय, धम्मोय परमोगुरु;
मुक्ख मग्ग पयट्टाणं, धम्मो परम संदणो.

ભાવાર્થ—જેમ આપદ્દકાળને વિષે ભાઈ સહાયતા કરે છે, તેમ સંસારરૂપ આપદ્દકાળમાં આ જિનધર્મ સહાય કરે છે; માટે તે ભાઈ સમાન છે. તથા સારો મિત્ર જેમ હીતકારી અર્થને મેળવી આપી સુખ કરે છે, તેમ આ ધર્મરૂપ મિત્ર પણ મનોવાંછિત સુખ મેળવી આપી સુખી કરે છે; તેથી તે સુમિત્ર સમાન છે. વળી જેમ ગુરૂ અસત્ માર્ગથી પાછા વાળે છે, તેમ આ જિનધર્મ પણ નરક તિર્યંચાદિ દુર્ગતિમાં જતા જીવને પાછો વાળે છે. માટે તે ઉત્કૃષ્ટ ગુરૂસમાન છે. તથા જેમ રથે કરી માર્ગમાં સુખે જવાય છે, તેમ ધર્મરૂપ રથથી મોક્ષમાર્ગમાં પણ સુખે જઈ શકાય છે; માટે ધર્મ તે પરમ રથ સમાન છે. એવું જાણીને પરમ કલ્યાણકારી એવા જિનધર્મને વિષે ઉદ્યમ કરો ! ઉદ્યમ કરો !!

## બીજી ચાર ભાવના.

આ બાર ભાવના ઉપરાંત ધર્મધ્યાનની બીજી
ચાર ભાવનાઓ છે. એટલે ષોડશ (સોળ) ભાવનાઓ
પણ ગણાય છે. તે ચાર ભાવનાઓનાં નામ.

૧ પ્રમોદભાવના, ૨ મૈત્રીભાવના, ૩ કારૂણ્ય ભા-
વના, ૪ માધ્યસ્થભાવના.

૧ પ્રમોદભાવના—પ્રમોદ એટલે આનંદ.
કોઈ પણ મનુષ્યને આપણા કરતાં લક્ષ્મીમાં, ગુણમાં,
બુદ્ધિમાં, વિદ્યામાં, કળામાં અને જ્ઞાનમાં વધારે નીપુણ
દેખીને આપણે આપણા મનમાં પ્રમોદ લાવવો; પણ
તેની અદેખાઈ કરવી નહીં. કેટલાક શ્રીમંતની અદે-
ખાઈ કરે છે, અને કોઈ પ્રકારે તેની શ્રીમંતાઈ નાશ
પામે તેવા ઉપાયો યોજે છે. કેટલાક વેપારીઓ બીજા
વેપારીની અદેખાઈ કરે છે; અને ગ્રાહકને કહે છે કે તે-
ના માલ જુનો, સડેલો તથા નકલી છે. વળી એવું
આપે છે. એમ અસત્ય ભાષણ કરી ગ્રાહકનો તેના પ્ર-
ત્યે કોઈપણ પ્રકારે અભાવ કરાવે છે. કેટલાક દરબારી
નોકરો એક બીજાની અતિશય અદેખાઈ કરે છે, તે એ-
ટલે સુધી કે તે બિચારાને તે રાજ્યમાંથી પોતાની નો-
કરી છોડી બીજે જવું પડે છે. આવી રીતે અદેખાઈ
કરવી એ નીચ અને હલકા માણસનું લક્ષણ છે. તેમ
નહીં કરતાં તેઓએ જે પદ પ્રાપ્ત કર્યું હોય, તે પદ

પ્રાપ્ત કરવાની ઉગ્ર અભિલાષા રાખી, તેમને પગલે પગલે અનુસરવું એજ કલ્યાણકારી છે. પણ તેઓ પ્રત્યે કાંઇ દ્વેષ કે ઇર્ષા કરવાથી તે પદ પમાતું નથી. પણ ઉલટું આપણું મન બળ્યાં કરે છે; તેથી જીવ કર્મમલથી મલીન થઇ નવાં કર્મ બાંધે છે. માટે સુજ્ઞ પુરૂષોએ અન્ય પુરૂષોની ચઢતી, ઉત્તમ વર્તન, વિશેષજ્ઞાન, અને લક્ષ્મી આદિ જોઇ આનંદ પામવો, અને તેના ગુણાનુરાગી થવું. આથી આપણામાં ઉચ્ચવૃત્તિઓ ઉત્પન્ન થશે, અને આપણે તે પદ પામવાને શક્તિમાન થઇશું.

૨ **મૈત્રીભાવના**–સર્વ જીવને મિત્ર સમાન જાણવા, એટલે સર્વની સાથે મિત્રતાનો ભાવ ચિંતવવો. સર્વનું હીત થાય તેમ કરવું, પણ કોઇનું બુરૂં કરવું નહીં. કેટલાંક મનુષ્યો પોતાનાં અલ્પ હીતની ખાતર બીજાને ભારે નુકશાન કરે છે, પણ તેમ કરતાં પોતાને આગળ કેવાં પરિણામ ભોગવવાં પડશે, તેનો જરા પણ વિચાર કરતાં નથી. માટે જેમ બને તેમ સ્વાર્થનો ત્યાગ કરી ખરી મૈત્રી થાય તેને વાસ્તે પ્રયત્ન કરવો જોઇએ.

મિત્રના સુખે સુખી, અને મિત્રના દુઃખે દુઃખી. આવી ભાવના હૃદયમાં રાખવાથી સર્વ જીવ પ્રત્યે સમભાવ ઉત્પન્ન થશે. વંદિતાસુત્રમાં કહેલું છે કે.—
"मित्ति मे सव्व भूएसु, वेरं मझं न केणइ" ભાવાર્થ–મારે સર્વ પ્રાણી સાથે મિત્રાઇ છે, કોઇ જોડે વેર નથી.

આ વાક્ય આપણે નિત્ય પઠન પાઠન કરીએ છીએ, પણ તેનો તત્વાર્થ લક્ષમાં રાખતા નથી. કોઇએ જાણે અજાણે આપણને કાંઈપણ નુકસાન અથવા અપમાનાદિ કર્યું હોય, તો આપણે તેને માફી નહીં આપતાં આપણા પગ પહોંચે ત્યાંસુધી એનું ભવિષ્ય બગાડવાને પ્રયત્ન કરીએ છીએ. એજ આપણું પોપટીયું જ્ઞાન છે, એમ બતાવી આપે છે પણ આપણને તે ગાથાનું યથાર્થજ્ઞાન થયું નથી, એમ આપણે જાણતા નથી. માટે તેનું યથાર્થ રહસ્ય સમજી જેમ બને તેમ સર્વ જીવ પ્રત્યે વેરભાવ ઓછો રાખવો, અને મૈત્રીભાવના અંતઃકરણમાં વધે તેમ વર્તવું.

૩. કારૂણ્યભાવના—કરૂણા એટલે દયા. આપણાથી જ્ઞાનમાં, બુદ્ધિમાં, વિદ્યાકળામાં, સદ્‌ગુણોમાં અને શક્તિમાં જે ઉતરતા હોય તેમની નિંદા કરવી નહીં. પણ તેમના અજ્ઞાનને લીધે તેઓ શુદ્ધ માર્ગે ચાલી શકતા નથી. આવો વિચાર કરી તેમના પ્રત્યે દયાની લાગણીથી જોવું.

મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છે. કોઇમાં થોડો દોષ હોય, કોઇમાં વિશેષ હોય, પણ જ્યાંસુધી તેમને નિરાવરણજ્ઞાન (કેવલ્યજ્ઞાન) પ્રાપ્ત થયું નથી ત્યાંસુધી તેમનામાં દોષ હો હોયજ. એમ વિચારી બીજાના દોષ જોઇ તેમના તરફ દયાની લાગણી બતાવી બને તેટ-

લા પ્રયાસે સત્યજ્ઞાન આપી તેમને પોતાના દોષનો ત્યાગ કરતાં શીખવવું જોઇએ; પણ તેમની નિંદા કરવી નહીં. કારણકે નિંદા કરવાથી તેઓને તથા આપણને કાંઇપણ લાભ થતો નથી, પણ તેઓ ઉલટા આપણા તરફ વિરૂદ્ધ દ્રષ્ટીએ જોશે; અને આપણા કહેવા ઉપર ધ્યાન આપશે નહીં. પણ જો ખરી દયાની લાગણીથી તેમના હીતને અર્થે પ્રેમભાવથી આપણે તેને સત્યજ્ઞાન આપીશું, તો તેઓ તે પ્રમાણે ખુશીથી ચાલશે.

વળી કારૂણ્યભાવના જે મનુષ્યના મનમાં નિરંતર વાસ કરી રહેલી છે, તેનું હૃદય બીજાનું અજ્ઞાન અને દુઃખ દેખી દયાથી પીગળશે; એટલુંજ નહીં, પણ તે અજ્ઞાન તથા દુઃખ ઓછું કરવાને બનશે તેટલો પ્રયાસ કરશે. આપણી શક્તિ ન હોય તો, આપણે તેનું દુઃખ કદાપિ ઓછું કરી શકીએ નહીં, પણ મધુર અને શાંતવચનથી દિલાસો આપી બને તેટલું દૂર કરવાના કર્તવ્યથી ચૂકવું નહીં. મનુષ્ય તરફ દયા બતાવવી એટલુંજ નહીં; પણ અનાથ નિરપરાધી અને ગરીબ મુંગાં પ્રાણીપ્રત્યે પણ દયાની લાગણી રાખવી.

દયા એ જૈનધર્મનો મુખ્ય સિદ્ધાંત છે. તે વિષે ઉત્તરાધ્યયનમાં અમૂલ્ય ઉપદેશ આપેલો છે. જો મનુષ્યજાત તે પ્રમાણે વર્તે તો જગત્ ખરેખર સ્વર્ગતુલ્ય થઇ શકે છે. વળી તે મહાન્ ભગવંતે જણાવ્યું છે કે, "મને કોઇ લાક, ઠોંપી; ધનુષ્યથી, મુઠીથી, માટીનાં ઢેફાંથી, અથવા ઠીકરાં-

થી મારે, ઈજા કરે, અથવા પ્રાણરહિત કરે, તો જેમ મ ને દુઃખ થાય છે, તેમ સર્વ જીવતા પ્રાણી પ્રત્યે નિર્દય રીતે વર્તવામાં આવે તો તેમને પણ દુઃખ થાય છે."

આ કારણથી ભુત, વર્તમાન અને ભવિષ્ય એ ત્રણે કાળમાં આપ્ત પુરૂષોનો એજ બોધ છે કે, કોઇ પણ જીવતા પ્રાણીને દુઃખ દેવું નહિ; કોઇનો વધ કરવો નહિ; તેમના પ્રત્યે ક્રુરતા વાપરવી નહિ; ને તેઓનો ખોટો ઉપયોગ કરવો નહિ. સર્વ પદાર્થના રહસ્યને જાણનાર સર્વજ્ઞ પુરૂષોએ એવો શાશ્વત અને સનાતન સત્ય ધર્મ બતાવ્યો છે કે-"હલકા પ્રાણીવર્ગમાં મનુષ્ય જેટલી બુદ્ધિ ખીલેલી નથી; તોપણ સુખ અને દુઃખની લાગણી મનુષ્યના જેટલીજ છે." માટે કારૂણ્યભાવનાને હૃદયમાં રાખી સર્વત્ર સર્વ પ્રાણી તરફ દયાની લાગણીથી વર્તવું.

૪ માધ્યસ્થભાવના—એને ઉપેક્ષા પણ કહે છે. ઉપેક્ષા કરવી એટલે એનાં કર્મ એ જાણે, અથવા આંખ આડા કાન કરવા, એમ જે કહેવામાં આવે છે, તે કહેવત ઉપેક્ષાને લાગુ પડે છે.

જે મનુષ્યો આપણાથી જુદા મતના હોય, જુદી રીતે વર્તતા હોય, તેમના તરફ માધ્યસ્થભાવના રાખવી; અર્થાત્ તેમના પ્રત્યે રાગ અથવા દ્વેષ વરવો નહિ. જેવું આપણને આપણા ધર્મ પ્રત્યે માન છે એવું બીજાને પણ હોયજ. બીજાના ધર્મની કે તે ધર્મના અનુયાયીઓની નિંદા કરવી નહિ, પણ સહનશીલતા રાખવી.

સહનશીલતા એ ઉત્તમ ગુણ છે પણ તે ગુણ ધર્માંધપણાને લીધે ઘણાજ થોડા લોકોના જોવામાં આવે છે. જમાનો હમેશાં વધારે વિચારવંત થતો જાય છે. માટે માણસો પોત પોતાની બુદ્ધિદ્વારા વિવિધ પ્રકારના વિચાર કરી શકે છે. હાલના સમયમાં હજારમાંથી એવો એક પણ નહિ મળી શકે કે, જેના દરેકે દરેક વિચાર અક્ષરસ: બીજાઓની સાથે મળતા આવે, તો સર્વ બાબતના વિચારની ઐક્યતા માલુમ પડવી, એ તો મહા મુશ્કેલ છે.

આ ઉપરથી જણાય છે કે, આપણાથી જુદા વિચારના મનુષ્યો પ્રત્યે દ્વેષ અને ધિક્કારની નજરથી જોવું એ ખરેખર અયોગ્ય ગણાય. માટે વિરૂદ્ધ વિચારવાળા મનુષ્યો તરફ મધ્યસ્થદૃષ્ટી અને સહનશીલતાથી જોવું તે ઉત્તમ પુરૂષનું કર્તવ્ય છે. જે મનુષ્યો ઉક્ત ભાવનાઓ હૃદયમાં રાખી વર્તશે, તેઓ સર્વ જગતને આપ સમાન ગણી શાંતિ અને સંપનો ફેલાવો કરશે. વળી સર્વ ભણી સમાનભાવથી જોશે, તેથી ઉપાધિરહિત અને અવ્યાબાધ મોક્ષસુખને પામશે.

---

# અધ્યાત્મભાવના.

અહો પ્રભુ! એવી દશા અહોનિશ ક્યારે જાગૃત થશે? કે તારા ગુણનો અસ્ખલીત પ્રેમ ઉત્પન્ન થાય? તારા પ્રત્યે અત્યંત ભક્તિ પેદા થાય? કે જેના પસાયથી આ દુનિયા ઉપરનો રાગ ઓછો થાય, તારાં વચનો ઉપર પૂર્ણ શ્રદ્ધા ક્યારે થશે? કે તારી આજ્ઞા હું ફુલની માળાની પેઠે મસ્તકપર ધરૂં. તારી કરૂણા, તારી ક્ષમા, તારી શાંતિ, તારૂં જ્ઞાન, તારૂં ધ્યાન, તારૂં યથાર્થ વાદીપણું, તારી અપૂર્વ પરોપકાર બુદ્ધિ, અને તારી અત્યંત સહનશીળતા જોઇ મારા રોમરાયમાં તું ક્યારે વસીશ? પર પુદ્ગળપર ઉદાસીનવૃત્તિ ક્યારે ઉત્પન્ન થશે? કે જેથી હું મારા સ્વરૂપમાંજ રહું.

હું, તું, તે, ભુલી જઈ; હું, તે, તું અને તુ, તે, હું. આવી અખંડ ઐક્યતા ક્યારે ઉત્પન્ન થશે? અને તેના અપૂર્વ સુખનો અનુભવ ક્યારે પ્રાપ્ત થશે? તારી ક્ષમા જોઇ તારા જેવી ક્ષમા કરવા હું ક્યારે ભાગ્યશાળી થઇશ? તારી દયા જોઇ મારામાં એવી દયાના અંકુરો ક્યારે પ્રગટ થશે? તારી પરોપકાર બુદ્ધિ જોઇ આ સેવકના (મારા) હૃદયમાં સર્વ જીવને સારી નરસી કરવાની ઇચ્છા ક્યારે જાગૃત થશે?

તુંજ ધ્યેય, તુંજ સેવ્ય, તુંજ આરાધ્ય, તુંજ પુજ્ય, તુંજ દેવ, તુંજ ગુરૂ, તુંજ ધર્મ, તુંજ તરણતારણ,

તુજ પિતા, તુંજ માતા, તુંજ બંધુ, તુંજ કુટુંબ, તુંજ જ્ઞાતિ, તુંજ વિશ્વ, તુંજ સૃષ્ટિ અને તુજ મારૂં સર્વસ્વ એમ ક્યારે થશે? તું અને હુંના ભેદ તૂટી અભેદ ચિંતવન ક્યારે થશે? તુંહિ, તુંહિ, તુંહિ, અને તુંજ એમ અખંડ ચિંતવન રોગેરોમ ક્યારે આવિર્ભાવ પામશે? ત્વમેવાહં, ત્વમેવાહં, ત્વમેવાહં, આવી અભેદતા પ્રાપ્ત કરવા હું ક્યારે ભાગ્યશાળી થઇશ? તારા વિના આ દુનિયા ઝેરરૂપ, પત્થરરૂપ, દુઃખરૂપ, બંધનરૂપ, કારાગૃહરૂપ, તથા ત્યાગવાયોગ્ય જાણી તેના ઉપર વિતરાગીપણું તથા ઉદાસીનપણું ક્યારે થશે? તારામાંજ અખંડ પ્રેમ, તારામાંજ અખંડ ભક્તિ, તારામાંજ અખંડ પુત્રબુદ્ધિ, તારામાંજ પિતાબુદ્ધિ, તારામાંજ વિશ્વબુદ્ધિ ક્યારે થશે? તારા વિના અન્ય સ્થળ અસાર અને વૈરાગ્યમય ક્યારે લાગશે? તારી પેઠે સર્વ જીવપર મિત્રતા, તારી પેઠે દુઃખીયાપર દ્રવ્યથી અને ભાવથી દયા, તારી પેઠે પ્રમોદતા, તારી પેઠે મધ્યસ્થતા, તારી પેઠે નિઃસ્વાર્થબુદ્ધિ, તારી પેઠે પરોપકાર બુદ્ધિ, તારી પેઠે અત્યંત કરૂણા અને તારી પેઠે અત્યંત વિતરાગીપણું મારા હૃદયમાં ક્યારે જાગૃત થશે?

ધનની, સ્ત્રીની, યશની અને વિષયસુખની ઇચ્છા ક્યારે નિવર્ત્ત થશે? એક તારા વિનાજ આ બધાં સુખ ઝેર જેવાં ક્યારે લાગશે? પરની નિંદાનો અને પરના ગુણ ઢાંકી દોષ પ્રગટ કરવાનો ત્યાગ કરવા હું ક્યારે

ભાગ્યશાળી થઇશ? તથા પોતાની ભૂલ તરફ દૃષ્ટિ કરવાં ક્યારે શીખીશ? હું સર્વ કરતાં અધિક અધમાધમ છું એવો નિશ્ચય ક્યારે થશે અને ક્યારે અહંભાવથી રહિત થઇશ?

આત્મા છે, આત્મા નિત્ય છે, આત્મા પોતાના કર્મનો કર્તા છે, આત્મા પોતાના કર્મનો ભોક્તા છે, આત્માનો મોક્ષ છે, અને મોક્ષનો ઉપાય છે. આ છ મહા વાક્યો મારા હૃદયમાં નિરંતર ક્યારે જાગૃત થશે? અને હું તે પ્રમાણે વર્તી સર્વ જીવોને ક્યારે વર્તાવીશ?

મારૂં સ્વરૂપ અહિંસામય છે, મારૂં સ્વરૂપ સત્યતામય છે, મારૂં સ્વરૂપ પ્રમાણિકતામય છે, મારૂં સ્વરૂપ બ્રહ્મચર્યમય છે, અને મારૂં સ્વરૂપ પરિગ્રહ રહિત છે. એમ ચિંતવી સ્વસ્વરૂપમય ક્યારે થઈશ? હિંસા ન કરવી એ મારી ફરજ છે, સત્ય બોલવું એ મારી ફરજ છે, બ્રહ્મચર્ય ધારણ કરવું એ મારી ફરજ છે, અને પરિગ્રહ રહિત થવું એજ મારી ફરજ છે; એજ મારો સ્વભાવ છે, એથી વિપરીત ચાલવું એ મારો વિભાવ છે એમ મને ક્યારે જણાશે? આશ્રવ એજ સંસાર છે, આશ્રવ એજ બંધન છે, આશ્રવ એજ દુઃખ છે, અને આશ્રવ એજ ત્યાગવા યોગ્ય છે. એવી ખબર ક્યારે પડશે? અને સંવર એજ સુખ છે એમ ક્યારે જાણવામાં આવશે?

હું મારા સ્વરૂપમાં છું કે નહિ? સદ્‌ઉપયોગમાં

છું કે નહિ? ધર્મધ્યાનમાં છું કે નહિ? સ્વભાવમાં છું કે નહિ? એમ ક્યારે અનુભવ થશે? મારામાં વિતરાગતા, માર્દવતા અને કરૂણા છે કે નહિ એમ ક્ષણે ક્ષણે જોવા હું ક્યારે ભાગ્યશાળી થઇશ?

આત્મા એજ દેવ, આત્મા એજ ગુરૂ, આત્મા એજ ધર્મ, આત્મા એજ સુખ, આત્મા એજ મોક્ષ, આત્મા એજ અખંડ આનંદ, અને આત્મા એજ પરમાત્મા છે. એમ યથાર્થ ક્યારે જાણવામાં આવશે?

સંતનું શરણ; સંતની સેવા; સંતની મન, વચન, કાયાથી ભક્તિ; સંતપર પ્રીતિ; સંતપર શ્રદ્ધા; સંતપર ગુરૂબુદ્ધિ, અને અહોનિશ સંતના સંગનીજ ઇચ્છા ક્યારે જાગૃત થશે? સદ્ગુરૂ એજ તરણ તારણ; સદ્ગુરૂ એજ દેવ; સદ્ગુરૂ એજ સુખનું સાધન; સદ્ગુરૂ એજ મોક્ષ માર્ગના દાતા; સદ્ગુરૂ એજ પરમમિત્ર; સદ્ગુરૂ એજ પરમગુરૂ; અને સદ્ગુરૂ એજ પ્રત્યક્ષ અરિહંત સમાન છે. એમ ક્યારે જાણવામાં આવશે?

મારા પોતાના દોષ જોવાની, અને અન્યના ગુણ ગ્રહણ કરવાની બુદ્ધિ ક્યારે ઉત્પન્ન થશે? મારા આત્મદ્રવ્યની અને પરમાત્માના આત્મદ્રવ્યની ઐક્યતા, જીનપદ અને નિજ પદની ઐક્યતા, અને પરમાત્માના ગુણ જોઇ મારામાં તે ગુણોની ઉત્પત્તિ ક્યારે થશે? સર્વ જીવ સરખા છે, સર્વ જીવ નિશ્ચયથી સ્વભાવે શુદ્ધ જ્ઞાન સ્વરૂપ, શુદ્ધ દર્શન સ્વરૂપ, શુદ્ધ ચારિત્ર સ્વરૂપ, અનંત

ઉપયોગમય, અને અનંત શક્તિવંત છે પણ કર્મરૂપ શત્રુના સંગથી મલિન દેખાય છે, એમ જાણી કર્મનો નાશ, કર્મનો ત્યાગ, ને કર્મ ઉપર અભાવ એમ ક્યારે ઉત્પન્ન થશે? ને સર્વ જીવ ઉપર સમભાવ ક્યારે આવશે?

હે પ્રભુ! આ ભાવનાઓ, આ મનોરથો ને આ વિચારો ક્યારે પૂર્ણ થશે, ને મનુષ્યભવનું સાર્થકપણું ક્યારે થશે? નવતત્વમાંથી બે જાણી, ચાર છાંડી, અને ત્રણને ગૃહણ કરવા ક્યારે યત્ન કરીશ? હું હમણાં સંવરમાં છું કે આશ્રવમાં છું? હું હમણાં નિર્જરા કરૂં છું કે નહિ? હું હમણાં આશ્રવનો ત્યાગ કરૂં છે કે નહિ? હું હમણાં અનિત્ય અશરણાદિ ભાવનાનું ચિંતવન કરૂં છું કે નહિ? એમ વારંવાર મને ક્યારે ભાન થશે? હું કોણ છું? હું ક્યાંથી થયો? મારૂં સત્યસ્વરૂપ શું છે? હું ક્યાંથી આવ્યો ને ક્યાં જઈશ? મારૂં શું થશે? આ શરીર શું છે? આ દુનિયા શું છે? આ કુટુંબ કોણ છે? ને મારો આ સર્વ સાથે સંબંધ કેમ થયો? એ સંબંધ સત્ય છે કે અસત્ય? એ ત્યજું કે રાખું? આવા વિચારો વિવેકપૂર્વક અને શાંત ભાવે ક્યારે કરી આધ્યાત્મીક જ્ઞાનના તાત્વીક સિદ્ધાંતનો અનુભવ ક્યારે કરીશ? ને કર્મનો સત્વર નાશ ક્યારે કરીશ?

હે ભગવાન! હું નવ તત્વ ભણ્યો પણ નવતત્વમય ન થયો; ક્ષેત્રસમાસ ભણ્યો પણ અંતરશત્રુનો સમાસ કરતાં ન શીખ્યો. ચોવીશદંડક વાંચ્યા, વિચા-

યાં અને અવલોકયા પણ અંદરના દંડ મેં ન તજ્યા; જીવના પાંચસેં ત્રેસઠ ભેદ વાંચ્યા. વિચાર્યા પણ અભેદ મય ન થયો; કર્મગ્રંથ વાંચ્યા, પણ કર્મની પ્રકૃતિનો અહોનીશ વિચાર કરી પોતાનામાંથી તે પ્રકૃતિઓનો ત્યાગ કરવા સમર્થ ન થયો. ઘણાં સિદ્ધાંતો અને શાસ્ત્રો વાંચ્યાં પણ તે બધાં ભારરૂપ થયાં. સત્સંગ કર્યો પણ સત્યજ્ઞાન ન થયું. સદ્‌ગુરૂ મળ્યા પણ સ્વચ્છંદે ચાલી કદાગ્રહ ન તજ્યો. હે સર્વજ્ઞ! આપનાં ચરિત્ર વાંચ્યાં, સાંભળ્યાં પણ તે વાંચન—શ્રવણ માત્ર થયું; કારણ કે "ભણ્યો પણ ગણ્યો નહિ" તેની માફક "જાણ્યું પણ આદર્યું નહિ" તેથી શું થયું?

સર્વજ્ઞ હિંસા કરે નહિ, તો હું સર્વજ્ઞનો ઉપાસક થઈ કેમ કરૂં? સર્વજ્ઞ અસત્ય બોલે નહિ, તો હું કેમ અસત્ય બોલું? સર્વજ્ઞ અદત્ત લે નહિ તો હું સર્વજ્ઞનો પુત્ર થઇ અદત્ત કેમ લઉં? સર્વજ્ઞ બ્રહ્મચર્યનો ભંગ કરે નહિ તો હું કેમ કરૂં? સર્વજ્ઞ દ્રવ્યથી ને ભાવથી પરિગ્રહ રહિત હતા તો હું પરિગ્રહ કેમ રાખું? સર્વજ્ઞ ક્રોધાદિ કષાય કરે નહિ, તો હું કેમ કરૂં? સર્વજ્ઞ અઢાર પાપસ્થાનક સેવે નહિ તો હું તેમનો પુત્ર થઇ તેમના શત્રુરૂપ એવા અઢાર પાપસ્થાનકની સેવા કેમ કરૂં? અહાહા!! કેટલી બધી મારી ભૂલ છે? કે મારા પિતાના શત્રુઓને હું માન આપું છું,-સંગ કરૂં છું, પણ હવે તેમ નહિ કરતાં મારે તેમનો ત્યાગ કરવો જોઇએ.

હે પ્રભુ! તું કમળ હું ભમર. તું ચંદ્ર હું ચકોર. તું સૂર્ય હું સૂર્યવિકાશી કમળ. તું સેવ્ય હું સેવક. તું ધ્યેય હું ધ્યાતા. તું પિતા હું પુત્ર. તું ગુરૂ હું શિષ્ય. તું દેવ હું ઉપાસક. એવી તારી અનન્ય ભક્તિ ક્યારે પ્રાપ્ત થશે? હે પરમાત્મા! આ સંસારમાં તારા વિના મારૂં કોઇ સગું નથી; તારા વિના અન્ય કોઇ મિત્ર નથી; તારા વિના અન્ય કોઇ રક્ષક નથી; તારા વિના અન્ય કોઇ સત્યમાર્ગદર્શક નથી; માટે હું તારૂંજ શરણ ગ્રહણ કરીશ; ને હું તારીજ સેવા કરીશ.

હે પ્રભુ! તારાં વચનો સત્ય છે, પ્રિય છે, ને હિતકર છે. વળી તે મને પ્રમાણભૂત છે. હું તેને ક્યારે ગ્રહણ કરીશ? આ કેમ આમ નથી કરતો? એવો વિચાર મને આવશે ત્યારે હું વિચારીશ કે એ કર્માધીન છે. આ કેમ નથી ભણતો? આ કેમ આવાં કામ કરે છે? એવા વિચાર આવશે ત્યારે હું તે કર્માધીન છે એમ વિચારી તેની ઉપેક્ષા કરીશ; પણ નિંદા નહિ કરૂં. હું બહારનો ઢોંગ ધારણ કરી દાંભીકપણું ધરીશ નહિ. હું શુદ્ધ ભક્ત થઇશ, પણ ખોટો ઠગ થઇશ નહિ. હું શુદ્ધ કર્મ કરીશ, પણ બહારની દેખાદેખીથી સમજ્યા વિના માત્ર નામનાની ખાતર ને ગાડરીઆ પ્રવાહની માફક ધર્મકરણીને મલિન કરીશ નહિ. હે પ્રભુ! તારા આશ્રમને કલંક લ[illegible] નહિ. તારી વાણીને નિંદાવીક નહિ. તારી [illegible] ઉલ્લંઘન કરીશ નહિ, તારી

સેવાનો અનાદર કરીશ નહિ, ને અશુદ્ધ પ્રરૂપક બનીને નર્કનો રસ્તો લઈશ નહિ. સ્યાદ્વાદના રહસ્યનું સ્વરૂપ જાણવાને પ્રયત્ન કરીશ. તારી આશાતના તજવાને બનતાં લગી ખપ કરીશ. ગચ્છ, પંથ, મત, કે વાડા આદિનો કદાગ્રહ મૂકી શુદ્ધ ધર્મ જાણવા ખપ કરીશ.

શુષ્ક જ્ઞાન, શુષ્ક વૈરાગ્ય, શુષ્ક ક્રિયા, અને શુષ્ક ભક્તિ ધારણ કરીશ નહિ; પણ સમ્યગ્ જ્ઞાન સહિત ક્રિયા, ભક્તિ અને વૈરાગ્યને ધારણ કરીશ. અધિકારી પરત્વે ક્રિયા કરીશ; અધિકારી જોઈ વર્તીશ, અને અધિકારી થવા પ્રયત્ન કરીશ.

હે પરમાત્મા! મનુષ્યભવની દુર્લભતા મને જણાઇ છે, તેની અમૂલ્યતા મને સમજાઇ છે, માટે હું તેને વૃથા ગુમાવીશ નહિ. વૃથા નિંદા, વિકથાદિ કરવામાં વખત ગાળીશ નહિ. આળસ પ્રમાદનો ત્યાગ કરી આત્મજ્ઞાન મેળવીશ. તારી આજ્ઞા મસ્તકે ચડાવી શુદ્ધ સ્વરૂપનો વિચાર કરીશ. અન્ય દેવ, અન્ય ગુરૂ, અન્ય ધર્મના દોષ જોઈ તેની ઉપેક્ષા કરીશ. તમારા માર્ગનો અનુભવ મેળવી અન્યને આપનો માર્ગ પમાડીશ. છેવટે સર્વ જીવ સુખી થાઓ એવી અહોનિશ ઇચ્છા રાખીશ.



૧ શ્રી સ્થાનકવાસી જૈનશાળા
ધાંટીલા.
૧ લો. મેરાજ જેતશી
૧ લો. મંગળજી જેતશી
૧ લો. મનજી અમીચંદ
૧ લો. દેવજી ગોવીંદજી
૧ લો. ઝવેર પાંચા
વેણાસર.
૧ ત્રવાડીયા ગફલ કુંવરજી
૧ લો. પોપટ નાનજી
ખાખરેચી.
૧ વોરા હરજીવન ચત્રભુજ
૧ વોરા મગનલાલ પાનાચંદ
૧ સંઘવી લાડકચંદ ચત્રભૂજ
આધોઇ.
૧ શા. ફુલચંદ હીરાચંદ મેતા
૧ શા. ચાંપશી જેચંદ.
૧ શા. જટાશંકર ફુલચંદ
૧ શા. વીકમચંદ પાનાચંદ
૧ મેતા ડાહ્યા જેસંગ.
૧ મેતા પ્રાણજીવન ટોકરશી.
૧ કોઠારી સોમચંદ સાંકળચંદ.
૧ ખંડોર ખીમજી નરસંગ.
૧ કુબડીયા. લક્ષ્મીચંદ અભેચંદ.
૧ ચરલા લધા કુંભા.
માળીયા (મોરબીતાબે)
૫ શ્રી જૈનશાળા.
૪ મેતા જાદવજી ધનજી.

૩ શેઠ પ્રાણજીવન ડાહ્યા
૧ મેતા મલુકચંદ હેમચંદ
વાટાવદર.
૧ શા. દલીચંદ કરમચંદ.
૧ શા. રાજપાળ પરસોતમ નાદ
૧ દોશી પ્રેમચંદ વીઠલ.
૧ શેઠ પાનાચંદ પ્રેમચંદ.
૧ ગાંધી ભગવાનજી સુંદરજી
૧ સંઘવી પ્રેમચંદ જેઠા.
૧ સંઘવી પોપટ ટોકરશી.
૧ મેતા ચાંપશી કાનજી
ટીકર (રણનું)
૧ મેતા રામજી હંસરાજ
૧ મેતા લાડકચંદ મોતીચંદ.
૧ મેતા વખતચંદ મોતીચંદ
૧ શા. કેમચંદ મૂળચંદ.
૧ વોરા પ્રાણજીવન ડાહ્યા. કીડી.
૧ વોરા લાડકચંદ હીરાચંદ ”
૧ મેતા મહાદેવ હરખજી. ધનાળા.
વગડવાવ.
૧ શા. લાલચંદ અમરચંદ.
હળવદ.
૧ વકીલ લવજી પુંજાભાઇ
૧ મેતા છગન મહાદેવ.
૧ મેતા વખતચંદ માણેકચંદ
૧ મેતા લવજી પાનાચંદ.
૧ મેતા છોટાલાલ.
૧ મેતા જુઠા નારણજી.

૧ શા. જસરાજ હરીભાઇ

સરા.

૧ શા. પાનાચંદ જેઠાભાઇ
૧ ગાંધી વીરચંદ અમરશી.
૧ શા. વીઠલ મગન.
૧ શા. પોપટ કમળશી.

વાંકાનેર.

૧ વકીલ ધનજી ગુલાબચંદ
૧ વકીલ અમરચંદ ચત્રભૂજ

જામનગર.

૧૦ શ્રી હરજી જૈનશાળા. હા. પારેખ કચરા મૂળજી.

વઢવાણ.

૧ શા. નારણજી અમરશી.
૫ પુ. શ્રી. વણારશી તળશીભાઇ તથા ગુલાબચંદ નારણજી.
૨ રા. વલભદાસ નેણુશી.

લીંબડી.

૫ રા. છગનલાલ બેચર કોઠારી.
૨ શા. પ્રેમચંદ પુરસોતમ.
૨ શા. ગીરધરલાલ મનસુખ.
૧ શા. પોપટલાલ ગુલાબચંદ
૧ દોસી. કેશવલાલ લાલચંદ.
૧ શા. મોહનલાલ રાઘવજી.
૧ શા. મોતી નાનજી.

ધંધુકા.

૨ ભાવસાર ચતુર મોતી.
૧ ... [illegible]

૧ વોરા પરશોતમ ડુંગરશી.

ભાવનગર.

૧૦ વોરા અમરચંદ જસરાજભાઇ
૪ વકીલ હરજીવન પરસોતમ.

લખતર.

૨ રા. રા. નેણશી કલ્યાણજી.

વીરમગામ.

૧ પુ. શ્રી. છગનલાલ નાનજી.

ગોધાવી.

૧૨ પુ. શ્રી પોચાભાઇ પીતાંબર

સાણંદ.

૧ શેઠ ઉજમશી મૂળચંદ
૧ ગાંધી ઉકાભાઇ પીતાંબર
૧ શા. સુખલાલ જેમલ
૧ મેતા ગોવીંદજી ઉમેદભાઇ
૧ શા. ત્રીભોવન મલુકચંદ
૧ મેતા દેવકરણ અદેકરણ
૧ ગાંધી હીરાચંદ જસરાજ
૧ ગાંધી ચુનીલાલ જસરાજ
૧ રા. રાયચંદ રવચંદ
૧ શા. ખોદા. જીવણ

ભરૂચ.

૪ પુ. શ્રી સુખલાલ છગનલાલ

મુંબાઇ

૪ પુ. શ્રી દામજીભાઇ કેશવજી
૧ શા. અમૃતલાલ ત્રીભોવન
૫ શ્રી ખંભાત સુબોધ પુસ્તકાલય

અદરખા.

૧ શા. ભીખાભાઇ ધરમચંદ
૧ શા. ડુંગરભાઇ છગનલાલ

પાલણપુર.

૧ પરી. મોહકમચંદ લવજી
૧ પરી. પ્રેમચંદ કેવળ
૧ શેઠ રીખવચંદ સાંકળચંદ
૧ શા. ગુલાબચંદ છગન
૧ શા ન્યાલચંદ પાનાચંદ
૧ મેતા મૂળચંદ જોઇતા
૧ શા. ઞુમચંદ તળશી
૧ પરી. ખુશાલ સુરચંદ
૧ ભણસારી રાયચંદ બેચર
૧ ભણસારી બાદરમલ પૃથ્વીચંદ
૧ પરી. પુરષોતમ રવચંદ
૧ દે. છોટલાલ ગોદડ
૧ બક્ષી ચુનીલાલ તલકચંદ
૧ શા. મનસુખલાલ ન્યાલચંદ
૧ પરી. પ્રેમચંદ વર્ધમાન.
૧ વકીલ હાથીભાઇ માણેકચંદ
૧ દલાલ હાલા જેઠા.
૧ શા. હાથી રતનચંદ.
૧ શા. ફોજરાજ ત્રીભોવન.
૧ ગાંધી વાડીલાલ અમૂલખ.

ચુડા (જેતપર તાબે)

૧ શા. રૂપચંદ ભાણજી.
૧ શા. દેવચંદ રાયચંદ.
૧ શા. દેવજી ભીમજી
૧ શા. રાયચંદ કેશવજી.
૧ શા. શામજી રાયચંદ.
૧ શા. કાળા કરશન. બરવાળા.
૧ મેતા બેચર કરસન. ”
૧ મેતા ઝવેરચંદ ગોપાળજી.”
૧ મેતા મૂળચંદ કરસનજી. ”
૧ મેતા બોડીદાસ જાદવજી. તોરી

વેરાવળ.

૨૬ વોરા કુંવરજી ગોકળજી. જૈન શાળા માસ્તર મારફત.
૫ જૈન જ્ઞાનવર્ધકશાળા. હા. શા. ગોવીંદજી ખુશાલ.
૫ પન્યાસજી શુભવિજયજી.
૨ શા. હીરાચંદ વીરચંદ.
૨ શા. મૂળચંદ છગન.
૨ શા હંસરાજ હીરાચંદ.
૧ શેઠ દેવકરણ કલ્યાણજી
૧ શા. માણેકચંદ ખીમચંદ.
૧ શા. દુર્લભચંદ ફુલચંદ
૧ શા. વીરજી વસનજી
૧ શા. રતનજી તલકચંદ.
૧ શા. વીરપાળ મોરારજી
૧ શા. લક્ષ્મીચંદ હીરાચંદ
૧ શેઠ સુંદરજી લાધા.
૧ શા. મૂળચંદ ખુશાલ.
૧ શા. કાળીદાસ નેણશી.

જયપુર.

૨ નામદાર ગુલાબચંદ ઢઢ્ઢા. એમ. એ

કરસનપરા.
૨ સંઘવી જેરાજ પ્રેમચંદ.
૧ સંઘવી હરચંદ હાકેમચંદ.
૧ શેઠ કચરા પ્રેમચંદ.
૨ શેઠ માધવજી રાજપાળ.
૨ શા. સુંદર સાંકળચંદ
૧ શા. હરખચંદ રવચંદ. માંડળ.
૧ શા. લલુ ચતુર. શિહોર.
૧ શ્રી પાળીયાદ જૈનશાળા. હા. કોઠારી જેઠા નાનજી

મુંદ્રા.
૨ મોતીચંદ હરખા.
૨ પારેખ ખીમજી કેશવજી
૧ દોશી વલજી માણેકચંદ.

લાકડીયા.
૧ વોરા તેજશી સાંકળચંદ.
૧ કુ. વાધજી જાદવજી.
૧ મા. મૂળચંદ ધનજી
૧ શા. કરમણ પાલણ.
૧ શા. ગાંગજી માલા.
૧ મેતા જીવરાજ ગલાલચંદ.
૧ મેતા હરખચંદ પાનાચંદ
૧ કો. લખમણ પુંજા
૧ કુ. ભાઇચંદ ભોજરાજ
૧ મા. કપુરચંદ હીરાચંદ.
૧ મા. જસરાજ કરસુર.
૧ મા. વેણીદાસ જેઠાભ.
૧ કુ. મેરાજ મુળજી.
૧ કુ. મોતીચંદ મુળજી.
૧ કુ. હીરાચંદ મેરાજ.
૧ સોમચંદ ભગવાનજી
૧ ખડીર કરમચંદ ધારસી.
૧ સંઘવી કેશવજી દેવચંદ.
૧ કુ. ચાંપશી દેવચંદ
૧ પુંજ છત્રરાજ લીલાધર.

માંગરોળ.
૧ રા. રા. પુરૂષોતમ લલુ.

લાખાપાદર
૨ રા. ઓધવજી અવચળ.
૧ રા. ઉજમશી ડુંગરશી.
૧ રા. માણેકચંદ આલાભાઇ
૨ સં. ભીમજી માવજી
૧ રા. ઉતમચંદ રૂપશી
૧ શેઠ જગજીવન આલા.
૧ દોશી નથુ કરસન.

સરધાર.
૧૦ શેઠ મૂળચંદ કરસનજી સરાફ.

ધરમપુર.
૨ રા. રા. રણછોડદાસ ધારશીભાઇ

વવાણીઆ.
૨ દેશાઇ. રાયચંદ મનજીભાઇ.

## શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૯ | ૯ મી | પતગ | પતંગ |
| ૯ | ૧૮ મી | આંનરારહિત | આંતરારહિત |
| ૧૦ | ૧૭ મી | મોહનીય ર્મ | મોહનીયકર્મ |
| ૧૧ | ૪ થી | ન્યાયાન્ય | ન્યાયાન્યાય |
| ૧૧ | ૧૪ મી | જાતજોતામાં | જોતજોતામાં |
| ૧૨ | ૨૦ મી | કેમરે | કેમકે |
| ૧૭ | ૧૦ મી | ચરેલા | કરેલા |
| ૧૭ | ૧૭ મી | વિતતરાગ | વિતરાગ |
| ૧૮ | ૪ થી | ળ | કાળ |
| ૧૯ | ૨ જી | અર્શ્વર્ય | ઐશ્વર્ય |
| ૧૯ | ૧૫ મી | તનું | તનુ |
| ૨૧ | ૪ થી | ક્ષણવારમાં | ક્ષણવારે |
| ૨૧ | ૧૭ મી | આપધ | ઔષધ |
| ૨૭ | ૬ ઠી | નમાજોણી | નસાજોણી |
| ૩૧ | ૨૧ મી | ખંઠગથી | ખડ્ગથી |
| ૩૬ | ૧૦ મી | કાર્યેમાં | કાર્યોમાં |
| ૩૬ | ૧૬ મી | અગોપાંગ | અંગોપાંગ |
| ૩૯ | ૧૪ મી | શનમાં | શાનમાં |
| ૪૧ | ૧૭ મી | નિસ્વાથ | નિઃસ્વાર્થ |

| | | | |
|---|---|---|---|
| ૪૬ | ૫ મી | હિંસાંરંભી | હિંસારંભી |
| ૪૬ | ૧૭ મી | જિનિત | જનિત |
| ૪૯ | ૮ મી | ડુખ | ડુખં |
| ૪૯ | ૯ મી | ડુખા | ડુખો |
| ૫૨ | ૮ મી | વાહન | વહન |
| ૬૩ | ૧ લી | મારો | માળો |
| ૬૩ | ૧૨ મી | ખાલી જગ્યા છે ત્યાં | નિશ્ચય |
| ૬૫ | ૮ મી | વિરાગી | વિતરાગી |
| ૬૭ | ૨૨ મી | દ્વૈષ | દ્વેષ |
| ૭૨ | ૧-૮ મી | વર્ણ | વર્ણ |
| ૭૫ | ૧૫ મી | પવિત્ર | પવિત્રતા |
| ૭૬ | ૫ મી | નામ | નામમાત્ર |
| ૭૬ | ૧૩ મી | આદ | આમ |
| ૮૪ | ૧૪ મી | કચન | કંચન |
| ૮૬ | ૭ મી | કમ | કર્મ |
| ૮૮ | ૮ મી | શાંતિ | શાંત |
| ૮૯ | ૧૮ મી | મૂળા | મૂળો |
| ૯૦ | ૧૨ મી | ઊપન્ન | ઉત્પન્ન |
| ૯૪ | ૩ જી | ગભવતી | ગર્ભવંતી |
| ૯૪ | ૧૧ મી | ઉગ્રાયોત્સર્ગ | ઉગ્રકાયોત્સર્ગ |
| ૯૭ | ૬ ઠી | ન્રિચેથી | નિચેથી |
| ૯૭ | ૭ મી | પાળોળો | પાહોળો |

| | | | |
|---|---|---|---|
| ૧૧૦ | ૨૭ મી | કરાતાં | કરતાં |
| ૧૧૭ | ૨ જી | લોકોના | લોકોમાં |
| ૧૧૮ | ૧૨ મી | ઘુ | ઘું |
| ૧૧૮ | ૧૮ મી | સારીનરસી | શાસનરસી |
| ૧૨૨ | ૧૦ મી | આંશ્રવને | આશ્રવનો |



# प्रस्तावना.



ज्ञाननीवृद्धि ज्ञानीओपर आधार राखे छे अने ज्ञानीओनीवृद्धि ज्ञान उपर आधार राखे छे.

सर्वे जैनधर्माचार्य, उपाध्याय, साधु अने समस्त श्रावक श्राविका मळी चतुर्विध संघ एओने अनुक्रमे यथायोग्य रीते अति नम्रतापूर्वक निनंति करवामां आवे छेके मे मारी अल्पमति छतां आ पुस्तकनो आरंभ कर्यो छे. ते आप सर्व जिनधर्म स्तंभना अनुग्रहथी संपूर्ण थाय तो हुं कृत्य कृत्य थाउं मारी कांइ एवी बुद्धि नथी के हुं स्वतंत्र पूर्वाचार्य रचित ग्रंथोनुं यथार्थ शोधन करी शकुं तोपण स्वमति अनुसार जेटलुं वन्युं तेटलुं लक्ष राखीनें शुद्धतानो उद्यो कर्यो छे. तेम छतां केटलाएक दृष्टि दोष तथा जिनआज्ञा विरुद्ध कंइपण लखांण होय, तेने माटे हुं आत्मानी साखे मिच्छामि दुक्कडं दउंछुं. अने जे कंइ भूल जोवामां आवे ते सुधारीने वांचवा भलामण छे तथा ते भूल मने बतावबामां आवशे तो हुं द्वितिपावृत्तिमां सुधारी लइश. सुज्ञेषु किं बहुना.

## अनुक्रमणिका.

## मंगळाचरण.

आदौ नेमिजिनंस्तौमि, संभवं सुविधि तथा ॥ धर्मनाथं
देवं, शांति शांति करं सदा ॥ १ ॥ अनंतं सुव्रतं भक्त्या,
नाथं जिनोत्तमं ॥ अजितं जीतकं दर्प्पं, चंद्र चंद्र समप्र-
॥ २ ॥ आदिनाथं तथा देवं, सुपार्श्वं विमलं जिनं ॥ म-
नाथं गुणोपेतं, धनुषां पंच विंशति ॥ ३ ॥ अरनाथं मा-
ीरं, सुमतिंच जगद्गुरु ॥ श्रीपद्मप्रभ नामानं, वासूपूज्यं
नितं ॥ ४ ॥ शीतलं शीतलं लोके, श्रेयांसश्रेयः सदा ॥
नाथंच वामेयं, श्री अभिनंदनं विभू ॥ ५ ॥ जिनानां ना
भेर्बद्धाः पंचषष्टि सुप्तुद्भवः॥ यंत्रोयं राज्य ते यत्र, तत्रशौ
ं निरंतर ॥६॥ यस्मिन् गृहे महा भक्त्या, यंत्रोयं पूजते बुधै
त प्रेत पीशाचादि, भयं तत्र न विद्यते ॥ ७ ॥ सकल गुण
धानं यंत्र मेन विशुद्धं ॥ हृदय कमल कोशे धिमतां धेयरूपं
तिलोक गुरोः श्री सूरीराज्यस्य शिष्यो, वदंति सुख नि-
मोक्ष लक्ष्मी नीवायं ॥ ८ ॥ इति ॥

ॐनमः पार्श्वप्रभु पंकजे, वीश्व चींतामणी रत्नरे ॥ ह्रीं-
द्र पद्मावती, वैरुटा करे मुज जत्नरे ॥ ॐ ॥ १ ॥ अब

मोय सांती माहापुष्टी दे, ध्रती कीर्ति कांती वीध्यायनी ॥ ॐ
ह्रीं अक्षर शब्दथी, सर्वे याधी व्याधी वीनाशने ॐ ॥ २ ॥
जे अजीता वीजीया तथा, अपर वीजयान वीता देवी रे ॥
दश दीसा पाळग्रह अक्षजी, वीद्यादेवी परसन होय सेवी रे
ॐ ॥ ३ ॥ ॥ ॐ असीयाउसाय नमो नमो, तुही त्रीलोकनो
नाथरे ॥ चोसठ इंद्र टोळे मळी, सेवीये प्रभुने जोडी हाथ रे
॥ ॐ ॥ ४ ॥ ॐह्रीं अर्हं प्रभु पासजी, मूळना मंत्रनु बीज
रे ॥ जापथी दुरीत दुरे रहे, आय मळे सवी चीजरे ॥ ॐ ॥
॥ ५ ॥ गोडीप्रभु पार्श्व चींतामणी, थंभणो अहीं छतो
देवरे ॥ जग वल्लव जगत्र मांही जागता, अंतरीक एवंती करु
सेवरे ॥ ॐ ॥ ६ ॥ श्री श्री संखेश्वर मंडणो, पार्श्वजीन प्र-
णणतः तरू कल्परे ॥ चुरीये दुष्टना व्रातने, पुरीये सुजे सुख
तल्परे ॥ सुजयसोभाग्य सुख कल्परे ॥ ॐ ॥ ७ ॥ इति ॥

## गौतमाष्टक.

श्री इंद्रभूति वसुभूतिपुत्रं, पटत्विभावं गौतमगोत्ररत्नं ॥
स्तुवंति देवासुरमानवेंद्राः, स गौतमो यच्छतु वांछितंमे ॥ १ ॥ श्री
वर्द्धमाना त्रिपदीमवाप्य, मुहूर्त्तमात्रेण कृतानि येन ॥ अंगानि
पूर्वाणि चतुर्दशापि, स गौतमो यच्छतु वांछितं मे ॥ २ ॥

श्री वीरनाथेन पुरा प्रणीतं, मंत्रं महानंद सुखाय यस्य ॥ ध्यायंत्यमी सूरिवराः समग्राः, स गौतमो यच्छतु वांछितं मे ॥ ३ ॥ यस्याभिधानं मुनयोपि सर्व्वे, गृन्हंति भिक्षाभ्रमणस्य काले ॥ मिष्टान्नपानां वरपूर्णकामाः, स गौतमो यच्छतु वांछितं मे ॥ ४ ॥ अष्टापदाद्रौ गगने स्वशक्तया, ययौ जिनानां पदवंदनाय ॥ निशम्य तीर्थ्यातिशयं सुरेभ्यः, स गौतमो यच्छतु वांछितं मे ॥ ५ ॥ त्रिपंचसंख्याशततापसानां, तपःकृशानामपुनर्भवाय ॥ अक्षीणलब्ध्या परमान्तदाता, स गौतमो यच्छतु वांछितं मे ॥ ६ ॥ सदक्षणं भोजन मेव देयं, साधर्मिकं संघसपर्ययेव ॥ कैवल्यवस्त्रं प्रददौ मुनीनां, स गौतमो यच्छतु वांछितं मे ॥ ७ ॥ शिवंगते भर्त्तरि वीरनाथे, युगप्रधानत्वमिहैव मत्वा ॥ पट्टाभिषेको विदधे सुरेंद्रैः, स गौतमो यच्छतु वांछितं मे ॥ ८ ॥ श्री गौतमस्याऽष्टकमादरेण प्रबोधकाले मुनिपुंगवा ये ॥ पठंति ते सूरिपदं च देवा ॥ नदं लभंते नितरां क्रमेण ॥ ९ ॥ इति श्री गौतमस्तवस्पवृतिः समाप्तं ॥ श्री ॥

॥ ॐनमः पार्श्वनाथाय विश्वचिंतामणीयते ॐह्रीं धरणेंद्र वैरोव्या पद्मादेवी युतायते ॥ १ ॥ शांति तुष्टि महापुष्टि धृति

कीर्त्ति विधायिनें ॐह्रीं हुंहुंव्यालवेताल सर्वाधि व्याधिना-
शने ॥ २ ॥ जया जिताख्या विजया ख्या पराजितायान्विते
दिशांपाल ग्रहैर्यक्षै विद्यादेवी भिरन्विते ॥ ३ ॥ ॐ आसि
आ उसायनमः त्रैलोक्यनाथतां चतुष्पष्टि सुरेंद्रास्ते भासंते
छत्रचामरैः ॥ ४ ॥ श्री संखेश्वर मंडनपार्श्व जिनप्रणत कल्प-
तरु कल्पःचूरयविघ्न व्रातंपूरयमे वांछितं नाथ ॥ ५ ॥



॥ ॐ ॥

अथ श्री पाठक देवचंद्रकृत

# ॥ अध्यात्मगीता प्रारंभ.

राग ॥ ढाल भमरगीतानि ॥

प्रणमिए विश्व हित जैन्य वाणि।
महानंद तरु सिंचवाऽमृत पाणी ॥
महा मोहपुर भेदवा वज्र पाणि ।
गहन भवफंद छेदन कृपाणी ॥ १ ॥

अर्थः—विश्व कहेतां जे जगत् तेने हीत के० कल्याणनी करनारी एहवी जैन्य के० श्रीवीतरागनी वाणी जेते प्रणमी के० नमस्कार करीए छीए, वली जीनवाणी कहेवी छे महा आनंदरूप तरु के० वृक्ष तेहने सिंचवा अमृत रुपीउं पाणीज होइने तेहवीज छे. वली जिनवाणी कहेवी छे मोहोटो एहवो मोहराजा तेनुं पुर के० नगर तेने भेदवा के० भागवाने वज्र सरीखी एहवी. वली ते वाणी केवीछे गहन के० अतिकठण भव जे संसार तेनो फंद के० बंधन तेने छेदवाने कृपाणी के० तरवारनी धारा सरीखी ॥ १ ॥

ત્વાદિક દૂષણને લીધે હાહાઇતિખેદે! રાગદ્વેષપરિણામમઈ ગ્રંથી-દેશગત જીવ પણ ગ્રંથીને અણભેદતોથકો હે નાથ! તાહરૂં દર્શન જે શ્રીમુખે કહેલું સમ્યકત્વ તેને પામી શકે નહીં. કેમકે એ યથાપ્રવૃત્તિકરણ સુધી તો અભવ્ય પણ આવે. આવશ્યક વૃત્તિમાં કહ્યું છે કે—અભવ્ય પણ કોઇક અકામનિર્જરા કરતો ગ્રંથીદેશસુધી આવે. તિહાં અરિહંતની ઋદ્ધિ દેખીને અથવા અન્ય કોઈ પુદ્ગલિક ઋદ્ધિની ઇચ્છાએ પ્રવર્ત્તમાનથકો ચારિત્ર લીયે, તિહાં માત્ર શ્રુતસામાયકનો લાભ તેને હોય, પણ શેષ દર્શન સામાયિકાદિક પામે નહી. એમ સંસારમાં ભમંતાંથકાં વ્યવહાર રાશીયા જીવ આયે જીહાંસુધી ચરમાવર્તને ચરમકરણ ન પામે તિહાંસુધી અનંતિવાર ગ્રંથીદેશસુધી આવી પાછા પડે ॥૮॥ ઇતિચતુર્થગાથાર્થ:

હવે જીવ જે રીતે ગ્રંથી ભેદે તે રીત કહે છે:—

पहिलिय पिविलिय नाएण, कोवि पज्जत्तसंनिपंचिंदी ॥
भव्वो अवड्ढपुग्गल, परियट्टावसेस संसारो ॥ ५ ॥

અર્થ—પહિલિયપિવિલિયનાએણકે૦ ઇહાં ગ્રંથીદેશપામ્યા પછી કોઇક જીવ અપૂર્વકરણ કરે તે પંથી જે વાટેમાર્ગુ, તથા પિપિલિકા જે કીડી તેને નાયેણ કે૦ ન્યાયે દૃષ્ટાંતે કરીને તે દૃષ્ટાંત દેખાડવાને ભાષ્યની ગાથાઓ લખીએ છીએ.

जह इह तिन्नि मणुस्सा, जंति पहं सहावगमणेणं ॥
कालाइक्कमभीया, तुरंति पत्ताय दो चोरा ॥ १ ॥
दट्ठ मग्गतडथ्थे, एगो मग्गाऊ पडिनियत्तो ॥

बीओ गहियो तइओ, समइक्कंतो पुरं पत्तो ॥ २ ॥
अडवी भवो मणुस्सा, जीवो कम्मट्ठिइ पहो दीहो ॥
गंठीय भयट्ठाणं, रागदोसाय दो चोरा ॥ ३ ॥
भग्गो ठिइपरिवुड्ढि, गहियो पुण गंठीअ गऊ तइऊ ॥
समत्तपुरं एवं, जोइज्जा तिन्निकरणाइं ॥ ४ ॥
खिइसहावियगमणं, थाणुसरणं तउ समुप्पयणं ॥
ठाणं थाणुसिरे वा, उहरणं जाण मुअंगीणं ॥ ५ ॥
खिइगमणंपिव पढमं, थाणुमरणं च करणमप्पुव्वं ॥
उप्पयणंपिव तत्तो, जीवाणं करणमनियट्टि ॥ ६ ॥
थाणुव्व गंठिदेसो, गंठियसत्तस्स तथ्थवट्टाणं ॥
ऊसरणंपिव तत्तो, पुणोवि कमट्ठिइविवुड्ढि ॥ ७ ॥

હવે એ સાત ગાથાનો અર્થ કિંચિતમાત્ર લખ્યો છે. જહ ઇહ કે૦ જેમ ઇહાં કોઇક તિન્નિ મણુસ્સા—ત્રણ મનુષ્ય છે, તે સહાવગમણેણં—સ્વભાવગમને કરી સહેજે નિઃપ્રયોજને જંતિઅડં કે૦ અટવી પંથે જાય છે. તે જાતાંજાતાં ઘણી અટવી ઘીઉલ ગયા, પછી કાલાઇક્કમભિયા કે૰ કાલઅતિક્રમવેકરી ભયપામ્યા, એટલે અસુર વખતે અટવીનો પંથ તેથી ડરવા લાગ્યા. એટલામાં તુરંતિ કે૦ તુરંત પત્તાય દો ચોરા કે૦ બે ચોર આવી લાગ્યા. ॥ ૧ ॥ પછી તે ત્રણ મનુષ્યે દટ્ઠું મગ્ગતડથ્થે—માર્ગને તટે એટલે માર્ગને મુખે ઢુકડા બે ચોરો દેખીને તે ત્રણમાંથી એગો મગ્ગાઓ કે૦

એક તો માર્ગથકી પાછો નિવર્ત્યો. એટલે પાછો નાસી ગયો, તથા બીઓગહિયો. કે૦ બીજાને તો તે ચોરલોકોએ ગ્રહણ કીધો એટલે પકડી લીધો, અને તઇયો સમઇક્કંતો કે૦ ત્રીજો મનુષ્ય તે ચોરોને સમ્યક્પ્રકારે અતિક્રમ્યો, એટલે પોતાનું બળવીર્ય ફોરવી ચોરોને હતપ્રહત કરી પુરપત્તો કે૦ પુરપ્રતે પહોતો એટલે ઇચ્છિતસ્થાનકે નિર્ભયપણે પહોતો ॥ ૨ ॥ એ દ્દષ્ટાંત સમ્યક્ત્વપ્રાપ્તિમાં ઉપનયભાવે ઉતારે છેઃ—

અડવિભવો—ભવભ્રમણરૂપ તો અટવી કહિયે, તેમાં મણુસ્સા જીવો—મનુષ્ય તે ત્રણ ઉત્કૃષ્ટ જાતિના સંસારી જીવ કહિયે, અને કમ્મઠ્ઠિઇપહોદીહો—કર્મસ્થિતિ તે મહોટો દીર્ઘ માર્ગ કહિયે, તથા ગંઠિયભયઠાણું—ગ્રંથીદેશ તે ભયનું સ્થાનક કહિયે, વળી રાગદોસાય દો ચોરા—રાગ અને દ્વેષરૂપ બે ચોર જાણવા ॥ ૩ ॥ તે ત્રણમાંથી દુર્ભવ્ય અથવા અભવ્ય જીવ તે તો ભગ્ગો—પાછો ભાગ્યો ( નાશી ગયો ), તથા અચરમકરણી અથવા અપરિપક્વ કારણી તો ગ્રંથીદેશેજ રહ્યો, ઇહાં ગ્રંથીદેશે ભવ્ય અથવા અભવ્ય ઉત્કૃષ્ટો સંખ્યાત અસંખ્યાત કાળ સુધી રહે, પછી ભવ્યને શેષ અર્દ્ધ પુદ્ગલપરાવર્ત સંસાર રહ્યો હોય તો ગ્રંથી ભેદે; અધિક સંસારી પાછો ફરે. ઇહાં ગ્રંથીદેશે ભવ્ય અથવા અભવ્ય રહ્યા થકા દ્રવ્યશ્રુત ભિન્નદશપૂર્વસુધી પામે. દ્રવ્યચારિત્ર પામે. અભવ્ય પૂર્વશ્રુત ન પામે, કેટલાક ગ્રંથોને અનુસારે તથા વૃધ્ધપરંપરાએ પણ અભવ્યને પૂર્વશ્રુત ન હોય, તથા કોઇક ગ્રંથને અનુસારે લબ્ધિ ન હોય. દશ પૂર્વ સંપૂર્ણને પૂર્વલબ્ધિ કહિયે, તે અભવ્યને ન હોય પણ શેષ હોય. પછી બહુશ્રુત કહે તે પ્રમાણ. પૂરેપૂરા દશ પૂર્વ તથા અધિક યાવત્ ચઉદ પૂર્વસુધી જે

જાણે તે નિયમા સમ્યક્ત્વી હોય. કલ્પભાષ્યમાં કહ્યું છે કે:—

**યતઃ—चउद्दस दसय अभिन्ने, नियमा सम्मत्त सेसाण भयणा.॥**

ઉત્કટ કારણયોગે બીજો પુરૂષ તો ગ્રંથીદેશેજ ટકી રહ્યો, તથા ત્રીજો ચરમકરણપ્રાપ્ત ભવ્ય સમ્યક્ત્વવંત વીર્યોલ્લાસ વધતે રાગ દ્વેષ પરિણતિરૂપ ગ્રંથી ભેદીને સમ્યક્દર્શન રૂપ નગરેજ પહોચે. એમ ત્રણે કરણનો ઉપનય જોઇજ્જા કે૦ જોડવો ॥ ૪ ॥

હવે ત્રણગાથાએ પીપીલિકાનું દૃષ્ટાંત સમજાવે છે:—

ખિઇસહાવ કે૦ જેમ ક્ષિતિ જે પૃથ્વી તેનાઉપર સહજસ્વભાવે કીડી ફરે છે, ગમન કરે છે, પણ તેમાં કોઈની પ્રેરણા નથી, હવે તેમાં એક કીડી તો ફરતી ફરતી થાણુ જે ખીલો અથવા ભીંતપ્રમુખ તિહાંસુધી આવીને વળી પાછી ફરી જાય, તથા કોઇક કીડી તો થાણુ જે ખીલો અથવા ભીંત તે ઉપરે ચઢવા માંડે. તે ચઢીને થાણુના ઉપર બેસી રહે, તથા વળી કોઇક કીડી થાણુ ઉપર ચડીને ઉડી જાય, તથા કોઈક કીડી ખીલાથી અધવચ પાછી ઉતરે. એ મુઅંગીણં—મૃદંગી જે કીડી તેનું દૃષ્ટાંત જાણવું ॥ ૬ ॥

હવે એનો ઉપનય ઉપમાન દેખાડે છે. ખિઇગમણ કે૦ ક્ષિતિગમન એટલે કીડીનું પૃથ્વી ઉપર ફરવું, ખીલાના મૂળસુધી આવવું તે પઢમં કે૦ પ્રથમના યથાપ્રવૃત્તિકરણ સરિખું છે, તથા કોઇક કીડી થાણુસરણં કે૦ ખીલે ચડી. તે સરિખું બીજું મપુવ્વં કે૦ અપૂર્વકરણ છે, તથા કોઇક કીડી ખીલે ચડીને તે ખીલાથી ઉપ્પયણં કે૦ ઉડી ગઇ તે સરિખું જીવને ત્રીજું અનિવૃત્તિકરણ કહિયે ॥ ૬ ॥

ગ્ગાણુત્ત્વગંઠિદેસોકે૦ થાણું જે ખીલો તિહાંજે ટકી રહેવું, તે ગ્રંથીદેશે રહેવું. એટલે ગંઠિયસત્તસ્સતથ્થવઠ્ઠાણુ કે૦ ગ્રંથીગત જીવનું કેટલાક કાળસુધી તિહાં રહેવું હોય, તે સરિખું છે, તથા ઉસર ણું પિવતત્તોકે૦ તે ખીલારૂપ ગંઠીદેશથી ઓસરે એટલે પાછો ફરે તે પુણોવિકે૦ ફરી કર્મ્મસ્થિતિની વૃધ્ધિ કરે. ફરી ઉત્કૃષ્ટી કર્મસ્થિતિ વધારે ॥ ૭ ॥

એ સાતગાથાએ બે દ્રષ્ટાંતે કહ્યા–તેણેકરી કોઈ સંનીપર્યાપ્તો પંચેંદ્રી ભવ્યજીવ મુક્તિ જવા યોગ્ય હોય, જેને અવઢ્ઢપુગ્ગલ પરિયટ્ટ અર્ધમાત્ર પુદ્ગલપરાવર્ત્ત શેષ સંસાર બાકી રહ્યો હોય, એવો એટલે લક્ષણે પૂર્ણ જે જીવ હોય તે જીવ જે કરે તે આગલી ગાથાએ કહેછે ॥ ૫ ॥ ઇતિ પંચમગાથાર્થઃ

अपुव्वकरण मुग्गर, घायविहिय दुट्ठगंठिभेऊ सो ॥
अंतमुहुत्तेण गऊ, नियट्टिकरणे विसुज्जंतो ॥ ६ ॥

અર્થ— હવે પૂર્વોક્ત લક્ષણવંત જીવ તે ગ્રથીદેશસુધી આવે, તિહાં પરિણામ નિર્મળતાની વૃધ્ધિ હોય તે કહેછે. અપૂવ્વકે૦ પુર્વે કોઈવારે પામ્યો નથી એવો જે પરિણામ તેને અપૂર્વકરણ કહિયે, તે અપૂર્વકરણ કેવું છે? જે નિવડ આકરી અત્યંત કઠિણ એવી પૂર્વોક્તરૂપ જે ગ્રંથી તેને ભેદવાને મુગ્ગરકે૦ વજ્ર સરિખું છે, તેને ઘાયકે૦ ઘાતેકરીને વિહિયકે૦ વિહિત એટલે કર્યો છે દુષ્ટ ગ્રંથીનો ભેદ જેણે, સો કે૦ તથાભૂત તે જીવ પ્રતિક્ષણે વિશુધ્ધમાન પરિણામની નિર્મળતા વધતે થકે અંતર્મુહૂર્ત્ત માત્રમાં પૂર્વોક્ત અનિવૃત્તિકરણે ગયો થીભેદ

મુહૂર્ત લાગે. તિહાં ચઢતે પરિણામે ગ્રંથીભેદ કરી અનિવૃત્તિકરણે જાય, ઈહાં અપુર્વકરણની વિશુધ્ધતા થકી અનિવૃત્તિકરણની અંળતા વિશુધ્ધતર છે, માટે અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણની ભિન્નતા થઇ ॥ ૬ ॥ ઇતિ ષષ્ટિગાથાર્થ.

હવે તે અનિવૃત્તિકરણે ગયો થકો જીવ જે કરે તે કહે છે:—

**सो तथ्थ रणे सुहडोव्व, वयरिजयजाणियपरमआनंदं ॥**
**सम्मत्तं लहइ जीवो, सामन्नेणं तुहपसाया ॥ ७ ॥**

અર્થ:— સો તથ્થકે ૦ તે જીવને તિહાં અનિવૃત્તિકરણે અતિ વિશુદ્ધ પરિણામના જોરથી મિથ્યાત્વ મોહનીયના પુંજની સ્થિતિ બે થાય, તેમાં પહેલી સ્થિતિ અંતર્મુહૂર્ત વેદ્ય એટલે એક અંતર્મુહૂર્તમાં ખપી જાય, એટલી સ્થિતિના મિથ્યાત્વ મોહનીય કર્મના દલીયાં તે મહોટી સ્થિતિ જે કોડાકોડી સાગરોપમમાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન છે તે સ્થિતિમાંથી નજીક ખેંચી લે, એટલે બીજી પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન એક કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિ હતી તેમાંથી અંતર્મુહૂર્ત પ્રમાણ વેદ્ય નીચી એંચીને જુદી કીધી, બાકી શેષ રહી તેનો મહોટો પુંજ અળગો રાખ્યો એટલે ન્હાની સ્થિતિ તથા મહોટી સ્થિતિની વચમાં આંતરો પડ્યો તેવારે એ બેહુ સ્થિતિની વચમાં જે ખાલી જગ્યા રહી તેને અંતરકરણ કહિયે. એમ ઇહાં અનિવૃત્તિકરણના જોરથી અંતરકરણ કરે.

અને પ્રથમ સ્થિતિગત દલિયાંને અંતર્મુહૂર્તમાં ખેપવે અને

મ્હોટી સ્થિતિમાંના દલિયાંને ઉપશમાવે-વિષ્કંભિત ઉદય કરે. અંતર્મુહૂર્ત ઉદય ન આવે એવાં કરે.

એટલે અનિવૃત્તિકરણે બે કાર્ય કરે. એક તો મિથ્યાત્વસ્થિતિના બે ભાગ કરી અંતરકરણ કરે અને બીજું અંતર્મુહૂર્ત વેદ્ય પ્રથમ લઘુ સ્થિતિને ખપાવે. એટલે અનિવૃત્તિકરણનો કાળ પૂરો થાય તેવારે આગળ અંતરકરણમાં ધસે, દોડે, જાય, પ્રવેશ કરે, તેવારે તિહાં અંતરકરણને પ્રથમ સમયે હેનાથ! તમારે પ્રસાદે ક્ષાયિકાદિકનીપરે વિશિષ્ટ તો નહી પણ સામાન્યપણે અલ્પકાલીન ઉપશમ નામા સમકિત પામે, તે શીરીતે પામે? તેની ઉપમા કહે છે. રણે સુહડાવવયરિજયજણિયપરમઆણંદ કે૦ જેમ સુભટ હોય તે રણને વિષે વૈરીને જીતવાથી પરમાનંદ પામે, તેમ અનાદિના જે રાગ દ્વેષરૂપ મ્હોટા શત્રુ તર્જ્જિત ગુરૂકર્મ સ્થિત્યાદિ અનંતાનુબંધિયા ચાર વૈરીને જીતવાથી પરમાનંદ સરિખું સમ્યક્ત્વ જીવ પામે. યદુક્તં આવસ્યકાદિગ્રંથે-

पावंति खवेउणं, कम्माइ अहापवित्तिकरणेणं ॥
उवलनायेण कहमवि, अभिन्नपुव्विं तओ गंठिं ॥ १ ॥
तं गिरिवरं च भेत्तुं, अपुव्वकरणुग्गवज्जधाराए ॥
अंतोमुहुत्तकालं, गंतुमनियट्टिकरणंमि ॥ २ ॥
पइसमयं मुज्झंतो, खविउं कम्माइ तथ्य बहुआइं ॥
मिच्छतंमि उइण्णे, खीणेऽणुइयंमि उवसंते ॥ ३ ॥
संसारगिम्मतविओ, तत्तो गोसीसचंदणरसोव्व ॥

अइपरमनिव्वुइकरं, तस्संते लहइ सम्मत्तं ॥ ४ ॥

હવે એ ચારગાથાઓનો અર્થ લખીયેછે:—અનાદિકાળથીસંસાર-ચક્રમાં ભમતોથકો જીવ પાવંતિકે૦ પામે, મિથ્યાત્વમોહનીયા-દિક કમ્માઇકે૦ કર્મોને ખવેઉણ કે૦ ખપાવીને, તે અહાપવત્તિ કરણેકે૦ યથાપ્રવૃત્તિકરણેકરીને કર્મો ખપાવે, તેનું દૃષ્ટાંત ઉવ-લનાયેણકે૦ ઉપલ જે પૂર્વોક્ત નદીના પ્રવાહનો પાષાણ, તેના દૃષ્ટાંતે ખેપવે, પછી અભિન્નપુવ્વિ કે૦ પૂર્વે કોઇવાર ભેદી નથી એવી જે રાગદ્વેષ પરિણતિમઇ મિથ્યાત્વગ્રંથી તે ગ્રંથીને શીરીતે ભેદે કે ગિરિવર કે૦ ગિરિવર જે પર્વત તેને ભેત્તું કે૦ ભેદવાને જેમ વજ્ર બલવાન છે, તેમ અપૂર્વકરણ પરિણામરૂપ ઉગ્ર વજ્રધારાએ કરીને જીવ ગ્રંથી ભેદતો અંતર્મુહૂર્તકાળમાં અનિવૃત્તિકરણે ગયોથકો શું કરે તે આગલી ગાથાએ કહે છે.

પઇ સમય કે૦ પ્રતિ સમયે એટલે સમય સમયપ્રતે વિશુદ્ધ-માન પરિણામીથકો તિહાં બહુલાકર્મોને ખેપવે, તે વખતે જે મિથ્યા-ત્વના દલિયાં ઉદય આવ્યા હોય તેનો ક્ષય કરે અને જે ઉદય ન આવ્યા-ઉદયાભિમુખ ન થયા તે દલિયાને ઉપશમાવે, એટલે ઉદીરણા-દિક કરણબળે પણ વિપાકોદય અથવા પ્રદેશોદય જે થઇ શકે નહી તેને ઉપશમાવ્યા કહિએ, એમ ઇહાં અનિવૃત્તિકરણે કેટલાક મિથ્યાત્વના દલિયા ખેપવ્યા, અને કેટલાક ઉપશમાવ્યા, અને મિથ્યાત્વ સ્થિતિના બે ભાગકરી વચમાં અંતરકરણ કર્યું ॥ ૩ ॥ હવે તે અંતરકરણ કરતાં જે થયું તે આગલી ગાથાએ કહે છે.

સંસારગિમ્હકે૦ જેમ કોઇક પંથી જન ગ્રીષ્મકાલમાં મ-ધ્યાન્હ સમયે નિર્જળ વનમાં સૂર્યના પડેલા કિરણને પરિતાપે

લૂના અજડ તાપેકરી અતિ આકુલ થયો હોય, તેને કોઇ શીતળ સ્થાનક મળે વળી તિહાં કોઈ બાવનાચંદનનો રસ છાંટે તેવારે તે પંથી સાતા પામે. આનંદમગ્ન હોય. તેમ ઇહાં ભવ્ય જીવરૂપ પંથી અનાદિકાળનો સંસારરૂપ ઉગ્ર ગ્રીષ્મકાળે જન્મમરણાદિરૂપ નિર્જળ વનમાં કષાયરૂપ ઉગ્ર તાપે પીડ્યો રોગશોગાદિરૂપ લૂ અજડ એટલે આકરી તેણે કરી દગ્ધ થએલો અને તૃષ્ણારૂપ મહોટી પીપાસા તેણે કરી પરાભવ્યો થકો, એવો ભવ્યપંથી તે અનિવૃત્તિકરણરૂપ શુધ્ધ સરલમાર્ગ પામી દૂરથી અંતરકરણરૂપ શીતળ સ્થાનક દેખી હર્ષવંતથકો ધસી તિહાં પહોતો, એટલે ગોશીર્ષ જે બાવનાચંદન તેહનો જે રસ તેહનીપરે શીતળ અર્ઘપરમકેં અતિશય પરમ ઉત્કૃષ્ટ અનિવૃત્તિકરણ પરમ સુખસાતાકરણ એહવું તસ્સંતેકેં તે અનિવૃત્તિકરણને અંતે અને અંતરકરણને પ્રથમ સમયે ઘનસારવત્ શીતળ સમ્યક્ત્વ પામે. તેવારે અનંતાનુબંધી તથા મિથ્યાત્વકૃત પરિતાપ સર્વ મટી જાય. ગાઢ તૃષાપીપાસા મટી જાય ॥ ૪ ॥

ઇહાં અનાદિ કાળનું પરમશત્રુરૂપ–પરમ દુઃખદાતારૂપ મિથ્યાત્વનું દુઃખ અંતર્મુહૂર્તસુધી દરે થાય (દૂર થાય)–અનાદિનો પ્રથમ દુખાંત ઇહાં થયો. ઇહાં સિદ્ધાંતશૈલીમાં કાળનિષ્ટાએ ગુરુદેવ પ્રાપ્તિ તથા વિરહ આશ્રી ચાર ભાંગા કહ્યા છે તેના નામ કહે છે. ૧ અનાદિઅનંત ૨ અનાદિસાંત ૩ સાદિસાંત ૪ સાદિઅનંત. એ ચાર ભાંગાનો અર્થ કહે છેઃ–જેને મિથ્યાત્વાદિક અનાદિનું છે અને તે કિવારે મટશે પણ નહી એવા અભવ્યાદિને અનાદિઅનંત પ્રથમ ભાંગો છે. અને જે ભવ્યજીવ પ્રથમ સમ્યક્ત્વ

પામ્યો તેવારે તે જીવે અનાદિના મિથ્યાત્વનો અંત આણ્યો, તેમાટે તેને અનાદિ સાંત બીજો ભાંગો જાણવો; તથા જે જીવ સમ્યક્ત્વ પામી વળી સમ્યક્ત્વ વમન કરી મિથ્યાત્વે જાય તેવારે મિથ્યાત્વની આદિ થઇ. પછી કેટલોક કાળ મિથ્યાત્વે રહી વળી શુભ સામગ્રીના યોગથી ફરી સમ્યક્ત્વ પામે તેવારે મિથ્યાત્વનો અંત થયો એ ત્રીજો સાદિસાંત નામા ભાંગો થયો, તથા ચોથો સાદિઅનંતનામા ભાંગો તે ક્ષાયિક સમ્યકત્વાદિ ગુણ જેને પ્રગટ થયા હોય તેને હોય પણ મિથ્યાત્વીને ન હોય, કેમકે ગ્રંથીભેદ કર્યાં પછી જે મિથ્યાત્વ હોય, તે તો સાદિસાંત ભાંગે જ હોય, માટે જેને સમ્યક્ત્વાદિક ક્ષાયક ગુણ પ્રગટ્યા તે સાદિ, અને તે ગુણ આવ્યા જાય નહી તે અનંત, એટલે ભવ્ય મિથ્યાત્વીને ત્રણે ભાંગા હોય, અને અભવ્ય મિથ્યાત્વીને એકજ અનાદિઅનંત ભાંગો હોય. યદુક્તં —

मिच्छत्तमभव्वाणं, तमणाइमणंतयं मुणेयव्वं ॥
भव्वाणं तमणाइ, सपज्जवसियं तु सम्मत्ते ॥ १ ॥

અર્થ:—અભવ્યને મિથ્યાત્વ અનાદિ અનંત ભાંગે હોય, અને ભવ્યને અનાદિ સપર્યવસિત ભાંગે મિથ્યાત્વ હોય. ॥ ૧ ॥

હવે સમ્યક્ત્વ કેટલે ભેદે હોય તે ગાથાઓ વડે કહેછે:-

तं एगविहं दुविहं, तिविहं तह चउविहं च पंचविहं ।
तत्थेगविहं जं तुह-पणीयभावेसु तत्तरुइ ॥ ८ ॥

અર્થ:—એક પ્રકારે, બે પ્રકારે, ત્રણ પ્રકારે, ચાર પ્રકારે અને પાંચ પ્રકારે પણ આગમમાં સમ્યક્ત્વ કહ્યું છે. તે ભેદોનું

સ્વરૂપ વિસ્તારીને કહે છે:—તત્થેગવિહ કે૦ તિહાં એકવિધ સમ્યક્ત્વ તેજ કે જે હે પરમેશ્વર! તુહ કે૦ તાહરા પણિયં કે૦ પ્રકાશ્યા જે જીવાદિકભાવ—પદાર્થ તેને વિષે તત્ત્વરૂચિ હોય, અર્થાત્ પરમાર્થ બુદ્ધિ હોય, સકલ દોષરહિત અને સકળ ગુણ સંપન્ન એહવા અરિહંતદેવે ભાખ્યું જે તત્ત્વ તેજ સત્ય છે એહવી રૂચિ પરમાર્થબુદ્ધિ; તે વિષે આગમમાં કહ્યું છે:—

'तमेव सच्चं निस्संकं जं जिणेहिं पवेइयं' इत्यादि

યદુક્તં યોગશાસ્ત્રે:—

रुचिं जिनोक्ततत्वेषु, सम्यक्श्रद्धानमुच्यते;
जायते तन्निसर्गेण–गुरोरधिगमेन च ॥ १ ॥

ઉપલા શ્લોકનો અર્થ કહે છે:—શ્રી જિનેશ્વરભાષિત જીવાજીવાદિક તત્વનેવિષે જે સમ્યક્શ્રધ્ધાનકે૦ નિશ્ચલ પ્રતીત તેને તત્વરૂચિ કહિયે, તે તત્વરૂચિ શ્રદ્ધાને મિથ્યાત્વદળના રસની મંદતાએ જાતિસ્મરણાદિક નિમિત્તે ઈહાપોહ કરતાં કરતાં સહેજે પોતાની મેળે પામે તે નિસર્ગ સમ્યક્ત્વ કહેવાય, અથવા ગુરૂની ઉપાસના કરતાં સિધ્ધાંતવાણી સાંભળતાં જે પામે તે ઉપદેશિક શ્રદ્ધાન કહિયે ॥ ૧ ॥ ઇત્યાદિક લક્ષણ જે તત્વરૂચિ તે એકવિધ સમ્યક્ત્વ કહિયે. ॥ ૯ ॥

હવે દ્વિવિધ સમ્યક્ત્વ ત્રણ પ્રકારે કહે છે:—

दुविहं तु दव्वभावा, निच्छं ववहारओवि अहवावि ।
निस्सग्गुवएसाओ, तुहवयणन्निऊहिं निदिट्ठं ॥ ९ ॥

અર્થ:—હે જિનેશ્વર! તાહરા ભાખ્યાં જે દ્વાદશાંગ તેના જાણ

એહુવા જે પ્રવીણ પુરૂષ તેણે એક દ્રવ્ય સમ્યક્ત્વ અને બીજું ભાવ સમ્યક્ત્વ એ બે પ્રકારે સમ્યક્ત્વ કહ્યું છે, અથવા એક નિશ્ચય સમ્યક્ત્વ અને બીજું વ્યવહાર સમ્યક્ત્વ એરીતે પણ બે પ્રકાર કહ્યા છે. તથા વળી એક નિસર્ગસમ્યક્ત્વ અને બીજું ઉપદેશસમ્યક્ત્વ તે તુહુવયણ કે૦ તાહરાં વચનના વિઊહિ કે૦ વેત્તા એટલે અર્થના જાણ પુરૂષે નિદ્દિઠ્ઠં કે૦ દેખાડ્યું છે. ॥ ૯ ॥

હવે ત્રણ પ્રકારે દ્વિવિધ સમ્યક્ત્વ કહ્યું તેના લક્ષણ કહે છેઃ—

**तुह वयणे तत्तरुइ, परमट्ठमजाणओवि दव्वगयं ।**
**सम्मं भावगयं पुण, परमट्ठवियाणओ होइ ॥ १० ॥**

અર્થઃ—હે પ્રભુ! તુહ કે૦ તાહરા વયણ કે૦ વચનનો પરમટ્ઠ કે૦ પરમાર્થ જે રહસ્ય તેનો મજાણઓવિ કે૦ અજાણ છે, પણ તાહરાં વચનને વિષે તત્તરૂઈ કે તત્વરૂચિ છે, કેમકે જે રાગ દ્વેષ અજ્ઞાન એ ત્રણ દોષનો નાશ થવાથી વીતરાગ થયા તે અસત્ય ભાષણ કરે નહી, માટે શ્રી જિનભાષિત વચન સર્વ સત્ય છે, એમ તે જાણે છે તો એવી જે તત્વરૂચિ તે દવ્વગયં કે૦ દ્રવ્યગત સમ્યક્ત્વ કહિયે. યતઃ

**भावेण सद्दहंतो अयाणमाणोवि सम्मत्तं,**

જે સુક્ષ્મ અર્થને નથી જાણતો એહવા અજાણને પણ જો ભાવે સદ્દહે છે કે જે અરિહંત તે શુદ્ધ ભાષણ કરનારાજ છે એહવી ઓઘે પ્રતિત છે તો અજાણ પુરૂષને પણ દ્રવ્યથી સમ્યક્ત્વ છે.

બીજું ભાવગય કે૦ ભાવગતે સમ્મં કે૦ સમ્યક્ત્વ તે પુણ કે૦ વળી પરમટ્ઠવિયાણઓ કે૦ પદાર્થનો જાણું પુરૂષને હોઇ કે૦ હોય. યદુક્તં સિધ્ધાંતેઃ—

जीवाइ नव पयत्थे, जो जाणइ तस्स होइ समत्तं.

ઈતિવચનાત. માટે જે ભવ્ય જીવ જીવાદિક નવે પદાર્થને સમસ્ત નય ગમ ભંગ પ્રમાણ નિક્ષેપ પ્રમુખ સ્યાદ્વાદ શૈલી પૂર્વક જાણે, સદ્દહે, તે ભવ્ય જીવને ભાવગત સમ્યકત્વ કહિયે. ॥ ૧૦ ॥ એમ દ્રવ્યસમ્યકત્વ તથા ભાવસમ્યકત્વ કહ્યું.

હવે નિશ્ચય વ્યવહાર બે પ્રકારના સમ્યકત્વનું લક્ષણ કહે છેઃ—

निच्छयओ सम्मत्तं, नाणाइमयप्पसुहपरिणामो ।
इयरं पुण तुहसमये, भणियं सम्मत्तहेउहिं ॥ ११ ॥

અર્થઃ—જ્ઞાન દર્શન ચારિત્રરૂપ શુદ્ધ શ્રદ્ધા ભાસન રમણતા પૂર્વક રત્નત્રયીરૂપ આત્માનાં જે શુભ પરિણામ તેને નિચ્છયઓ સમ્મત્ત કે૦ નિશ્ચય સમ્યક્ત્વ કહિયે, એટલે આત્માને જ નિશ્ચય સમ્યકત્વ કહિયે, કેમકે આત્મા ને આત્માના ગુણ તે કાંઈ જુદા નથી. પરિણામે અનન્ય છે, એક છે, ગુણ ગુણી ભાવે અભેદ જ રહ્યા છે, કેમકે અભેદપરિણામે પરિણમ્યો જે આત્મા તે તદ્‌ગુણ રૂપજ કહેવાય. યદુક્તં યોગશાસ્ત્રે.

आत्मैवदर्शनज्ञान—चारित्राण्यथवा यते ॥
यत्तदात्मैव स्वगुणैः शरीरमधितिष्ठति ॥ १ ॥

કે૦ એ ન્યાયે ( દ્રષ્ટાંત દ્વારાએ ) નિસર્ગોદય સમ્યક્ત્વ તથા ઉપદેશોદય સમ્યક્ત્વ તે હે પ્રભુ ! તમે કહ્યું–પરૂપ્યું છે. તે માટે પરમોપકારી એવા તુજને મ્હારો નમસ્કાર થાઓ ॥ ૧૨ ॥ એમ બે પ્રકારનું સમ્યક્ત્વ ત્રણ રીતે કહ્યું.

હવે ત્રણ પ્રકારે સમ્યક્ત્વ કહે છે:—

तिविहं कारग रोअग, दिवग भेएहिं तुहमयाविऊहिं ।
खाओवसमोवसमिय, खखाइअभेएहिं वा कहियं ॥१३॥

અર્થ:—હે નાથ ! તુહમય કે૦ તહારા મતના વિઊહિં કે૦ વેત્તા જે ગણધરાદિક, તેણે કારક, રોચક અને દીપક એમ તિવિહં કે૦ ત્રણ ભેએહિં કે૦ પ્રકારે સમ્યક્ત્વ કહ્યું છે. વા કે૦ અથવા ક્ષાયોપશમિક, ઉપશમિક અને ક્ષાયિક એ રીતે પણ ત્રણભેદે સમ્યક્ત્વ કહિયં કે૦ કહ્યું છે ॥ ૧૩ ॥

હવે કારકાદિક સમ્યક્ત્વના લક્ષણ કહે છે:—

जं जह भणियं तुमए, तं तह करणंमि कारगो होइ ।
रोअगसम्मत्तं पुण, रुइमित्तकरंतु तुहधम्मे ॥ १४ ॥

અર્થ:—હે નાથ ! જે જેમ યથાર્થભાવે વિધિમાર્ગ તમે ભણિયં કે૦ પ્રકાશ્યો છે તે તેમજ આજ્ઞાને અનતિક્રમતોથકો એટલે તમારી આજ્ઞાસહિત આગમોક્ત શૈલીપૂર્વક યથાશક્તિએ દાન પૂજા વ્રત નિયમાદિક કરે તેને કારક સમ્યક્ત્વ કહિયે; તથા પુનઃ કે૦ વળી બીજું રોચક સમ્યક્ત્વ, તે તુહધમ્મે કે૦ તમારા ધર્મને વિષે રૂઇમિત્તકરંતુ કે૦ રૂચિમાત્ર કરે, શ્રી જિનોક્ત ધર્મ કરવાની ઇચ્છા રહે. શુદ્ધ શ્રદ્ધા રાખે. કોઇને ધર્મપ્રવૃત્તિ ક-

દેખીને રૂડું માને પરંતુ પોતે ભારે કર્મી હોવાથી ક્રિયાનુષ્ઠાનાદિક કરી શકે નહી તેને રોચક સમ્યક્ત્વ કહિયે ॥ ૧૪ ॥

હવે દીપક સમ્યક્ત્વ કહે છેઃ—

सयमिह मिच्छद्दिट्ठी, धम्मकहाईहिं दीवइ परस्स ॥
दीवग सम्मत्तमिणं, भणंति तुह जगयमईणो ॥१५॥

અર્થ:—સયમિહ કે૦ સ્વયં પોતે તો મિથ્યાદ્રષ્ટિ અથવા દુર્ભવ્ય હોય, પણ અંગારમર્દકાચાર્યની પરે ધમ્મકહાઇહિં કે૦ ધર્મકથાદિકે કરી આદિ શબ્દથી સમાધિઠાણયુક્ત અનુષ્ઠાનના અતિશયે કરીને એટલે દંભરચના વિશેષે કરીને, પર જે બીજા ભવ્ય ભદ્રક જીવો હોય તેને ધર્મ કરી દીપાવે, એટલે આગલા જીવોના ઘટમાં પ્રકાશ કરાવે, પરંતુ પોતાને અંતરંગ પરિણામે શ્રદ્ધા ન હોય, એહવાને હે પ્રભુ! ત્હારા સમય જે સિદ્ધાંત તેના જાણપુરૂષો દીપક સમ્યક્ત્વ કહે છે.

ઇહાં શિષ્ય પ્રશ્ન કરે છે કે—'પોતે મિથ્યાત્વી મિથ્યાત્વે વાસિત અંતઃકરણવાળાને સમ્યક્ત્વી કેમ કહો છો?' તેવારે ગુરૂ કહે છે 'હે શિષ્ય! જો કે પોતે મિથ્યાપરિણામી છે તો પણ આગલા પ્રાણીઓને ધર્મ પમાડવાનો હેતુ થાય છે, અથવા શાસનોન્નતિ કરે છે, માટે કારણે કાર્યનો ઉપચાર કરી સમ્યક્ત્વ કહિયે, સમ્યક્ત્વનો હેતુ છે માટે સમ્યક્ત્વ કહિયે.'

यदुक्तं सिद्धांतः—

किरियाणुट्ठाणं पुण, कारगमिह रोयगं तु सद्दहणं ॥
मिच्छद्दिट्ठी दीवइ, जं तच्चे दीवगं तं तु ॥ १ ॥

બે ભાગ કરે, એક અંતર્મુહૂર્ત વેધ ન્હાની સ્થિતિ કરે, બીજી દ્વિશેઉણી કોડાકોડી સાગરોપમ પ્રમાણ મ્હોટી સ્થિતિ કરે. એવી બે સ્થિતિ કરે.

એ રીતે બે સ્થિતિ કરી તેમાંથી ન્હાની સ્થિતિ ખેંચી લઇને વચમાં અંતર કરે એટલે બે સ્થિતિની વચમાં ખાલી જગ્યા રહે એમ કરે, પછી ન્હાની સ્થિતિને અનિવૃત્તિકરણના અધ્યવસાયે કરી ખપાવીને પછી અંતરકરણ જે બે સ્થિતિની વચ્ચે ખાલી જગ્યા રહી છે તેમાં પ્રવેશ કરે, ત્યાં અંતરકરણમાં પ્રવેશ કરવાને પહેલે સમયેજ ઉપશમ સમ્યક્ત્વ પામે, તે અંતરકરણ ઓલંઘતાં અંતર્મુહૂર્ત પ્રમાણ કાળ જાય તેનેજ ઉપશમ સમ્યક્ત્વ કહિયે.

હવે અંતરકરણમાં વર્ત્તતો ઔષધસરિખું જે ઉપશમ સમ્યક્ત્વ, તે સમ્યક્ત્વે કરીને કોદરાનું ધાન્ય અથવા મલીન જળ અથવા મલીન વસ્ત્ર એ ત્રણેના સરિખું જે મિથ્યાત્વ-મોહનીયકર્મ તેને શોધીને ત્રણ ભાગે વહેંચી નાખે, તેમાં પહેલો ભાગ તો શુધ્ધ નિર્વિષ તથા સ્વચ્છ નિર્મળ જાણવો, અને બીજો ભાગ અર્ધ્ધશુધ્ધ તે થોડો મલીન જાણવો, વલી ત્રીજો ભાગ સંપૂર્ણ અશુધ્ધ યથાસ્થિત કલુષ અતિ ડહોળો તથા મલીન ગલીચ જાણવો. હવે એ ત્રણે વસ્તુના દ્રષ્ટાંતે વિવરીને વિષદ રીતે દેખાડે છેઃ—

જેમ મીણસહીત કોદ્રવ ધાન્યને ઉષ્ણ જલાદિક ઔષધના યોગે એકભાગ મીણરહીત કર્યો, બીજો ભાગ અર્દ્ધશુદ્ધ કર્યો, અને ત્રીજો ભાગ જેમ હતો તેમનો તેમ રહ્યો, તે અશુદ્ધ છે.

તથા જેમ કોઇક વસ્ત્ર મલીન હતું તે ક્ષારાદિક ઔષધના યોગે અતિ સ્વચ્છ નિર્મળ થાય. બીજું થોડા ઔષધનો પ્રયત્ન હોવાથી થોડું નિર્મળ થાય અને ત્રીજું મલીનજ રહે. તથા મલીન જળ જેમ નિર્મળ ફળાદિકના યોગે અતિ સ્વચ્છ થાય, બીજું થોડું નિર્મળ થાય ત્રીજું મલીનજ રહે. એમ ત્રણ દ્રષ્ટાંતે અંતરકરણગત ઉપશમ સમ્યક્ત્વ રૂપ ઔષધના યોગેકરી મિથ્યાત્વમોહનીયના દલિયાં મિથ્યાત્વરૂપ મીણથી ભર્યાં હતાં તેનો એક ભાગ તો શુદ્ધ કર્યો—મીણરહીત કર્યો, અને બીજો ભાગ અર્દ્ધમીણરહીત થયો, એટલામાં અંતર્મુહૂર્તના કાળની સમાપ્તિ થઇ તેથી તે બીજો ભાગ તો અર્ધશુધ્ધ થયો અને ત્રીજોભાગ શુધ્ધ કરવાને તો પહોંચી શક્યોજ નહી તેથી તે ત્રીજો ભાગ તો સંપૂર્ણ મિથ્યાત્વરૂપ મીણસહિત વિષથી ભરેલોજ રહી ગયો.

હવે તે ત્રણપુંજનાં ત્રણ નામ થયાં, તેમાં પહેલો શુધ્ધપુંજ તે દર્શન (સમકિત) મોહનીય કહિયે, હવે તે જીવ અંતરકરણગત ઉપશમકાળ પૂરો થયે થકે એટલે જેટલો વખત અંતરકરણનો તેટલોજ વખત ઉપશમ સમ્યક્ત્વનો છે તે ઉપશમ સમ્યક્ત્વનો કાળ અંતર્મુહૂર્ત પ્રમાણ પૂરો થયે થકે જો પરિણામની વિશુધ્ધિ રહે તો શુધ્ધ પુંજનો ઉદય થાય, તેનું નામ ક્ષયોપશમ સમ્યક્ત્વ કહિયે, એટલે મિથ્યાત્વરૂપ મીણથી ભરેલાં દલિયાં જે શુદ્ધ કર્યાં તેહનો ઉદય છે જેમાં તે ક્ષયોપશમ સમ્યક્ત્વ કહિયે.

ઇહાં શિષ્ય પ્રશ્ન કરે છે કે 'જો નિર્વિષ દલિયાં કર્યાં તો પણ જાતે તે દલિયાં મિથ્યાત્વનાં છે, નિર્વિષ થવાથી તો રૂપ ગંધાદિક ગયું પણ ગુણને આવરણ કરનારાં દલિયાં તો તેમનાં તેમજ છે, તો સમ્યક્ શ્રધ્ધા ભાસન કેમ થાય?' તેવારે

ગુરૂ કહે છે કે 'જેમ કોઇ અભ્રક અથવા અપર પાષાણાદિક જાતે મલીન હોય તેને કોઇ ઔષધાદિક યોગે કરી તે પાષાણાદિકમાંથી કાળાશ રૂપ કલુષતા કાઢી નાખે તેવારે તે દળ નિર્મળ થાય, પછી તેને આંતરે જે વસ્તુ રહી હોય તે સર્વ દીઠામાં આવે, પણ છાની રહે નહી તેમજ ઈહાં દર્શનમોહનીયકર્મના દલ મધ્યે અશુદ્ધપરિણતિરૂપ મિથ્યાત્વ વિષે કરી મલીન થએલું અત્યંત કાળાશપણું ભરેલું હતું તે ઉપશમ સમ્યક્ત્વરૂપ ઔષધના મહિમાથી દૂર થાય, પછી નિર્વિષ દલિયાં રહ્યાં તે સ્વચ્છ અભ્રપટલ સરિખાં છે તે નિર્મળ દલિયાં કાંઇ શ્રદ્ધા ભાસનમાં વિપરિણામ કરે નહી, તેથી જો કે જીવને મિથ્યાત્વનાં દલિયાં છે તો પણ નિર્વિષ છે (નિર્મળ છે) તેથી તેને ક્ષયોપશમ સમ્યક્ત્વ કહિયે.'

यदुक्तं विशेषावश्यकवृत्तौः—

तद्यथेहप्रदीपस्य स्वच्छाभ्रपटलैर्वृतं ॥
न करोत्यावृतिं काचिदेवमेतदपि ॥ १ ॥

एकपुंजी द्विपुंजी च त्रीपुंजीचानुक्रमात्;
दर्शनत्रयमत्रांश्चैव, मिथ्यादृष्टिश्च कीर्तितः ॥ २ ॥

(એને પશ્ચાનુપૂર્વીએ લેવું; એટલે ત્રિપુંજી દ્વિપુંજી એકપુંજી.)

ઈહાં લોકને વિષે જેમ અભ્રકના પડાંતરે રહેલો દીપક સર્વ સ્થાનકે ઉદ્યોત કરે. તિહાં અભ્રક જો કે આડો છે તો પણ કાંઈ ન્યૂન પ્રકાશ દીપકનો કરી શકે નહી, તેવીજ રીતે શોધેલાં મિથ્યાત્વદલ તે પણ કાંઇ ન્યૂન શ્રદ્ધા કરે નહી.

તિહાં ત્રિપુંજી તે સમ્યક્દર્શની, દ્વિપુંજી તે મિશ્રદર્શની અને એકપુંજી મિથ્યાદ્રષ્ટિ હોય. તથા ઉપશમ સમ્યક્ત્વથી આગળ જો કાંઇક ઉજ્વળ કાંઇક મલીન એહવાં મિશ્ર પરિણામ થાય તો મિશ્રમોહનીયનો ઉદય થાય, એટલે મિશ્રપુંજ ઉદય આવે અને જો અનંતાનુબંધીના ઉદયબળથકી અતિ મલિન પરિણામ થાય તો મિથ્યાત્વ મોહનીયનો ઉદય થાય એટલે અશુદ્ધપુંજ ઉદયમાં આવે.

એ રીતે સંસારમાં કેટલાક ત્રિપુંજી, કેટલાક દ્વિપુંજી, કેટલાક એકપુંજી હોય. તેમાં ક્ષયોપશમી ત્રિપુંજી હોય, તથા મિથ્યાત્વનો ક્ષય કરીને સમ્યક્ત્વ મોહનીયની ઉજ્વળતા કરે તેવારે દ્વિપુંજી હોય, અથવાં અપુંજી એટલે પુંજરહિત ક્ષાયિક સમ્યક્ત્વી હોય. તથા જેવારે મિશ્રનું ઉદ્વલન કરે અથવા ક્ષેપવે તેવારે એકપુંજીજ હોય. ઇહાં પુંજત્રયનો સંક્રમ કલ્પભાષ્યે એમ કહ્યો છે કે પ્રવર્ધમાન પરિણામી જે સમ્યક્ત્વી હોય તે મિથ્યાત્વ પુદ્ગલને આકર્ષીને સમ્યક્ત્વપુંજમાં અથવા મિશ્રપુંજમાં સંક્રમાવે તથા મિશ્રપુદ્ગલને સમ્યક્ત્વી સમ્યક્ત્વમાં સંક્રમાવે. તથા મિથ્યાદ્રષ્ટિ મિશ્રપુદ્ગલને મિથ્યાત્વપુંજમાં નાખે અને સમ્યક્ત્વ પુદ્ગલ મિથ્યાત્વ પુંજમાં સંક્રમાવે, પણ મિશ્રપુંજમાં ન નાખે.

तथाचोक्तं:--

मिच्छत्तंमिअ खीणे तिपुंजी सम्मद्दिट्ठिणो नियमा ॥
खीणंमिओ मिच्छत्तं दुएगपुंजी य खवगो वा ॥ १ ॥

અર્થઃ—એ રીતે કાર્મગ્રંથિકમતે પ્રથમ ઉપશામ સમ્યક્-ત્વજ પામે અને તે ઉપશમી નિયમા ત્રણ પુંજ કરે.

उक्तं च कर्मग्रंथे:—

कम्मगंथेसु धुवं पढमोवसमी करेइ पुंजतियं ॥

तव्वडिओ पुण गच्छइ सम्मे मीसाइ मिच्छे वा ॥१॥

અર્થ સુગમ છે. એ રીતે સિધ્ધાંતિક માર્ગે તથા કાર્મ-ગ્રંથિક માર્ગે ભિન્ન ભિન્ન આશય છે. પ્રકરણ કરનારે તો બેહુના આશય લઇને પ્રકરણની રચના કરી છે.

તિહાં સિધ્ધાંતકારના આશાયે કોઈ મિથ્યાદ્રષ્ટિ યથાપ્રવર્ત્યાદિ કરણત્રયે કરી અંતરકરણ કરે. તિહાં અંતરકરણમાં ઉપશમ સમ્યક્ત્વ પામે પણ પુંજત્રય કરે નહીં. અંતર્મુહૂર્ત ઉપશમ સમ્યકત્વ વેદીને પછી મિથ્યાત્વે જાય. એ આશયથી પ્રકરણકારે સાતમી ગાથામાં અનિવૃત્તિકરણે અંતરકરણ કરી સામાન્યે માત્ર ઉપશમ સમ્યકત્વ પામે પણ પુંજ ત્રણ ન કરે એમ કહ્યું છે, વળી કોઇ જીવ યથાપ્રવૃત્તિકરણ કરી પછી અપૂર્વકરણે ગ્રંથી-ભેદી પુંજત્રય કરી અનિવૃત્તિકરણે ક્ષયોપશમ સમ્યક્ત્વ પામે એ આશય અપુવ્વકયત્તિપુંજો એમ સોલમી ગાથામાં કહ્યો છે, એટલે અનાદિ મિથ્યાદ્રષ્ટિ પ્રથમ ક્ષયોપશમ સમ્યક્ત્વજ પામે એ સિદ્ધાંતશૈલી છે.

તથા કર્મગ્રંથાભિપ્રાયે તો અનાદિ મિથ્યાદ્રષ્ટી જીવ પહેલાં કરણત્રયપૂર્વક અંતરકરણે ઉપશમ સમ્યક્ત્વી થઇને ત્રણપુંજ અવશ્ય કરે. પછી જે પુંજનો ઉદય થાય તિહાં 'જાય એટલે કોઈ શુધ્ધપુંજે જાય તો ક્ષયોપશમ સમ્યક્ત્વી થાય તથા જો

મિશ્રપુંજનો ઉદય થાય તો મિશ્રગુણઠાણે જાય અને અશુધ્ધ પુંજે ગયો તો મિથ્યાત્વી થાય. એ અભિપ્રાય કર્મગ્રંથ શૈલીનો છે, તે ગ્રંથકારે સત્તરમી ગાથાએ અકયતિપુંજો ઉસ્સર ઇત્યાદિ કહ્યો છે. એ રીતે સિધ્ધાંતિક તથા કાર્મગ્રથિક બેહુએ મળી ઉપશમ સમ્યક્ત્વ પામવાના બે માર્ગ કહ્યા તથા ક્ષયોપશમ સમ્યક્ત્વ પામવાના પણ બે માર્ગ કહ્યા, એટલી વાત પ્રસંગથી કહી, હવે મૂળ ગાથાનો શબ્દાર્થ લખિયે છીએ.

અપુવ્વકયતિપુંજો ઇત્યાદિક અપૂર્વકરણે કર્યા છે ત્રણ પુંજ જેણે તે મિચ્છ જે મિથ્યાત્વ તેના દળ ઓઇણ્ણ કે૦ ઉદય આવ્યા તેને ક્ષેપવીને-ક્ષય કરીને અને અણુઇન્નં કે૦ ઉદય ન આવ્યા જે મિથ્યાત્વના દલ તેને ઉપશમાવીને અનિયટ્ટીકરણઓ પર ખઓવસમી કે૦ અનિવૃત્તિકરણથી આગળ ક્ષયોપશમ સમ્યક્ત્વ પામે ॥ ૧૬ ॥

હવે કર્મગ્રંથની શૈલીએ ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્તિનો ઉપાય કહે છે:-

अकयतिपुंजो ऊसर, दव इलिय दड्ढ रुक्ख नाएण ॥
अंतरकरणुवसमिओ, उवसमिओ वा ससेणिगओ ॥१७॥

અર્થ:-અકયતિપુંજોત્તિ કે૦ જેણે ત્રણ પુંજ પૂર્વે કર્યા નથી એટલે પુંજ કર્યાથી આગળ જેમ વનમાં દાવાનલ બાળતો ઊસર કે૦ ઉખરક્ષેત્ર એટલે જહાં ખારી જમીન સરૂપ હોય અથવા કેવળ વેળુ એટલે રેતીની ભૂમિ હોય મુકી નદી પ્રમુખની, તેને ઉખર ભૂમિ કહિયે, તથા જે ભૂમિ ઉપર પૂર્વે દવ લાગી ગયો હોય અને ઘાસ લાકડી તથા રૂખ્ખ કે૦ કાષ્ઠપ્રમુખ બાળી

સાફ થઈ ગયા હોય તે દવદગ્ધ ભૂમિ કહિયે એટલે એક ઉખર ભૂમિ અને બીજી દવદગ્ધભૂમિ એ બે ઠેકાણા જ્યાં બલતી ઇલિય કે૦ અગ્નિ પાસે તો પોતાની મેળે ઓલવાઈ જાય. નાએણ કે૦ એ ન્યાયે મિથ્યાત્વ વેદનરૂપ જે દાવાનલ તે અંતરકરણરૂપ ઉખરખેત્ર પામીને સહેજે પોતાની મેળે ઉવસમિઈ કે૦ ઉપશમી જાય–ઓલવાઇ જાય. તેથી જીવ ઉવસમિઓ કે૦ ઉપશમસમ્યક્ત્વ પામે.

કેમકે પૂર્વે અનિવૃત્તિકરણના જોરથી જે જે મિથ્યાત્વના દલિયા ઉદયે આવ્યાં તે ક્ષય કીધા અને જે ઉદય નથી આવ્યા તે ઉપશમાવ્યા, એટલે આવતાં રોકી રાખ્યાં તથા વિષ્કંભિત ઉદય કર્યાં અને વળી દૂર રાખ્યાં એમ વચમાં અંતર્મુહૂર્ત્ત પ્રમાણ નિર્મળ, પ્રદેશોદિરણાદિ કરણને અયોગ્ય એહવું અંતરકરણ કીધું.

ઇહાં શિષ્ય પ્રશ્ન કરે છે કે ‘પૂર્વે ક્ષયોપશમ સમ્યક્ત્વ પામવાને અવસરે એમ કહ્યું હતું જે ઉદય આવ્યા મિથ્યાત્વદળ તે ક્ષય કીધાં અને ઉદય ન આવ્યા તે ઉપશમાવ્યા એ લક્ષણ કહ્યું હતું અને વળી ઉપશમ સમ્યક્ત્વ કાળે પણ એમ જ કહો છો તો ક્ષયોપશમ તથા ઉપશમમાં કાંઇ ફેર પડ્યો નહી તેમ છતાં ગણતિમાં જુદું કેમ કહો છો?’

હવે ગુરૂ ઉત્તર કહે છે કે ‘ક્ષયોપશમમાં તો શુદ્ધ દલિયાંનો ઉદય છે, તેમાં કોઈ મિથ્યાત્વ પુંજમાંથી દલિયું ભળીને ઉદય આવે તે પ્રદેશોદય છે. ઉપશમમાં ઉદય બીલકુલ નથી. ઈતિ તત્ત્વં.

હવે તે અનિવૃત્તિકરણના બળથી મિથ્યાત્વની એક ન્હાની અને એક મ્હોટી એવી બે સ્થિતિ કરી. તેમાં પહેલી લઘુસ્થિતિને ક્ષપવી અને બીજી મ્હોટી સ્થિતિને દૂર થઇ લાવી વિચમાં અંતર કર્યો, તેમાં પ્રવેશ કરે તેને પહેલે સમયે ઉપશમ સમ્યક્ત્વ હોય, પછી તે ઉપશમ સમ્યક્ત્વના જોરથી અંતર્મુહૂર્તમાં શેષ વિષ્કંભિતઉદય મિથ્યાત્વસ્થિતિ, તેના શુધ્ધ, અર્ધશુધ્ધ અને અશુધ્ધ એવા ત્રણ પુંજ કરે એટલે ઉપશમ સમ્યક્ત્વનો કાળ પૂરો થયો કહેવાય. પછી તે જીવના જેવા પરિણામ રહે તેવા પુંજનો ઉદય થાય. એ ઉપશમ સમ્યક્ત્વ એકજ વાર હોય અને એ સહજ મોક્ષનું બીજ છે.

ઈહાં પ્રથમ સમ્યક્ત્વ પામતાં કોઇક જીવ તો એકલું સમ્યક્ત્વજ પામીને રહી જાય અને કોઇક જીવ સમ્યક્ત્વસાથે દેશવિરતિપણું પણ પામે, અથવા સર્વવિરતિપણું સાથેજ પામે;

यदुक्तं बृहत्शतकचूर्णौः—

उवसमसम्मद्दिठी अंतरकरणे ठिओ कोइ देसविरयंपि लभेइ, कोइ पमत्तापमत्तभावंपि, सासायणो पुण न किंपि लहेइ—

एनो અર્થ સુગમ છે.

ઇહાં ઉપશમકાળ પૂર્ણ થયાથી પરિણામની નિર્મળતાએ શુધ્ધપુંજ ઉદય આવે તેથી ક્ષયોપશમ સમ્યક્ત્વ થાય તે વળી કાળાંતરે શંકા કંખા કુતીર્થીસંસર્ગ કુશાસ્ત્રશ્રવણાદિક અતિચારની પ્રબળતાથી મિથ્યાત્વદલની ઉદીરણાથી મિથ્યાત્વે મિશ્રિત થાય તો તત્કાળ મિથ્યાત્વગુણઠાણે જાય-મિથ્યાત્વી થાય, તે વળી સં-

ખ્યાત અસંખ્યાત કાળાંતરે શુભ નિમિત્તે કરી, પ્રપતિત સમ્ય-ક્ત્વી જીવ ફરી સમ્યક્ત્વ પામે તેવારે પણ અપૂર્વકરણે ત્રણ પુંજ કરી અનિવૃત્તિકરણે શુદ્ધ પુંજોદયે ક્ષયોપશમ સમ્યક્ત્વ પામે. ઇહાં શિષ્ય પૂછે છે જે 'પહેલાં સમ્યક્ત્વ લાભકાળે તો કિવારે પ્રથમ નહોતું પામ્યો તે માટે અપૂર્વકરણ કહો પણ હમણા તો જે પૂર્વે પામ્યું હતું તેનોજ ફરી લાભ થયો તો તેને શી રીતે અપૂર્વ કહિયે ?'

ગુરૂ કહે છે 'અપૂર્વ સરીખું અપૂર્વ એટલે જે વસ્તુને થોડીજ વખત પામીએ પણ ઘણી વખત ન પામીએ તેને અ-પૂર્વજ કહિયે. કેમકે સંસાર સંબંધી અન્ય પર્યાય પ્રાપ્તિની સંખ્યા આગળ એ શી ગણતિમાં છે માટે એને અપૂર્વજ કહિયે એ રીતે વૃદ્ધ વચન છે. સિદ્ધાંતિકનો એ અભિપ્રાય છે.'

તથા ફરી સમ્યક્ત્વની પ્રાપ્તિની પરે દેશવિરતિ અથવા સર્વવિરતિની પ્રાપ્તિને વખતે પણ યથાપ્રવૃત્તિ તથા અપૂર્વકરણ એ બન્ને કરે, પણ અનિવૃત્તિકરણ ન કરે. માત્ર અપૂર્વકરણના કાળની સમાપ્તિ સમયેજ દેશવિરતિ અથવા સર્વવિરતિપણું પામે. જેવારે દેશવિરતિ અથવા સર્વવિરતિપણું પામે તેવારે યાવત્ અંતર્મુહૂર્ત લાગે તો અવશ્ય તે જીવના પ્રવર્ધમાન પરિણામ હોય અને અંતર્મુહૂર્ત વીત્યા પછી કોઇના પ્રવર્દ્ધમાન પરિણામ થાય અથવા કોઇના હીન હીન થાય અને કોઇ સ્વભાવસ્થજ રહે.

તથા વળી જે ઉપયોગ વિના સહેજે પરિણામની મંદિ-તાએ દેશવિરતિથી પડ્યો અથવા [illegible] તિથી પડ્યો તે પરિણામની નિર્મળત [illegible] વિનાજ દે[illegible]

અથવા સર્વવિરતિપણું પામે. વળી જે ઉપયોગેથી પડ્યા એટલે ઉપયોગી તો હોય પણ પોતાના કુમતકદાગ્રહાદિક દોષે કરી વિપર્યાસ થઈ કુવિકલ્પ પૂર્વક પડ્યાથકા મિથ્યાત્વે ગયા તે જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ઠો પ્રભૂત-ઘણો કાળ ગયેથકે ફરી દેશવિરતિ અથવા સર્વવિરતિપણું પામે. તે પૂર્વોક્ત કરણ કર્યાથીજ પામે. એમ કમ્મપયડીગ્રંથે ટીકામાં કહ્યું છે. તથા સિદ્ધાંતિકને મતે તો વિરાધિત સમ્યક્ત્વી ગૃહિત સમ્યક્ત્વથકો પણ કદાચ કોઈક છઠ્ઠી નરક પૃથ્વીસુધી પણ જાય ખરો, અને કર્મગ્રંથિકમતે તો વૈમાનિક વિના અન્ય સ્થાનકે ન ઉપજે; તે માટે ગૃહિત સમ્યક્ત્વવંત વૈમાનિકનું આયુષ્યજ બાંધે છે એહવુ પ્રવચનસારોધ્ધારવૃત્તિમાં કહ્યું છે.

તથા અવાપ્ત સમ્યક્ત્વગુણથી પડ્યોથકો કાર્મગ્રંથિકના મતે તો ઉત્કૃષ્ટ સ્થિતિવાળી કર્મપ્રકૃતિ બાંધે અને સિધ્ધાંતને અભિપ્રાયે તો ભિન્નગ્રંથિક ઉત્કૃષ્ટસ્થિતિવાળી કર્મપ્રકૃતિ બાંધેજ નહીં. એ સર્વ પ્રસંગે કહ્યું છે. એટલે અંતરકરણગત ઉપશમ સમ્યક્ત્વ કહ્યું.

તથા ઉવસમિયો વા સસેણિગઓ. કે૦ અથવા ઉપશમ સમ્યક્ત્વ સ્વશ્રેણીએ હોય એટલે સ્વશ્રેણી તે ઉપશમશ્રેણી ચઢતાં પણ હોય. यदुक्तं:—

उवसमसेढिगयस्सय, होइ उवसामिओ उ सम्मत्तं,
जो वा अकयतिपुंजो, अखवियमिच्छो लहइ सम्मं ॥१॥

એ ગાથાનો અર્થ સુગમ છે.

ઇહાં તો કેવળ ઉપશમનીજ વિવક્ષા છે. ઉપશાંતમોહ ગુણઠાણે ચઢ્યો તે અવશ્ય પડેજ. यदुक्तं—

व्रतमोहोदयं प्राप्यो-पशमी च्यवते ततः ॥

अधःकृतमलं तोयं पुनर्मालिन्यमश्नुते ॥१॥

અર્થ—ઉપશમી ચારિત્રમોહનીયનો ઉદય પામીને ઉપશાંતમોહ થકી પડે, ફરી મોહજનિત પ્રમાદની કલુષતાવડે એ એમજ વર્તમાન છે. કેમકે જેમ ડોહોળું પાણી હોય તેને કોઈ ઔષધને જોરે મેલ હેઠો કરિયે તેવારે નિર્મળ જળ ઉપર તરતું રહે, તે પાણી કોઈ વાયુપ્રમુખની પ્રેરણાનું નિમિત્ત પામી ફરી મેલું થાય. એ પ્રભાવ પ્રમાદોદયનો છે. यदुक्तं—

सुअकेवली, आहारग उजुमइ उवसंतगा वि उ पमाया ।

हिंडंति भवमणंतं तयणंतरमेव चउगइया ॥ १ ॥

અર્થ—શ્રુતકેવળી જે ચૌદપૂર્વી, તથા આહારક શરીરના ધણી, વળી ઉજુમઈ જે મનઃપર્યવજ્ઞાની ઋજુમતીવાળા પણ વિપુલમતીના ધણી નહી તથા ઉપશાંતમોહ ઇગ્યારમા ગુણઠાણાવાળા એ સર્વ પ્રમાદના યોગથી તેહિજ ભવની અનંતર અનંતા ભવભ્રમણ ચારે ગતિમાં કરે. તે માટે મોક્ષને વાંછનાર પ્રાણીયો સર્વથા પ્રમાદ નહીજ કરવો.

ઇહાં શિષ્ય પૂછે છે કે 'ઉપશમી તો અવશ્ય પડે તો ઉપશમીને મુક્તિની યોગ્યતા છે કે નથી?' ગુરૂ કહે છે 'સાત લવ પ્રમાણ અવશેષ આયુવાળો ઉપશમી ખંડશ્રેણીક થકો (અધુરી

શ્રેણીથકીજ) પાછો ફરે તે સાતમે ગુણઠાણે આવી ફરી ક્ષપકશ્રેણીએ ચઢે તે સાત લવની ભીતર ક્ષીણમોહ બારમે ગુણઠાણે થઈ અંતગડ કેવળી થકો મોક્ષે જાય. ઇહાં સાત લવ તે મુહુર્તનો ઇગ્યારમો ભાગ કહિયે ... હોય તે એકજવાર ઉપશમશ્રેણી ... ણીએ ચડે. અને જે તદ્ભવ મોક્ષગામી ન હોય તે એકભવમાં બેવાર પણ કોઈક જીવ ઉપશમશ્રેણી કરે પણ તદ્ભવે સિધ્ધિ વરે નહી.

**यदुक्तं सिद्धांते—**

**जीवो हु इक्क जम्मंमि, इक्क सेढी करेइ उवसमगो ।**
**खयंपि कुज्जा नो कुज्जा, दोवारे उवसामगो ॥ १ ॥**

અર્થ—જે જીવ એક જન્મમાં એક વાર ઉપશમશ્રેણી કરે તે ક્ષપકશ્રેણી કરી મોક્ષ પણ પામે અને જે બે વાર કરે તેને ક્ષપકશ્રેણી ન હોય. ઇહાં અચરમશરીરી ઉપશમી પડ્યો થકો પ્રથમ ગુણસ્થાનકે મિથ્યાત્વે જાય.

**यदुक्तं गुणस्थानक क्रमारोहे—**

**अपूर्वाद्यास्त्रयोऽप्युर्ध्व-मेकं यांति समोद्यताः ।**
**चत्वारोपि च्युतावाद्यं, सप्तमं चांत्यदेहिनः ॥ १ ॥**

અર્થ—ઉપશમશ્રેણી ચઢતાં અપૂર્વાદિક૦ અપૂર્વ, અનિવૃત્તિ ને સૂક્ષ્મસંપરાય એ ત્રણ ગુણઠાણાવાળા ઉંચા ચઢતાં એકેક ગુણઠાણું ચઢે એટલે અપૂર્વ ગુણઠાણાથી અનિવૃત્તિબાદરે જાય અને અનિવૃત્તિબાદરથી સૂક્ષ્મસંપરાયે જાય અને સૂક્ષ્મસંપરાયથી

ઉપશાંતમોહ ગુણઠાણે જાય. એમ એકેક ગુણઠાણે ચઢે તથા અપૂર્વાદિક ચારે ગુણઠાણાથી પડતાં ક્રમે કરી યાવત્ મિથ્યાત્વે પણ જાય અથવા અંતદેહી જે ચરમશરીરી હોય તે પડતાં સાતમે ગુણઠાણે આવી અટકે, તે વળી સાતમા ગુણઠાણાથી ફરી ક્ષપક શ્રેણીએ ચઢે પરંતુ જે એકવાર ઉપશમી હોય તે ક્ષપકશ્રેણી કરે પણ બેવાર ઉપશમી હોય તે ક્ષપકશ્રેણી ન કરે.

यदुक्तं—

उवसमसेणिचउक्कं जाइ जीवस्स आभवं नूणं;

ता पुण दो एगभवे खवगसेणी पुणो एगा ॥ १ ॥

અર્થ—આ સંસારમાં રહેતોથકો જીવ મોક્ષ પામે તિહાંસુધી ચાર વખત ઉપશમશ્રેણી કરે. તે વળી એક ભવમાં બેવાર કરે અને ક્ષપકશ્રેણી તો આખા સંસારમાં એકજ વાર કરે. ઈતિગાથાર્થ. એ વાત પ્રસંગે થઈ. ॥ ૧૭ ॥

હવે ક્ષપકશ્રેણીનું સ્વરૂપ કહે છે. પ્રથમ ક્ષાયકની અનુક્રમણિકા કહે છે—

मिच्छाइखए खइओ सो सत्तगखीणि ठाइ बद्धाऊ ॥

चउतिभवभाविमुक्को-तप्भवसिद्धीवि इयरो वा॥ १८ ॥

અર્થ—પૂર્વે સિધ્ધાંતાભિપ્રાયે અપૂર્વકરણે કર્યા છે ત્રણ પુંજ જેણે તે જીવ શુદ્ધ પુંજોદયે વર્ત્તતો તથા કર્મગ્રંથાભિપ્રાયે અંતરકરણગત ઉપશમબળે કર્યા છે ત્રણ પુંજ જેણે તે જીવ જે વારે શુધ્ધપુંજ વિપાકોદયે વેદતો એટલે ક્ષયોપશમ સમ્યક્ત્વે વર્ત્તતો ચોથા ગુણઠાણાથી માંડીને ક્ષાયિક પ્રારંભે, ત્યારે પ્રથમ અનંતાનુબંધી ચાર કષાય તથા મિથ્યાત્વમોહનીયપુંજ મિશ્ર

મોહનીયપુંજ અને સમ્યક્ત્વમોહનીયપુંજ, એ ત્રણ પુંજ અને પૂર્વોક્ત ચાર કષાય એ સાતે પ્રકૃતિનો ક્ષય કરે, તેવારે ક્ષાયક સમ્યક્ત્વી થાય. તેના બે ભેદ છે. એક બંધાયુ ક્ષાયિક સમ્યક્ત્વી બીજો અબંદ્ધાયુ ક્ષાયિક સમ્યક્ત્વી. તિહાં જે અબંધાયુ એટલે જે જીવે આગલા ભવનું આયુ બાંધ્યું નથી એવો ક્ષાયિક સમ્યક્ત્વી જીવ તો તદ્ભવે મોક્ષે જાય, અને જે આવતા ભવનું આઉખું બાંધીને પછી સાત પ્રકૃતિ ક્ષય કરી ક્ષાયક સમ્યક્ત્વ પામે તે જીવ ત્રણ ભવે અથવા ચાર ભવે મોક્ષે જાય. તિહાં જો દેવભવનું અથવા નરકભવનું આયુ બાંધ્યું હોય તો ત્રીજે ભવે મોક્ષે જાય, તથા અસંખ્યાત વર્ષના આઉખાવંત યુગલિયા મનુષ્ય તિર્યચનું આયુ બાંધ્યું હોય તો ચોથે ભવે મોક્ષ પામે, કેમકે યુગલધર્મી અવશ્ય દેવગતિ પામે, તિહાંથી ચવી મનુષ્ય થઇ મોક્ષે જાય, માટે ચાર ભવ કરે. ઇહાં આયુ બાંધ્યા પછી કોઈ જીવ ક્ષાયિક સમ્યક્ત્વ પામે તો તે જીવ સાત પ્રકૃતિ ક્ષય કરીને ત્યાંજ રહે, પણ આગળ ક્ષપકશ્રેણિએ ચઢે નહી. તે ભવે તો ક્ષાયિક સમકિતજ રહે; પછી પૂર્વોક્ત રીતે ત્રીજે ભવે અથવા ચોથે ભવે સિધ્ધિ વરે. એ પ્રસંગથી વાત કહી.

હવે ક્ષપકશ્રેણીનું સ્વરૂપ કહે છેઃ

अणमिच्छमिस्ससम्मं अट्ठ नपुंसत्थिवेयछक्कं च ।
पुमवेयं च खवेई कोहाइए य संजलणा ॥ १ ॥
गइआणुपुव्विदोदो जाईनामं च जाव चउरिंदी ।
आयावं उज्जोयं थावरनामं च सुहुमं च ॥ २ ॥

*साहारणमपज्जंतं निंदानिंदं च पयलपयलं च ।
थीणं खवेइ ताहे ओसन्नं च अहन्नं ॥३॥
चीसमिऊण नियंठो दोहिं समएहिं केवलो सेसे ।
पढमे निंदं पयलं नामस्स इमाइ पयडीओ ॥ ४ ॥
देवगइ आणुपुव्वी निऊवि संघयण पढमवज्जाइ ।
अन्नयरं संठाणं तित्थयराहारं च नामं च ॥ ५ ॥
चरिमे नाणावरणं पंचविहं दंसणं चउवियप्पं ।
पंचविहमंतरायं खोवित्ता केवली होइ ॥ ६ ॥

ઇતિ શ્રેણીસ્વરૂપ. એ ત્રણપ્રકારે સમ્યક્ત્વ કહ્યું. ॥ ૧૮ ॥

હવે ચાર પ્રકારે સમ્યક્ત્વ કહે છે:—

चउहाओ सासाणं, गुडाइवमणुव्व मालपडणुव्व ॥
उवसमिओ उ पडंतो, सासाणो मिच्छमप्पत्तो ॥१९॥

અર્થ—ચઉહાઉ કે૦ ચારપ્રકારે સમ્યક્ત્વ હોય તે આવીરીતે કે ત્રણ સમ્યક્ત્વ તો પૂર્વે કહ્યા તે અને જેવારે તેની સાથે સાસાણું કે૦ સાસ્વાદન નામે સમ્યક્ત્વ ભેળવીએ તેવારે ચાર પ્રકારે સમ્યક્ત્વ થાય. હવે સાસ્વાદનનું સ્વરૂપ કહે છે.

ઉપશમ સમ્યક્ત્વનો કાળ અંતર્મુહૂર્ત્ત છે, તેમાંથી જે

---

* ત્રીજી, ચોથી, પાંચમી ગાથાનો તાત્પર્ય બરાબર મળતો નથી. કારણ કે અપર્યાપ્ત નામ કર્મ ૧૬ પ્રકૃતિની સાથે જતું નથી તેમજ દેવગતિ આદિ પ્રકૃતિ પણ કેવળ જ્ઞાન થયા અગાઉ ક્ષય થતી નથી, વાસ્તે પંડિત પુરૂષોએ આ ગાથાનો તાત્પર્ય આગમની સાથે વિરોધ ન આવે તેવી રીતે વિચારવો.

વારે કોઈક જીવને ભવિતવ્યતાના યોગે મિથ્યાત્વે અવશ્ય જાવું છે. તેવારે ઉપશમકાળમાં ઉત્કૃષ્ટ છ આવલિકા પ્રમાણ કાળ બાકી રહ્યો હોય અને જઘન્યથી એક સમય રહ્યો હોય અથવા તેની વચમાંનો મધ્યમ કાળ કહીએ એટલો ઉપશમ સમ્યક્ત્વનો કાળ શેષ રહે તેવારે ઉપશમાવેલા જે અનંતાનુબંધીકષાયના દળ તેનો ઉદય થાય તે જીવને સમ્યક્ત્વથકી ગોળનોવમનનીપરે, તથા માળપતનનીપરે એટલે જેમ ગોળપ્રમુખ મધુર રસનું ભોજન કરી પાછું વમન કરે તેવારે ભોજન કરતી વખતે જે મધુરતાના સ્વાદની લહેજત હોય તેવી લહેજત કાંઈ વમન કરતી વખતે ન હોય પણ કાંઈક ગલચટો અનિશ્ચિત સ્વાદ લાગે, કેમકે વમન તો છે તો પણ મીઠાશનું છે તેમ ઉપશમથી પડ્યો, અને હજી મિથ્યાત્વે પહોતો નથી તેના વચલા કાળમાં સાસ્વાદન સમ્યક્ત્વ તે ગુડવમન સરખો હોય. તે વમતા સમ્યક્ત્વનો અનુભવ દેખાડ્યો અને માળથકી પડવા સરખી કાળસ્થિતિ દેખાડી, જેમ માળથકી પડતાં સાવધાન હોય તોપણ બેશુદ્ધાઈથી અવશ્ય ભૂમિ ફરસે તેમ સમ્યક્ત્વમાં શ્રેણીગત જીવ સાવધાન હોય તોપણ અનંતાનુબંધી દળના ઉદયબળે ટકી શકે નહી. ઇતિ તત્ત્વં.

હવે સાસ્વાદન શબ્દનો અર્થ લખે છે—સહ આસ્વાદેન વર્ત્તતે ઇતિ સાસ્વાદનં. સમ્યક્ત્વનો આસ્વાદ માત્ર રહે તેથી સાસ્વાદન કહિયે. અથવા આ કે૦ સમસ્તપણે શાતન કરે, પતન કરે, મુક્તિ માર્ગથી ભ્રંશ કરે તે આશાતન કહિયે. એટલે અનંતાનુબંધી કષાયબળે સમ્યક્ત્વગુણથી ભ્રષ્ટ કરે માટે

આશાતન, તે આશાતન સહિત અવશ્ય હોય માટે સહાશાતન કહિયે. પ્રાકૃતસૂત્ર માટે સાસાયણ કહિયે.

यदुक्तं विशेषावश्यके—

उवसमसम्मत्ताओ चइऊ मिच्छं अपावमाणस्स ॥
सासायणसम्मत्तं तयंतरालंमि च्छावलियं ॥ १ ॥

એનો અર્થ સુગમ છે. એ રીતે ચાર પ્રકારે સમ્યક્ત્વ કહ્યું.

હવે પાંચ પ્રકારે સમ્યક્ત્વ કહે છેઃ—

वेयगजुअ पंचविहं तंच तु दुपुंजखयंमि तइयस्स ॥
खयकाळचरमसमए सुध्धाणुवेयगो होइ ॥ २० ॥

અર્થ—પૂર્વે કહ્યા જે ચાર સમ્યક્ત્વ તેની સાથે વેયગ કે૦ વેદક સમ્યક્ત્વ જુઅ કે૦ યુક્ત કરિયે તેવારે પંચવિહં કે૦ પાંચ પ્રકારે. સમ્યક્ત્વના અત્યંત શુદ્ધ પુદ્‌ગલને વેદીએ તે વેદક સમ્યક્ત્વ કહિયે. તેમાં શુદ્ધ પુદ્‌ગલથી અનર્થાંતર છે-અભેદ છે માટે એ સમ્યક્ત્વ પણ વેદક કહેવાય. એટલે જે ક્ષપકશ્રેણી પ્રતિપન્ન તંચ કે૦ તે પ્રથમ અનંતાનુબંધી ચોકડી તથા દુપુંજખયંમિ કે૦ મિથ્યાત્વપુંજ અને મિશ્રપુંજ એ બે પુંજ ક્ષય થયે છતે તઇયિસ્સ ખયકાળ ચરમસમએ કે૦ શુદ્ધ છેલા સમ્યક્ત્વ પુંજના દલિયા પણ ઉદેરી ઉદેરી ઉદયે અનુભવી અનુભવી નિર્જરા કરતાં કરતાં નિઠવ્યું છે ઉદીરણા બળ જિહાં એટલે ચરમાવલિકાએ ઉદીરણા કરણ લાભે નહી એટલે ત્રીજા સમ્યક્ત્વ પુંજનો ક્ષય કરતાં જેવારે છેલો સર્વોદિત પુદ્‌ગલગ્રાસ ચરમ સમય વેદ્ય શુદ્ધ અણુનું વેદન

એટલે શુદ્ધ ક્ષયોપશમ પુદ્‌ગલને વેદે તે વેદક સમ્યક્ત્વ કહિયે. यदुक्तं—

वेयगसम्मतं पुण, सव्वोइयचरमपुग्गलावथ्थे ॥
खीणे दंसणमोहे, तिविहंमि वक्काइयं होइ ॥ १ ॥

ઇહાં શિષ્ય પ્રશ્ન કરે છે કે 'તમે ચરમ શુદ્ધગ્રાસનું વેદન તે વેદક કહો છો, તેવારે ક્ષયોપશમમાં અને વેદકમાં શ્યો ફેર થયો કેમકે શુદ્ધ પુંજનું વેદન બંને ઠેકાણે સરખું છે તો જુદું નામ કેમ કહો છો ?' તેવારે ગુરૂ ઉત્તર કહે છે કે 'તેં સાચું કહ્યું પણ એમાં વિશેષ એ છે કે એ વેદક તો અશેષ સમસ્ત પુદ્‌ગલાનુભવવંત અત્યંત શુદ્ધ છે અને ઇતર જે ક્ષયોપશમ સમ્યક્ત્વ છે તે તો ઉદિત અનુદિત બે પુદ્‌ગલ ઉદયાનુભવવંત છે એટલો વિશેષ છે. પરમાર્થે જોતાં તો ક્ષયોપશમજ છે, સમસ્ત મોહનીય ક્ષય કરવાના કાળનો જે ચરમ સમય માત્ર તે વેદક સમ્યક્ત્વ કહિયે. જેમ સૂક્ષ્મ લોભના ખંડ વેદવાથકી સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક કહિયે, તેમ શુધ્ધ ક્ષયોપશમ પુદ્‌ગલના વેદવાથકી વેદક સમ્યક્ત્વ થાય છે, એમ વેદક સમ્યક્ત્વ સહિત સમ્યક્ત્વના પાંચ ભેદ થાય. ઇતિ વેદકસ્વરૂપં. ૨૦.

હવે એ પાંચે સમ્યક્ત્વનો કાળ કહે છેઃ—

अंतमुहुत्तोवसमो, छावलिय सासण वेयगो समओ ॥
साहिय तित्तीसायर, खइओ दुगुणो खओवसमो॥२१॥

અર્થ—ઉપશમ સમ્યક્ત્વનો કાળ ઉત્કૃષ્ટો અંતર્મુહૂર્ત્ત છે, અને સાસ્વાદનનો કાળ ઉત્કૃષ્ટો છ આવળીનો છે, તથા

વેદક સમ્યકૃત્વનો કાળ એક સમય છે, અને ક્ષાયિક સમ્યકૃત્વનો ઉત્કૃષ્ટ કાળ સર્વાર્થસિધ્ધની અપેક્ષાએ સાધિક તેત્રીશ સાગરોપમનો છે, સાધિક કહ્યો તે તો મનુષ્યભવની અપેક્ષાએ કહ્યો છે. કેમકે ક્ષાયક સમ્યકૃત્વવંત જીવ તે ત્રણ ભવ અથવા ચાર ભવ ઉત્કૃષ્ટો સંસારમાં રહે.

उक्तं च पंचसंग्रहे—

तइय चउत्थं तंमि भवंमि सिद्धंति दंसणे खीणे ॥
जं देव निरय संखाउ, चरम देहेसु ते हुंति ॥ १ ॥

અર્થ—બધ્ધાયુ ક્ષાયક સમ્યકૃત્વવંત જે હોય તે દેવગતિ અથવા નરકગતિએ જાય, તેવારે તદ્ભવાંતરે તૃતીયભવે મોક્ષે જાય; તથા કોઈ ક્ષીણસપ્તકી જો તિર્યંચમાં અથવા મનુષ્યમાં ઉપજે તો અવશ્ય અસંખ્ય વર્ષના આઉખાવાળા યુગલિક તિર્યંચ મનુષ્યમાં ઉપજે; પણ સંખ્યાત વર્ષાયુ તિર્યંચાદિમાં ક્ષાયક સમ્યકૃત્વવંત ન ઉપજે; પછી તિર્યંચાદિમાંથી દેવ થાય, અને દેવમાંથી મનુષ્ય થઈ મોક્ષે જાય, અને જે અબધ્ધાયુવંત હોય તે તો તેહિજ ભવે ક્ષપકશ્રેણી પૂરી કરી સિધ્ધ થાય, તથા એક જીવઆશ્રી અથવા અનેક જીવઆશ્રી સમ્યકૃત્વનો ઉપયોગ જઘન્યથી તથા ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્તજ હોય. અને ક્ષયોપશમરૂપ સમ્યકૃત્વની લબ્ધિ તો એક જીવને જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટી તો દુગુણો કે૦ ક્ષાયક થકી બમણી છાસઠ સાગરોપમ અને મનુષ્યભવે અધિક હોય, તેથી ઉપરાંત સિદ્ધ થાય અથવા તો સમ્યકૃત્વ વમી જાય, એટલે બારમા દેવલોકસુધી ત્રણવાર ગમન થાય, તિહાં ઉત્કૃષ્ટાયુ બાવીશ સાગરોપમનું છે, અને મનુષ્યનો ભવ અધિક ગણતાં છાસઠ સાગરોપમ

આછેરાં થાય, અને વિજયવિમાને આશ્રી બે ભવ કરવા પડે, તિહાં પણ ઉત્કૃષ્ટાયુ તેત્રીશ સાગરોપમનું છે; અને મનુષ્યભવ ગણતાં સાધિક છાસઠ સાગરોપમ ક્ષયોપશમ સમ્યક્ત્વનો કાળમાન થાય, અને નાના પ્રકારના જીવો આશ્રી સર્વકાળ છે.

यदुक्तं सिद्धांते—

दोवारे विजयाइसु, गयस्स तिन्नीअ अच्चुए अहवा ॥
तह अइरेग नरभविय, नाणाजीवाण सव्वद्धा ॥ १ ॥

એનો અર્થ સુગમ છે. એ પાંચે સમ્યક્ત્વનો કાળ કહ્યો.

હવે સંસારમાં ભ્રમણ કરતાં જીવ એ પાંચે સમ્યક્ત્વમાં કયું કયું સમ્યક્ત્વ કેટલી વાર પામે તે કહે છે:—

उक्कोसं सासायण, उवसमिया हुंति पंचवाराओ ॥
वेयगखयग इक्कसी, असंखवारा खओवसमो ॥ २२ ॥

અર્થ—ઉત્કૃષ્ટો મોક્ષાવધિ સુધી સંસારમાં ભમતાં જીવ સાસ્વાદન તથા ઉપશમિક સમ્યક્ત્વ પાંચ વાર પામે, તેમાં એક તો પ્રથમ સમ્યક્ત્વ લાભકાળે અંતરકરણગત ઉપશમિક હોય, અને ઉપશમશ્રેણી ચાર વખત પામે, તિહાં ચાર વખત ઉપશમનો લાભ હોય તથા વેદક સમ્યક્ત્વ અને ક્ષાયક સમ્યક્ત્વ એ બે એકજવાર પામે અને ક્ષયોપશમ સમ્યક્ત્વ તો મોક્ષાવધિ સંસાર ભમતાં અસંખ્યાતી વાર પામે; એ રીતે સમ્યક્ત્વ આપ્તિની સંખ્યા કહી.

હવે એક ભવમાં કેટલીવાર આકર્ષ હોય? આકર્ષ તે શું?

પતિત થઇને વળી સાવધાન થઇ તેજ ગુણુની પ્રાપ્તિ કરે એટલે મૂકીને વળી ગ્રહણ કરવું તે આકર્ષ કહિયે.

**यदुक्तं आवश्यक सिद्धांते-गाथा--**

**तिन्नं सहसपुहुत्तं, सयप्पुहुत्तं च होइ विरईए ॥**

**एग भवे आगरिसा, एवइया हुंति नायव्वा ॥ १ ॥**

અર્થ—તિન્નં કે૦ એક શ્રુતસામાયક, બીજું સમ્યકૂત્વસામાયક, ત્રીજું દેશવિરતિસામાયક, એ ત્રણુને વિષે એક ભવમાં સહસ્રપૃથક્ત્વ હોય, બેહુજારથી માંડીને નવહુજાર સુધી સહસ્ર પૃથક્ત્વ સંજ્ઞા છે, તથા સયપ્પુહુત્તં કે૦ શતપૃથક્ત્વ આકર્ષ સર્વવિરતિમાં હોય, બશેથી માંડી નવશેં સુધી હોય, એ રીતે એક ભવમાં ઉત્કૃષ્ટા આકર્ષ હોય, અને જઘન્યથી તો એકજ આકર્ષ હોય. એ એક ભવના આકર્ષ કહ્યા.

હવે નાના પ્રકારના ભવમાં ભમતાં ગુણ પામી પામીને પડતાં ફરી પામતાં આકર્ષની સંખ્યા કેટલી થાય તે કહે છે.

**गाथा—**

**तिन्नं सहसमसंखा, सहसपुहुत्तं च होइ विरईए ॥**

**नाणा भव आगरिसा, एवइया हुंति नायव्वा ॥२॥**

અર્થ:—શ્રુત, સમ્યકૂત્વ, અને દેશવિરતિ એ ત્રણે સામાયકવંતને નાના પ્રકારના ભવ ભ્રમણુ કરતાં મોક્ષ જાય તિહાં સુધી ઉત્કૃષ્ટા અસંખ્યાતા હજાર આકર્ષ થાય, તથા સર્વવિરતિને નાનાભવે મોક્ષ જતાં સુધીમાં ઉત્કૃષ્ટા પૃથક્ત્વ હુજાર આકર્ષ હોય, એ રીતે સમ્યકૂત્વપ્રાપ્તિ સંખ્યાને પ્રસંગે આકર્ષ સંખ્યા પણુ કહી.

હવે કયા ગુણઠાણે કયું સમ્યક્ત્વ હોય તે કહે છેઃ—

**बीयगुणे सासाणो, तुरिआइसु अहिगार चउ चउसु ॥**
**उवसमग खइग वेयग, खाओवसमा कमा हुंति ॥२१॥**

અર્થ—બીયગુણેસાસાણો કે૦ સાસ્વાદન સમ્યક્ત્વ તે બીજા સાસ્વાદન ગુણઠાણામાંહેજ હોય, પણ અન્ય ગુણસ્થાનકે ન હોય અને ઊપશમ સમ્યક્ત્વ તે તુરિયાઇસુ અહિગાર ચઉચઉસુ કે૦ કે ચોથા ગુણઠાણાથી પ્રારંભી આઠ ગુણઠાણાસુધી હોય, અર્થાત્ ચોથા ગુણઠાણાથી માંડી ઇગ્યારમા ઊપશાંતમોહ નામના ગુણઠાણા સુધી હોય, પણ અન્ય ગુણસ્થાનકે ન હોય, અને ક્ષાયક સમ્યક્ત્વ ઇગારસ કે૦ ઇગ્યાર ગુણઠાણે હોય, એટલે ચોથા ગુણઠાણાથી માંડીને ચઊદમા અયોગી ગુણઠાણાસુધી હોય. અને ક્ષયોપશમ સમ્યક્ત્વ તથા વેદક સમ્યક્ત્વ એ બે સમ્યક્ત્વ ચઉચઉ કે૦ અનુક્રમે ચાર ચાર ગુણઠાણાસુધી પામિયે, અર્થાત્ વેદક અને ક્ષયોપશમ એ બે ચોથાગુણઠાણાથી માંડીને સાતમા અપ્રમત્ત ગુણઠાણાસુધીજ હોય પણ અન્ય ગુણઠાણે ન પામિયે. એ વાત સત્તાઆશ્રી જાણવી. પણ પરમાર્થે તો વેદક સમ્યક્ત્વ અને ક્ષયોપશમ સમ્યક્ત્વ એ બે એકજ કહ્યા છે.

यथा षडशितिप्रकरणे—

वेयग खयग उवसमे, चउरो एगार अट्ठ तुरियाइ.

ઇતિ શ્રી જિનવલ્લભસૂરિકૃત ષડશીતિપ્રકરણે કહ્યું છે. તથા બંધસ્વામિત્વમાં પણ કહ્યું છે. એ રીતે ગુણસ્થાનક નિશ્રાએ સમ્યક્ત્વ કહ્યાં.

હુવે સમ્યક્ત્વ પામ્યાપછી દેશવિરતિ સર્વવિરતિ ક્ષાયિક ભાવ કઇ વખતે પ્રાપ્ત થાય તે કહે છે.

गाथा—

सम्मत्तंमिउ लद्धे, पलियपुहुत्तेण सावओ हुज्जा ॥
चरणोवसमखयाणं, सायरसंखंतरा हुंति ॥ १ ॥

અર્થ—પૂર્વોક્ત ભવ્ય જીવ જેવારે ગ્રંથીભેદ કરી સમ્યક્ત્વ પામે તેવારપછી અંતઃકોડાકોડી સ્થિતિ બંધમાં તથા સત્તામાં છે, તેમાંથી પલિયપુહુત્ત કે૦ પૃથક્ત્વ પલ્યોપમ એટલે બેથી માંડીને નવ પલ્યોપમ સુધી ઓછી કરે; એટલે કોઇક બે પલ્યોપમ સ્થિતિ ઓછી કરે, કોઇ ત્રણ એમ યાવત્ કોઇ નવ પલ્યોપમ જેટલી સ્થિતિ અંતઃકોડાકોડીમાંથી ઓછી કરે, તેવારે દેશવિરતિ ગુણસ્થાનક રૂપ ક્ષયોપશમ થાય એટલે ભાવથી દેશવિરતિ તેવારે થાય.

તથા ચરણોવસમ કે૦ ચરણ જે સર્વવિરતિપણું તેનો ક્ષયોપશમ તો જે સ્થિતિએ દેશવિરતિગુણ પ્રાપ્ત થયો છે તે સ્થિતિમાંથી પણ સંખ્યાતા સાગરોપમની સ્થિતિ ઓછી કરે, એટલે સર્વવિરતિવંત અંતઃકોડાકોડી નવ પલ્યોપમે ન્યૂન જે દેશવિરતિની સ્થિતિ છે, તેથી પણ સંખ્યાતાસાગરોપમ ઓછી સ્થિતિ કરે, એવા અધ્યવસાયે કષાયની મંદતા હોય; ઇતિતત્વં. તેવાર પછી સંખ્યાતા સાગરોપમ ખપવાથી ઉપશમશ્રેણી પડીવજે. તેવારપછી પણ સંખ્યાતા સાગરોપમની સ્થિતિ ખપવાથી ક્ષપકશ્રેણી પડીવજે.

हुवे जे जीव सम्यकत्व पामीने पाछो पडी मिथ्यात्वे जाय ते फरी सम्यकत्व क्यारे पामे ? केटले अंतरे होय ? ते कहे छे. सम्यकत्वनुं आंतरूं जघन्यथी तोअंतर्मुहूर्त छे; केमके कोइक जीव सम्यकत्व वमीने पाछो परिणामनी निर्मळताने योगे तदावरण क्षयोपशमथी अंतर्मुहूर्तने आंतरे फरी सम्यकत्व पामे, तथा कोइक जीव बहुलकर्मी तीर्थंकरादिकनी प्रचुर आशातना करे ते जीव अर्धपुद्गल संसारमां प्रवर्ते, संसारमां जन्ममरण करे पछी अर्द्धपुद्गल गये फरी सम्यकत्व पामे, एटले उत्कृष्ट आंतरूं अर्द्धपुद्गल परावर्त छे.

उक्तं च सिद्धांते—

तिथ्थयरं पवयण सुअं, आयरियं गणहरं महड्ढीयं ॥
आसायंतो बहुसो, अणंतसंसारिओ होइ ॥ १ ॥

अर्थ-तीर्थंकरनी तथा प्रवचन जे समस्त जैनशासननी अने श्रुतनी, आचार्य जे गच्छना अधिपति तेनी तथा गणधर जे त्रिपदीग्राहक अथवा महोटा प्रभाविक पट्टधर तेनी तथा महर्द्धिक ते तप संयम श्रुतादिक अनेक लब्धिसंपन्न तेने ऋद्धिवंत कहिये. एटला जीवोनी आशातना एटले तेमना अवर्णवाद बोले, निंदा करे, अभ्याख्यान बोले, ते जीव अनंतसंसारी थाय. आवी रीते प्रकरणकारे पांच सम्यक्त्वनुं स्वरूप कह्युं. ॥ २३ ॥

हवे ग्रंथांतरे दशविध सम्यक्त्व रुचिरूप कह्युं छे ते पण इहां प्रसंगे लखिये छीये.

यदुक्तमागमे—

एगविह दुविह तिविहं, चउहा पंचविह दसविहं सम्मं ॥
दव्वाइ कारयाई, उवसमभेएहिं वा सम्मं ॥ १ ॥

અર્થ—જે નિઃશંક તત્વરૂચિ શ્રધ્ધાન જિનમાર્ગનેવિષે તે એકવિધ સમ્યક્ત્વ કહિયે અને દ્વિવિધ સમ્યક્ત્વ તે દ્રવ્યથી તથા ભાવથી અથવા નિસર્ગથી અને અધિગમથી અથવા નિશ્ચયથી અને વ્યવહારથી અથવા પુદ્ગલીક અને અપુદ્ગલીક એમ બે પ્રકારે છે. ત્રણપ્રકારે સમ્યક્ત્વ તેઉપશમ, ક્ષાયિક, અને ક્ષયોપશમ અથવા કારક, રોચક અને દીપક. એ પણ ત્રણ જાણવા. વળી પૂર્વોક્ત ત્રણમાં સાસ્વાદન ભેળિયે તેવારે ચાર પ્રકારે સમ્યક્ત્વ થાય અથવા વેદક યુક્ત કરિયે એમ પણ ચાર પ્રકાર થાય. તથા વેદક સાસ્વાદન એ બે પૂર્વોક્ત ત્રણ સાથે મેળવિયે તેવારે પાંચ પ્રકાર થાય. એનો વિસ્તાર પૂર્વે કહ્યો છે.

તથા દશવિધ સમ્યક્ત્વ તે દશ પ્રકારની રૂચિવંત જીવ. તે રૂચિભેદે સમ્યક્ત્વ ભેદ કહિયે. તે દશ રૂચિ કહેવાને સિધ્ધાંતોક્ત ગાથા લખે છેઃ—

निसग्गुवएसरुइ, आणरुई सुत्तबीयरुइमेव ॥
अभिगमविथ्थाररुई, किरिया संखेवि धम्मरुई ॥१॥

એ દશે રૂચિનાં નામ કહ્યાં, હવે પ્રત્યેક રૂચિનું સ્વરૂપ કહે છે.

भूअत्थेणाहिगया, जीवाजीवा य पुन्नपावं च ॥
सहसंमइ आसव, संवरोय रोएउ निसग्गो ॥ १ ॥
जो जिणदिट्ठे भावे, चउव्विहे सद्दहाइ सयमेव ॥
एमे अनन्नहत्तिय, स निस्सग्गरुइत्ति नायव्वो ॥२॥

અર્થ-ભૂઅથ્થેણુ કે૦ સદ્ભુતાર્થ એટલે છતો જે અર્થ તેહને સહસંમઇ કે૦ જાતિસ્મરણાદિક બુદ્ધિવિજ્ઞાનેકરી જે શ્રીજિનેશ્વરના દીઠા જીવાજીવ પુન્ય પાપાદિકના ભાવ તે ચઉવ્વિહે કે૦ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવભેદે અથવા નામ સ્થાપના દ્રવ્ય ભાવભેદે એવં ચારે પ્રકારે સ્વયમેવ એટલે પોતાની મેળેજ સદ્દહે જે એમજ છે પણ શ્રીજિનભાષિત અન્યથા નથી. એમ જિનેશ્વરના દીઠા ભાવ તે નિશ્ચળ કરે તે નિશ્ચળરૂચિ-નિસર્ગરૂચિ જાણવી.

एए चेव उन्नइट्ठे, जो परेण सद्दहइ ॥
छउमथ्थेण जिणेण वा, उवएसरुइत्ति नायव्वो ॥ ३ ॥

અર્થ— એએ કે૦ એ શ્રીજિનોક્ત સિદ્ધાંતમાં કહ્યા જે જે ભાવ તે ઉવઙ્ટ્ઠે કે૦ ઉપદેશદ્વારાએ પરેણુ કે૦ પરથી એટલે છદ્મસ્થથી અથવા જિનરાજથી સાંભળીને અવિતથ સદ્દહે તેને ઉપદેશરૂચિ કહિયે.

राग, दोसो, मोहो, अन्नाणं जस्स वत्रगयं होइ ॥
आणाए रोयंतो, सो खलु आणारुई नाम ॥ ४ ॥

અર્થ—જેના રાગ, દ્વેષ, મોહ અને અજ્ઞાન એ દોષ ક્ષય થઇ ગયા હોય તે અસત્ય ન બોલે, કેમકે એ દોષ હોય તોજ

અસત્ય બોલાય. રાગને લીધે અથવા દ્વેષને લીધે અથવા અજ્ઞાનદોષે અણજાણે જુઠું બોલે પણ જેને ત્રણ દોષ ક્ષય ગયા તે શાં વાસ્તે જુઠું બોલે, હેતુ વિના કાર્ય થાય નહિ એટલે એ ત્રણ દોષ રહિત જે વીતરાગ પરમાત્મા તેની આજ્ઞાને વિષે અત્યંત આદર હોય તે ત્રીજી આજ્ઞારૂચિ કહિયે.

जो सुत्तमहिज्जंतो, सुएण ओगाहई समत्तं ॥
अंगेण बाहिरेण व, सो सुत्तरुइत्ति नायव्वो ॥५॥

અર્થ— સૂત્ર જે સિધ્ધાંત તેને ભણવા તથા સાંભળવાની ચાહના કરે, જેમ જેમ શ્રુત અવગાહે તેમ તેમ સમ્યક્ત્વ રસ પામે એટલે ઇગ્યારે અંગ તથા બાર ઉપાંગ અને બાહિરેણવકે૦ બાહિર તે મૂળસૂત્રપ્રમુખ એમ જે કાળે જે સિદ્ધાંત વર્તમાન હોય તે સૂત્રાક્ષર ઉપર ઘણી ચાહના રહે, જે જે ક્રિયા કરે તે સૂત્રાક્ષરને મળતીજ કરે તે ચોથી સુત્રરૂચિ કહિયે.

एगेण अणेगाइं, पयाइं जो सरइ उ सम्मत्तं ॥
उदए व तेलबिंदु, सो बीयरुइत्ति नायव्वो ॥ ६ ॥

અર્થ— જે ભવ્ય જીવ ગુરૂના મુખથકી એકાદિ જીવપદનો અર્થ સાંભળી અનેક પદમાં મતિ પસારે એટલે મૂળ વાત પામીને બીજી અણકહેલી વાત પામી જાય. ઉદક જે પાણી તેમાં તેલનો બિંદુ પડ્યો તે જેમ વિસ્તરી જાય તેમ થોડું સાંભળીને ઘણું જાણી જાય તે પાંચમી બીજરૂચિ કહિયે.

सो होइ अभिगमरुई, सुअनाणं जेण अत्थओ दिट्ठं ॥
इक्कारसमंगाइं, पइन्नगं दिट्ठीवाओ अ ॥ ७ ॥

અર્થ—તે જીવને અભિગમરૂચિ હોય જે ઈગ્યાર અંગ તથા બાર ઉપાંગ અને પઇન્નગ કે૦ પ્રકીર્ણક અને ઉત્તરાધ્યયન પ્રમુખ તથા દૃષ્ટિવાદના ગંભિર અર્થ જાણવાની ચાહના રાખે તે છટ્ઠી અભિગમરૂચિ કહિયે.

दव्वाण सव्वभावा, सव्वपमाणेहिं जस्स उवलद्धा ॥
सव्वाहिं नयविहिहिं य, वित्थाररुइत्ति नायव्वो ॥८॥

અર્થ— દ્રવ્ય જે ધર્માસ્તિકાયાદિક છે તેના સર્વભાવ જે દ્રવ્ય ગુણ પર્યાય, ઉત્પાદ વ્યય ધ્રૌવ્ય તેને સર્વ નય ભંગ. પ્રત્યક્ષ પરોક્ષાદિ પ્રમાણે સ્યાદ્વાદ શૈલી સહિત અનેક સપ્ત ભંગી પરૂપણાએ જાણે તે સાતમી વિસ્તાર રૂચિ કહિયે.

दंसण नाण चरित्ते, तव विणए सच्च समिइगुत्तिसु ॥
जो किरियाभावरुइ, सो खलु किरियारुइ नाम ॥९॥

અર્થ— જેને દર્શન જ્ઞાન ચારિત્ર તપ વિનય સમિતિ ગુપ્તિ પ્રમુખ બાહ્ય ક્રિયાથી ઘણો રંગ હોય, ક્રિયાભાવમાં ઘણી ચાહના રહે તેને આઠમી ક્રિયારૂચિ કહિયે.

अणभिगहियकुदिट्ठी, संखेवरुइत्ति होइ नायव्वो ॥
अविसारओ पवयणे, अणभिगहियो अ सेसेसु ॥१०॥

અર્થ— જે પ્રાણી અણભિગહિય કે૦ અનભિગ્રહિક કુદષ્ટિ જે કુમાર્ગ શાંખ્યાદિક દર્શનોનો આગ્રહ ધરે નહિ, થોડું કહ્યા થકી ઘણું જાણે, કુમતિમાં પડે નહિ; સમ્યગ વિચારે, ચિલાતિ- પુત્રનીપરે તથા પ્રવચન જે જિનાગમ તેને વિષે ઘણું અવિશારદ કે નિપુણ ન હોય તો પણ સરલપણેકરી કદાગ્રહ ધરે નહિ.

જિનમાર્ગની પ્રતીત માને તેને નવમી સંક્ષેપરુચિ કહિયે.

**जो अत्थिकायधम्मं, सुअधम्मं खलु चारित्तधम्मं च ॥**
**सद्दहइ जिणाभिहियं, सो धम्मरुइत्ति नायव्वो ॥ ११ ॥**

અર્થ—જે ભવ્ય જીવ અત્થિકાયધમ્મ કે૦ પંચાસ્તિકાયનું સ્વરૂપ જાણે તથા શ્રુતધર્મને અને ચારિત્ર ધર્મને જાણે, બાહ્ય અંતરંગ ભાવે શ્રી:જિનોક્ત માર્ગ સદ્દહે, સકલ સ્વભાવ વિભાવ સ્વરૂપ જાણે, તેને હેયોપાદેય ભાવે યથાયોગ્ય સદ્દહે તે દશમી ધર્મરૂચિ કહિયે. એ દશ રૂચિ તે સમ્યક્ત્વના ભેદ છે.

હવે એ સમ્યક્ત્વગુણની પ્રાપ્તિ તે મિથ્યાત્વના ત્યાગથી થાય તે મિથ્યાત્વના ભેદ પાંચ છે. તેમાં જે લૌકીકઅવાહધર્મે જે જે સારંભી સપરિગ્રહ કુશીલસેવનાદિક જે ધર્મ ધર્મબુદ્ધિએ ગ્રહ્યા તેહિજ સાર કરી જાણે, તેનો હઠ તાણે, અમારો ધર્મ તેજ સાર છે એમ કદાગ્રહ કરે, પણ મધ્યસ્થ થઇ પરીક્ષા કરી શુદ્ધને ગ્રહે નહી તે અભિગ્રહિક મિથ્યાત્વ.

જે એમ કહે કે સર્વ દર્શન રૂડાં છે, સર્વને વાંદિયે પણ કોઇને નિંદિયે નહી એવી પોતાની મંદબુદ્ધિ જે જડતાપણું તેને લીધે કાચને તથા મણિને સરખા કહે પણ પરીક્ષા કરી શુધ્ધને ગ્રહી શકે નહી તે બીજું અનભિગ્રહિક મિથ્યાત્વ.

જે જાણીજોઇને જુઠું બોલે, કુમતિ કદાગ્રહના જોરથી વિરૂધ્ધ પ્રરૂપણા કરી દુરંત સંસાર વૃધ્ધિ કરે, જમાલી પ્રમુખ નિન્હવની પરે. તે ત્રીજું આભિનિવેશિક મિથ્યાત્વ.

જે શ્રી:જિનોક્ત સિધ્ધાંતના ભાવ સાંભળી સંશય ધરે

જે એ કેમ હશે? એમ ડગમગ્યો રહે તે ચોથું સાંશયિક મિથ્યાત્વ કહિયે.

જે એકેંદ્રિયાદિક સમૂર્ચ્છિમ જીવોને અનાદિનું પછવાડે લાગી રહ્યું છે, પ્રાયે અસન્નીયા સુધી જે હોય તે પાંચમું અનાભોગિક મિથ્યાત્વ જાણવું.

અથવા સંસારી જીવોને બીજા પણ ચાર પ્રકારે મિથ્યાત્વ હોય તે કહે છે. એક લૌકિક દેવગત, બીજું લૌકિક ગુરૂગત, ત્રીજું લોકોત્તર દેવગત, ચોથું લોકોત્તર ગુરૂગત. તેમાં હરિ હર શક્તિ પ્રમુખને માને પૂજે તે લૌકિક દેવગત મિથ્યાત્વ, બ્રાહ્મણ તાપસાદિકને ગુરૂબુધ્ધિએ માને પૂજે તે લૌકિક ગુરૂગત મિથ્યાત્વ, વળી જે સપ્રભાવ જિનબિંબને ઇંદ્રિય સુખને અર્થે માને પૂજે તે લોકોત્તર દેવગત મિથ્યાત્વ, અને જે સુસાધુને ઇહલોક સુખ યશ માન પ્રતિષ્ટા અથવા ધન ધાન્ય પુત્રાદિકની આશા ધરીને માને ઇચ્છે દાન આપે તે લોકોત્તર ગુરૂગત મિથ્યાત્વ કહિયે.

તથા જીવે અજીવસન્ના, અજીવે જીવસન્ના, મગ્ગે ઉમગ્ગસન્ના, ઉમગ્ગે મગ્ગસન્ના, સુદેવે અદેવસન્ના, અદેવે સુદેવસન્ના, સુસાહુસુ અસાહુસન્ના, અસાહુસુ સાહુસન્ના, ધમ્મે અધમ્મસન્ના, અધમ્મે ધમ્મસન્ના, એ દશ પ્રકારે વિપરીત વાસનારૂપ મિથ્યાત્વ છે.

તથા જે બળીરક્ષાબંધન સંક્રાંતિપૂજન એમ એક વર્ષમાં સાત પર્વ આરાધન તે સર્વ લૌકિક પર્વગત મિથ્યાત્વ છે. તથા દીવાળી પ્રમુખ કલ્યાણકના દિવસે ઇંદ્રિયસુખને અર્થે વિશેષ પૂજારચનાદિક કરે તે લોકોત્તર પર્વગત મિથ્યાત્વ છે. એ

સર્વ મળી એકવીશ ભેદે મિથ્યાત્વ તે સંસારી જીવોને સંસારમાં ભમાડે છે.

તથા વળી ધર્માર્થી જીવને ચાર પ્રકારે મિથ્યાત્વ ટાળવાનો ઉપયોગ રાખવો તે કહે છે. તેમાં પ્રથમ પ્રદેશમિથ્યાત્વ. તે જે આત્મપ્રદેશે પૂર્વબંદ્ધ મિથ્યાત્વના દલિયાં રહ્યાં છે તે સત્તાગત અથવા ઉદયગત દલિયાં છે તે પ્રદેશગત મિથ્યાત્વ છે. તે જેવારે જીવ જિનવાણી સાંભળી યથાર્થ ભાવ જાણી સદ્દહે, સકળ પુદ્ગલિક ભાવને હેય સદ્દહે, કેવળ સ્વરૂપલાભ તે યથાર્થ પરિણતિ પરિણમન તેનેજ સુખનું મૂળ જાણી સદ્દહે, આદર કરે, એવી વાંછાએ પ્રદેશમિથ્યાત્વ ટળી જાય.

બીજું પરિણામમિથ્યાત્વ તે જે પોતાના પ્રમાદ દોષેકરી શુદ્ધ શ્રધ્ધા ફરીને કુશ્રધ્ધા થાય. જેમ પૂર્વધરને નિદ્રાદિક દોષે કરી પૂર્વ ગળિત થાય. મરીને નિગોદાદિકે જાય. જેમ પ્રસન્નચંદ રાજર્ષિ દુર્વાક્ય સાંભળી ચેતના ફરી ગઇ. તે પરિણામ મિથ્યાત્વ કહિયે. એ મિથ્યાત્વ તે જિનવાણીને વિષે તીવ્રોપયોગી રહેવાથી ટળે છે.

ત્રીજું પરૂપણામિથ્યાત્વ તે ઉત્સૂત્ર ભાષવાના જે મ્હોટા દોષ તેને કહિયે. એથી અનંત સંસાર પરિભ્રમણ કરે. ધર્મબીજનો ધ્વંસ કરે. જે સદ્દહણા રાખીને મરણાંત કષ્ટ પડે તો પણ શ્રી જિનવાણી વિરૂધ્ધ પ્રરૂપણા ન કરે તેને એ મિથ્યાત્વનો દોષ ટળે.

ચોથું પ્રવર્ત્તિમિથ્યાત્વ તે જે મિથ્યાત્વની કરણી કરે, મિથ્યાત્વ પ્રવર્ત્તાવે તેને કહિયે. એ મિથ્યાત્વ સુસાધુ તથા સુશ્રાવકની સંગતિ કરવાથી તથા રાગદ્વેષને મંદ કરી મધ્યસ્થભાવે પરીક્ષા કરી શુધ્ધ પ્રવર્ત્તન કરવાથી ટળે છે.

એમ એ મિથ્યાત્વ જગતમાં જેટલી દુઃખની જાતો છે તે સર્વનું મૂળ કારણ છે. કોપ્યો દુશમન, કોપ્યો વ્યાલ તથા વેતાલ જે ન કરી શકે તે દુઃખ એ મિથ્યાત્વ આપે છે. વ્યાધિ મૃત્યુ દારિદ્ર તથા વનવાસથી પણ મિથ્યાત્વ સેવન અનંતગુણું દુઃખદાઈ છે. જેણે મિથ્યાત્વને જીત્યું તેણે સર્વ જગત જીત્યું. ઈંદ્રાદિકની ઋધ્ધિ પામવી સુલભ છે પણ મિથ્યાત્વ ટાળવું દુઃકર છે. તે માટે આત્મસુખાર્થી જીવે વિશેષે કરીને મિથ્યાત્વનું શોધન કરવું. નિર્મળ શ્રધ્ધાન કરી આઠ ગુણ યુક્ત અને શંકાદિ દોષ વિમુકત સમ્યક્ત્વ દ્રઢ કરવું.

હવે આઠ ગુણે કરી સમ્યક્ત્વની પુષ્ટિ કરે, તે આઠ ગુણ કહે છે.

निस्संकिय निकंखिय, निवितिगिच्छा अमूढदिट्ठिय ॥
उववुह थिरीकरणे, वच्छल प्पभावणे अट्ठ ॥ १ ॥

શ્રી જિનાગમને વિષે સૂક્ષ્મ વિચાર અતીંદ્રિયાદિક ભાવ જે છે તે સાચા સદ્દહે પણ સંદેહ શંકા ન આણે અને સપ્ત ભય પણ મનમાં આણે નહીં તે પ્રથમ નિઃશંક ગુણ.

બીજો નિકંક્ષા ગુણ તે અન્ય દર્શનના કષ્ટ મંત્ર ચમત્કારાંદિક ઉન્નતિ દેખી તેની ચાહના ન કરે, આકંક્ષા ધરે નહિ, અથવા ધર્મના પુણ્યરૂપ ફળની ઇચ્છા ન રાખે, કેમકે જીહાં ઇચ્છાની આતુરતા તિહાં પુણ્યરસ ઓછો થાય. જીહાં ઇચ્છા તિહાં કર્મબંધ છે અને પુણ્ય તો ધર્મક્રિયાનો વસ્તુ સ્વભાવ છે, તે તો અવશ્યજ થાય, તેને ઇચ્છારૂપ દોષ તો સામું કમરસ કરે. અને જે નિઃસ્પૃહપણે કરેલી ધર્મક્રિયાનું ફળ છે તે નિરવધિ છે, માટે એ નિકંક્ષા ગુણથી ધર્મફળ વૃધ્ધિને પામે છે.

ત્રીજું નિર્વિત્તિગિચ્છા ગુણ તે ધર્મસંબંધી ફળનો સંદેહ રાખે નહીં, જેમ કોઇ મનુષ્ય ધર્મકરણી કરતો સતો કોઇ પૂર્વકૃત પાપપ્રકૃતિને ઉદયે દુઃખે પીડાતો થકો મંદબુદ્ધિનો ધણી એમ વિચારે જે હું ધર્મ કરૂં છું તો પણ પીડા કેમ પામું છું? એ ધર્મક્રિયાનું ફળ થશે કે નહિ થાય? એવી શંકા ધરે પણ એમ ન વિચારે જે એ તો પૂર્વોક્ત કર્મફળ ઉદય આવ્યા છે, પણ વર્ત્તમાન જે ધર્મક્રિયા કરૂં છું તે આગળ અવશ્ય સુખરૂપ ફળ આપશેજ. કેમકે શ્રી જિનેશ્વરે કહ્યું છે-

**कडाण कम्माण न मुख्क अत्थि.**

માટે જે નિર્વિત્તિગિચ્છા ગુણવંત હોય તે સંદેહ ધરે નહીં. શ્રી જિનભદ્રગણી ક્ષમાશ્રમણે કહ્યું છે કે—

**कथ्थय मइदुब्बले, तिविहायरिहविरहओ वावि ॥**

**नेय ग्गहणत्तणेण य, नाणाव्वरणोदयेणं च ॥ १ ॥**

અથવા શુભ અશુભ પુદ્ગલ એક સરખા ગણે પણ અશુભ પુદ્ગલ દેખી દુગંચ્છા કરે નહી. તથા પુણ્યોદયે શુભ સંયોગ મળ્યો થકો તેમાં આસક્ત ન થાય, અહંકાર કરે નહી. પાપોદયથી અશુભ સંયોગ મળે તો દિલગીર થાય નહી, તે નિર્વિત્તિગિચ્છા ગુણ કહિયે.

ચોથો અમૂઢદ્રષ્ટિ ગુણ તે જે શ્રીઆગમસિદ્ધાંતમાં નિગોદપ્રમુખના સૂક્ષ્મ વિચાર સાંભળતાં મુંઝાય નહી. જે પોતાની ધારણામાં આવે તે ધારી રાખે અને જે ધારણાબુધ્ધિએ ન આવે તે પણ સદ્દહે, તિહાં એમ વિચારે જે સર્વ દોષથી વિમુક્ત એવા જિનેશ્વર તે અન્યથાવાદી ન હોય.

यदुक्तं आगमेः—

असइसुट्ठु जं बुजिझ्या, सव्वणुमयमवितह ॥

तहा चिंतए मइयं, अन्नहा न वयांति जे ॥ १ ॥

अणुवकय पराणुग्गह—परायणा जं जिणा जगप्पवरा ॥

जियरागदोसमोहाय; नन्नहावाइणो तेण ॥ १ ॥

અર્થઃ—જે જિનવાણી સાંભળતા ખબર ન પડે, સમજવામાં ન આવે, તેના હેતુ લખે છે. કોઈક શ્રોતા તો પૂર્વભવ કૃત જ્ઞાનવિરાધન કર્મોદય થયે થકે મતિદુર્બળતાથી ન સમજે, તિવારે આચાર્ય તથા વિધિઉપદેશક કોઇ હેતુ દૃષ્ટાંતાદિક વચને કરી શ્રોતાના ચિત્તમાં ઊતારે, એહવા મહાપુરૂષોને વિરહે તથા નીતિ, ન્યાયના અણુજાણુવાથકી એટલે અનેક નય યુક્તિના ગ્રહણપણાવિના અથવા જ્ઞાનાવરણી કર્મના પ્રબળોદયથી ન સમજે, તેવારે આત્માર્થી અમૂઢદષ્ટિજીવ એવો વિચાર કરે જે હેતુ ઉદાહરણ અથવા અનેક યુક્તિ દૃષ્ટાંતે ઘણી વખત કહેતાં થકાં પણ મને સારીપેઠે સમજણ પડતી નથી તે મારે પૂર્વોક્ત દોષના યોગથી જાણવું. પણ સર્વજ્ઞમત તો અવિતથ સત્યજ છે. એમ કહે તેવારે કોઇ પૃચ્છા કરે જે 'એકાંતે જિનોક્ત વચનજ સત્ય છે એવું કેમ જાણ્યું ?' તેવારે અમૂઢદષ્ટિ શ્રોતા ઉત્તર કહે છેઃ—અણુવકય કે૦ જે જિનેશ્વર તે કેવા છે? પ્રત્યુપ્રકારની ચાહનાવિના પરને અનુગ્રહ–ઉપકાર કરવાને તત્પર છે; તથા જં જિણા કે૦ જે કારણમાટે જિનેશ્વર તે જગતમાં પ્રવર કે૦ શ્રેષ્ટ છે; રૂપ બલ તેજ કાંતિ બુધ્ધિ ઋધ્ધિ

સિદ્ધિ પ્રમુખ ગુણે સર્વોત્કૃષ્ટ છે; અને વળી જિયરાગ કેં જીત્યા છે મૂળથી રાગ દ્વેષ ને મોહ જે અજ્ઞાન એ ત્રણ દોષ માટે જિનેશ્વર અન્યથાવાદી હોયજ નહી. તેથી પરમ યથાર્થ વાત તે આગમનીજ છે એ અમૂઢદષ્ટિનામા ચોથો ગુણ.

પાંચમો ઉવવૂહ ગુણ તે પોતાના આત્મામાં અનંતા જ્ઞાન-દર્શનાદિક ગુણ છે તે છુપાવે નહી, ઉદયિક દુઃખ મેટવાને દીનતાદિક ન ભાષે, શુદ્ધ સત્તા જેવી છે તેવીજ ઠસે અને પુદ્ગલિક સુખ દુઃખ તે અજ્ઞાનદશાકૃત ઉપાધિ છે, આત્મા એ રાગ દ્વેષ ઉપાધિથી ન્યારો છે, એમજ પર જે અન્ય સાધક તેમાં પણ જે ગુણ હોય તે પ્રગટ કરી કહે પણ છુપાવે નહી તે પાંચમો ગુણ.

છઠો થિરીકરણ ગુણ તે પોતાના પરિણામ પરભાવમાંથી કાઢી જ્ઞાન ધ્યાનમાં જોડે, નિત્ય ધર્મક્રિયા કરતો હોય તે અવશ્ય થિરયોગવંત થયોથકો કરે, ચપળતાના કારણ મળે તોપણ અસ્થિરપણું ગ્રહે નહી. સાધ્યસાધનથી ડગે નહી, તથા કોઇ ભવ્ય પ્રાણી શુભાશુભ કર્મોદયનિમિત્તે ધર્મથી પડતો હોય તેને સદુપદેશાદિક આપી અથવા તેને કોઈ રીતે સહાયી થઇને તેના પરિણામ થીર કરે, પણ ડગવા ન આપે તે છઠ્ઠો સ્થિરીકરણ ગુણ જાણવો.

સાતમો વત્સલતા ગુણ આ વર્ત્તમાન શાસનમાં જે ભવ્ય ધર્મરૂચિ જીવો સાથે સામાયક પોસહ પ્રતિક્રમણ યાત્રા પૂજાદિક ધર્મકરણી કરતા હોય, જેહની સદ્દહણા એક હોય તે પોતાના સાધર્મી કહિયે, તેની ભક્તિ કરવી તે વત્સલતા કહિયે. અથવા સર્વ જીવ જાતે આપણા સાહમીજ છે, સત્તાએ સરખા છે

વાસ્તે સર્વ જીવની વત્સલતા કરવી, જીવદયા પાળવી, અથવા અંતરંગ ભાવે જીવના જ્ઞાનાદિક ગુણ છે તેને જ્ઞાન ધ્યાને કરી પોષવા (પુષ્ટ કરવાં) એટલે જ્ઞાન ધ્યાનનો ઘણો અભ્યાસ કરવો એ સ્વનિષ્ટ વત્સલ ગુણ સાતમો છે.

આઠમો પ્રભાવિક ગુણ તે જૈન શાસનની ઉન્નતિ કરવી. સંઘયાત્રા રથયાત્રા અથવા મહોટા તપ જપ ઓળી ઉપધાન પ્રતિષ્ટા પૂજાદિકના ઘણા મહોત્સવે અઢલક દાનાદિકની ઉદારતા કરે, જેથી અન્યદર્શનીઓ પણ અનુમોદના કરે એ દ્વારાએ તેમને ધર્મ સન્મુખ કરે, સ્વદર્શનની વૃદ્ધિ કરે, ઘણા જીવોને ધર્મમાં જોડાવે. એવા કારણ મેળવે જે થકી જૈનશાસનને પ્રભાવે (દીપાવે). એ બાહ્ય પ્રભાવિક ગુણ અથવા પોતાના આત્માના જ્ઞાનાદિક ગુણ તેને વધારવા-પુષ્ટ કરવા તે અંતર પ્રભાવિક ગુણ એ પ્રભાવના ગુણ આઠમો કહ્યો.

હવે શ્રી સમ્યકૃત્વના સડસઠ ભેદ વિશુદ્ધ વ્યવહારથી કહે છેઃ—

**तिस्सुद्धि लिंग लख्कण, दूसण भूसण पभावगागारा ॥**
**सद्दहण जयण भावण, ठाण विणय गुरु गुणाईयं ॥ २४ ॥**

અર્થઃ—તિસ્સુદ્ધિ કે૦ સમ્યકૃત્વની ત્રણ શુદ્ધિ છે, તેમાં પહેલી મનશુદ્ધિ તે શ્રીજિન તથા જિનમત એ બે વિના અપર સર્વ અસાર છે એમ ચિંતવે તે મનશુધ્ધ; બીજી વચનશુધ્ધિ તે શ્રી જિનેશ્વરનું આરાધન કરતાં સર્વ કાર્યની સિદ્ધિ થાયજ અને કોઈ પૂર્વકૃત દુઃકૃતના ઉદયથી જે કાર્ય ન થયું તે અન્ય દેવોથી શું થવાનું છે, વાસ્તે સ્વપ્નમાં પણ અન્ય દેવની આર્થના ન કરે, એવું જે નિઃશંકપણે બોલવું તે વચન શુદ્ધિ કહિયે.

કાંક્ષા, બીજી સર્વથી આકાંક્ષા: તેમા સોગતાદિક એકજ દર્શનનો અભિલાષ ધરે તે દેશ વિષય આકાંક્ષા, અને જે સર્વપાખંડી ધર્મની આકાંક્ષા ધરે તે બીજી સર્વ વિષય આકાંક્ષા. એ સમ્યક્ત્વને મલીન કરે છે. આ શ્રીજિનાગમમાં અવિશ્વાસ રૂપ દૂષણ છે.

ત્રીજું વિતિગિચ્છા દૂષણ તે જે તપસ્યાદિક ધર્મકરણી કરતાં તેના ફળનો સંદેહ ધરે, એ ધર્મક્રિયા ફળશે કે નહી ફળે? કેમકે ક્રિયા બે પ્રકારની જગતમાં દેખાય છે. એક ફળ આપે બીજી અફળ પણ થાય. તેથી આષાઢાચાર્યની પરે સંદેહમાં પડે. ઇહાં કોઇ શિષ્ય પૂછે છે કે 'શંકા તે સંદેહરૂપ છે, અને આ વિચિકિત્સા પણ સંદેહરૂપ કહો છો તો એ બેમાં શું વિશેષપણું છે જેથી ભિન્ન ભિન્ન કહો છો?' એમ શિષ્યે પૂછ્યાથી ગુરૂ કહે છે કે, 'શંકા દૂષણ તે દ્રવ્ય ગુણ વિષે છે અને વિચિકિત્સા ક્રિયા વિષે છે.' એ ત્રીજું દૂષણ જાણવું.

ચોથું પ્રશંસા દૂષણ તે કુલિંગી તાપસ સાંખ્યાદિકને દેખીને અહો! એ મહોટા તપસ્વી છે, ઈત્યાદિક વર્ણન કરે તે પ્રશંસા કહિયે, એમ પ્રશંસા કરતાં અસદ્ગુણાકરણે કરી સમ્યક્ત્વ મલીન કરે, મુગ્ધબુદ્ધ મિથ્યાદૃષ્ટિ લોકને વિષે તેનો અત્યાદર થાય, મિથ્યાધર્મની સદા પુષ્ટી થાય, કેમકે લોક કહે કે જૈન ધર્મી પણ એની પ્રશંસા કરે છે. ઇત્યાદિક દૂષણોથી સમ્યક્ત્વ મલીન થાય એ ચોથું દૂષણ જાણવું.

પાંચમું દૂષણ જે કુલિંગી અન્યદર્શની સાથે સંસ્તવ પરિચય કરે, નિત્ય ભેગા રહે, તેની ક્રિયાનું વર્ણન મહિમા

સાંભળી શ્રદ્ધા દોષવાળી થાય, માટે અન્ય દર્શનીનો પરિચય કરવો એ પાંચમું દૂષણ છે.

હવે પાંચ ભૂષણ કહે છે:—પ્રથમ સ્થૈર્ય ભૂષણ તે જે શ્રીજિનધર્મને વિષે સ્થિરતા હોય, પણ યુક્તિ કુયુક્ત સાંભળી ચપળ ચિત્ત કરે નહી તે સ્થૈર્યભૂષણ કહિયે. બીજું પ્રભાવના ભૂષણ તે શ્રીજિનશાસનના અનેક સંઘયાત્રા પૂજા પ્રતિષ્ટાદિકના મહોત્સવ કરે તે બીજું પ્રભાવના ભૂષણ જાણવું, ત્રીજું ભક્તિ ભૂષણ તે શ્રીજિનશાસન ઉપર ઘણી ભક્તિ રાખે, જેમ કોઇ દળિદ્રી રોગી અપરાધી કલંકી પ્રમુખ દોષનિધાન મહાદુખિયા દીન હીન ભિક્ષાચરાવસ્થા અનુભવતા, એવા દુઃખી પુરૂષને કોઈ ઉપકારી સામર્થ્યવાન પુરૂષે કરૂણા લાવી તેના સર્વ દુઃખ ફેડી મહોટી ધનધાન્ય રાજઋદ્ધિ સમૃદ્ધિએ સહિત કર્યો, હવે તે દળિદ્રી પુરૂષને ઉપકારના કરનાર ઉપર કેવી ભક્તિ હોય તેથી અધિક ભક્તિ દેવ, ગુરૂ, ધર્મ ઉપર રાખે તે ત્રીજું ભક્તિભૂષણ કહિયે. ચોથું ભૂષણ શ્રીજિનશાસનને વિષે કુશળતા. આગમશૈલી યુક્તિ પ્રયુક્તિ હેતુ દષ્ટાંત માંહે અતિ નિપુણ એ ભૂષણવંત ક્યાંય ખળાય નહી, જિહાં જાય તિહાં આગમની કુશળતાથી અન્ય દર્શનીમાં જૈનમાર્ગ દીપાવે, કોઇ સ્થાનકે હારે નહી, પરિકર્મિત બુદ્ધિબળે પ્રભુનો માર્ગ દીપાવે, ઘણાને જૈનધર્મ પમાડે તે ચોથું ભૂષણ.

પાંચમું તીર્થસેવા ભૂષણ તે જે દ્રવ્ય ભાવથી તીર્થની સેવામાં રસીયો હોય. તિહાં દ્રવ્યથી તીર્થ તે શ્રીસિદ્ધાચલાદિક પુણ્યક્ષેત્ર જિહાં તરતમયોગે ઘણા જીવ સિદ્ધ વર્યા, ઘણા જીવ

રત્નત્રયી પામ્યા, ઘણા સમ્યક્ત્વ દ્રષ્ટિ દેવનિવાસી થયા. ત્યાં અનેક જનસમુદાય યુકત વિધિપૂર્વક જાય, તિહાં તે મહાપુરૂષોના ચરિત્રને બહુ યાદ કરતાં પુણ્યક્ષેત્રના યોગથી ઘણા કર્મોની નિર્જરા થાય, કેમકે બંધ તથા નિર્જરા તે દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ એ ચારની અનુકુળતા માફક થાય છે. શુભદ્રવ્યાદિક ચારને નિમિત્તે પુણ્યની વૃધ્ધિ થાય છે, તેથી જીવ નિકટસંસારી થાય છે. વળી અશુભ દ્રવ્યાદિક ચારને યોગે સંસારદુઃખની–દુર્ગતિની વૃદ્ધિ થાય છે, માટે કર્મક્ષય નિમિત્તે દ્રવ્યતીર્થે જવું. અને ભાવતીર્થ તે દ્વાદશાંગી અથવા ચતુર્વિધ સંઘ તેની સેવા ભકિત બહુમાન કરતાં આત્મા નિર્મળ થાય, બીજા જીવ ધર્મ પામે. એ તીર્થસેવા નામે પાંચમું ભૂષણ કહ્યું છે.

હવે આઠ પ્રભાવક કહે છે.

पावयणी धम्मकही, वाई निम्मित्तओ तवस्सीय ॥
विज्जा सिद्धो अ कवि, अठ्ठेव पभावगा भणिया ॥ १ ॥

અર્થ—પાવયણીકે૦ પ્રાવચની તે જિનમાર્ગમાં કુશળ જિનમાર્ગ દીપાવે, તેથી પ્રભાવક કહીયે. બીજો ધર્મકથામાં અતિ નિપુણ હોય તે ઘણા દુર્બોધ જીવોને ધર્મ પમાડે, શાસનની ઉન્નતિ વધારે, માટે બીજો પ્રભાવક જાણવો. ત્રીજો પ્રભાવક વાદી તે એક વાતને સેંકડો વખત થાપે, વળી તેજ વાતને સેંકડો વખત ઉત્થાપે પણ કિહાં ખળાય નહી. પ્રતિજ્ઞા હેતુ દ્દષ્ટાંત યુકિત પ્રયુકિતમાં નિપુણ, એવા તીક્ષ્ણ બુધ્ધિમાન વાદી સ્યાદ્વાદમાં નિપુણ તે રાજદ્વારે બહુ જન સમક્ષ જયપતાકા વરે, શાસનને દીપાવે. માટે વાદી પ્રભાવક ત્રીજો જાણવો. ચોથો

નિમિત્તમાંથી પ્રભાવક તે જે પૂર્વ આમ્નાયના યોગથી ભૂત ભવિષ્ય વર્તમાન કાળની વાત કહે તે નિમિત્ત કુશળ. કોઈ તથાવિધ અવસરે રાજદ્વારાદિકમાં શાસનની ઉન્નતિ કરવા માટે કોઈ લાભાલાભ ગવેષી નિમિત્ત કહે, સર્વ પ્રાણીને ચમત્કાર પમાડી પોતાને અનુકૂળ કરે, તે અનુકૂળ થયાથી ધર્મની વૃદ્ધિ થાય, શાસન દીપે, એ ચોથો પ્રભાવક જાણવો. પાંચમો તપસ્વી પ્રભાવક તે શ્રી જિનાગમોક્ત વિધિમર્યાદાપૂર્વક તપ કરે, તેને અનેક કઠિણ કર્મની નિર્જરા થાય, આમોસહી પ્રમુખ ઘણી લબ્ધિ ઉપજે, તપસ્યાના મહાત્મ્યથી ઇતિ ઉપદ્રવ દેવ છળાદિક સર્વ શમી જાય, ઊપાસના કર્યા વિનાજ દેવતા પોતાની મેળેજ તેના આશ્રિત થઈ મહીમા વધારે, એવા શક્તિવંત તપસ્વી જિહાં વિચરે તિહાં શ્રીજિનશાસન દીપાવે, માટે પ્રભાવક કહિયે. છઠ્ઠો વિદ્યાસંપન્ન પ્રભાવક તે આકાશગામિની પ્રમુખ અનેક વિદ્યાઓ સંપન્ન મહાપુરૂષ કોઇ વિષમ વેળાએ શ્રી સંઘનો ઉદ્ધાર કરે, વિઘ્ન નિવારે, દુષ્ટદમન કરી સંઘની રક્ષા કરે, શાસનને દીપાવે, ઘણા જીવોને ધર્મ સન્મુખ કરે, માટે પ્રભાવક કહિયે. સાતમો સિદ્ધ પ્રભાવક તે જે પૂર્વ આમ્નાયે ગુરૂકૃપાથી પામ્યો અંજનસિધ્ધિ, ચૂર્ણસિદ્ધિ, મંત્રસિદ્ધિ, કનકસિદ્ધિ પ્રમુખ અનેકસિદ્ધિસંપન્ન હોય, તે કોઇ વિષમતાને યોગે લાભાલાભ દેખી કોઇ અદ્ભુતસિધ્ધિના બળેકરી સંઘના વિઘ્ન દૂર કરે, શાસનની મ્હોટાઈ કરી દેખાડે, માટે પ્રભાવક કહિયે. આઠમો કવિ પ્રભાવક તે જે જિનધર્મને અણુદીપવતો સમસ્ત વર્તમાન શ્રુતમાં નિપુણ સ્વપરશાસ્ત્રવેત્તા કોઇ શાસ

નોન્નતિકારણે અથવા કોઇ વિઘ્નજય નિમિત્તે કોઇ મહા ગંભીરાર્થ અતિશયોક્તિ યુકત પ્રશ્ન કરે, જે સાંભળતાંજ પંડિત હોય તે ચમત્કાર પામી અનુકૂળ થાય, એમ એ પ્રભાવક ચિંતિત કાર્ય સર્વ કરે, શાસનોન્નતિ કરે, માટે પ્રભાવક જાણવો. એ આઠ પ્રભાવક કહ્યા.

હવે ૭ આગાર કહે છે. તેમાં પ્રથમ આગાર રાજાભિયોગેણ એટલે રાજાને આદેશે કાંઇ ધર્મ વિરૂદ્ધ કરવું પડે તેનો આગાર, બીજો ગણાભિયોગેણ એટલે ઘણા લોક ન્યાત જાત પ્રમુખના જોરથી વિરૂધ્ધ કરવું પડે તિહાં પ્રતિજ્ઞા ભાંગે નહી તે બીજો આગાર, ત્રીજો બળાભિયોગેણ તે કોઇ મહાબળવાન બળાત્કારે પકડી પરવશ કરી જોરાવરીથી અભક્ષ પ્રમુખ મુખમાં નાખે–ખવરાવે તેથી પ્રતિજ્ઞા ભાંગે નહી તે ત્રીજો આગાર. ચોથો દેવાભિયોગેણ તે કોઈ દુષ્ટ દેવ પોતાની દિવ્ય શકિતએ કરી મનુષ્યની ચેતના વિકળ કરે, અથવા અત્યંત મરણાંત કષ્ટ સમસ્ત કુટુંબને આપે તે વિકળતામાં અથવા કષ્ટના માર્યા રાજવેઠ સમાન કાંઇ વિરૂધ્ધ કરવું પડે તિહાં પ્રતિજ્ઞા ભાંગે નહી એ ચોથો આગાર. પાંચમો ગુરૂનિગ્ગહેણં તે માતા પિતા વૃધ્ધભ્રાતા પ્રમુખ સમજાવ્યા ન સમજે અને જો તેમનું કહેવું ન કરે તો લોક નિંદા કરે, એમ વિચારી તેમના કહેવાથકી કાંઇ વિરૂધ્ધ કરવું પડે તે પાંચમો આગાર. છઠ્ઠો વિત્તિકંતારેણં તે વૃત્તિ કહેતાં આજીવિકા તેહીજ મહોટી કાંતાર એટલે અટવી એટલે કોઈ પાપોદયથી એવા દ્રવ્યક્ષેત્રાદિક યોગ મળિ જાય જે થકી આજીવિકાની દુર્લભતા થઇ

ન્તર્યે. ત્રણ દિવસ પર્યંત જિહાં સુધી શક્તિ સ્ફુરે, પરિણામ ટકે, તિહાં સુધી તો ટક્યા રહે, પછી જાણે જે હવે ટકાશે નહી એવું દેખે તેવારે થાઈ વિરૂધ્ધ કારણે આજીવિકા કરવી પડે તે છઠ્ઠો આગાર જાણવો. એ છએ આગાર તો જે ઉત્સર્ગે પાળી ન શકે તેને છે, પણ જે દ્રઢ પરિણામી હોય તે શાવાસ્તે આલંબન લહે, જે મંદ હોય તે લાકડી લઇને ચાલે તો તેને કાઇ વિરૂધ્ધ પણ કહે નહી.

હવે ચાર સદ્દહણા કહે છે. તેમાં પ્રથમ પરમાર્થ જે તત્ત્વાર્થ, તત્ત્વજ્ઞાન શાસ્ત્રરહસ્ય તેનો પરિચય કરે, કેમકે તત્ત્વજ્ઞાન પામ્યાવિના જે ઉદ્યમ છે તે કષ્ટરૂપ છે. માટે તત્ત્વજ્ઞાન પરિચય એ પ્રથમ સદ્દહણા કહિયે. બીજી તત્ત્વજ્ઞાની સકલ પરમાર્થના જાણ જે મુનિરાજ તેની સેવા કરે, એવા મુનિને સેવ્યા વિના તત્ત્વપ્રાપ્તિ પણ ન થાય, માટે તત્ત્વજ્ઞાનની સેવના તે બીજી સદ્દહણા જાણવી. ત્રીજી વ્યાપન્નદર્શની વર્જન તે વ્યાપન્ન કેઠ ગયું છે દર્શન જેથકી, એટલે શ્રધ્ધા ભ્રષ્ટ થયેલા સ્વદર્શની તેની સંગત ન કરવી, હીણાની સોબત કરતાં સાધુજન પણ હીણા કહેવાય. વાસ્તે દર્શનભ્રષ્ટનો સંગ વર્જવો એ ત્રીજી સદ્દહણા જાણવી. ચોથી કુદ્રષ્ટી સંગવર્જન તે મિથ્યાત્વી, તાપસાદિકની સંગત ન કરે, રાસભસંગે ગાય કુટાણી માટે ધર્માર્થી કુલંગીનો સંગ વર્જવો એ ચોથી સદ્દહણા જાણવી.

હવે છ પ્રકારે જયણા કહે છે. તેમાં પ્રથમ અન્યદર્શનની જે તાપસાદિક તથા તેના દેવ જે બ્રહ્મા વિષ્ણુ મહેશ શક્તિ

પ્રમુખ તથા તેણે ગ્રહણ કરેલા જે અરિહંતના ચૈત્ય પ્રતિમા બદ્રીનાથ પ્રમુખ એટલાની સાથે છ પ્રકારનો વ્યવહાર ન કરવો તે છ પ્રકારની જયણા કહિયે, તેના નામ કહે છે. એક વંદન ન કરવું, બીજું વિશેષ બહુ માન પૂર્વક પંચાંગ પ્રણિપાતાદિક તેને નમન કહીએ તે પણ ન કરવું, ત્રીજું દાન જે અન્ન વસ્ત્રાદિક તે પણ ભક્તિપૂર્વક ધર્મસાધનાર્થે ન આપવું, ઉચિત અનુકંપા જાણી દેવું તેની મનાઈ નથી. ચોથું અનુપ્રદાન જે વારંવાર તેડીતેડીને દેવું તેપણ ન કરવું. પાંચમું આલાપ તે બોલાવ્યા વિના આગળથી એકવાર બોલવું તે પણ ન કરવું. છઠ્ઠું સંલાપ તે વારંવાર બોલવું તે પણ ન કરવું. એ છ વાના કરતાં સમ્યક્ત્વ જાય માટે છ એ વાના વર્જવા એ છ પ્રકારની જયણા કહિયે.

હવે સમ્યક્ત્વની ભાવના કહે છે:—સમસ્ત ધર્મનું મૂળ તે સમ્યક્ત્વ છે એવું ભાવવું તે પ્રથમ ભાવના. તથા સમસ્ત ધર્મરૂપ નગરનું દ્વાર તે પણ સમ્યક્ત્વ છે એવું ભાવવું તે બીજી ભાવના. તથા ધર્મરૂપ પ્રાસાદનો પાયો અથવા પીઠ તે પણ સમ્યક્ત્વજ છે એવું ભાવવું તે ત્રીજી ભાવના. તથા સમ્યક્ત્વ તે આત્માર્થી જીવોને નિધાન અખુટ ખજાનો છે એવું ભાવવું તે ચોથી ભાવના. સમસ્ત ધર્મનો આધાર તે સમ્યક્ત્વજ છે એવી વાસના તે પાંચમી ભાવના જાણવી. તથા ધર્મરૂપ અમૂલ્ય ચીજને રાખવાનું ભાજન તે સમ્યક્ત્વ છે એમ ભાવવું તે છઠ્ઠી ભાવના જાણવી.

હવે સમ્યક્ત્વનાં છ ઠાણ કહે છે. શુધ્ધપદપણા માટે 'જીવોઽસ્તિ' એમ દૃઢ નિશ્ચે જાણવું તે પ્રથમ ઠાણ.

તથા જીવ શાશ્વત-નિત્ય છે, દ્રવ્યથી કિવારે તેનો નાશ નથી એ બીજું ઠાણુ. તથા તે પુણ્ય પાપનો કર્તા તે પણ એ જીવજ છે એ ત્રીજું ઠાણુ. તથા પુણ્ય પાપનો ભોક્તા તે પણ એ જીવ પોતેજ છે તે ચોથું ઠાણુ. તથા નિર્વાણ જે મુક્તિ-સિધ્ધ છે એ પાંચમું ઠાણુ. તથા તે મુક્તિ પામવાનો ઉપાય છે. તે છઠું ઠાણુ. એ છ ઠાણુ વિષેની ચર્ચા દર્શનસિત્તરી પ્રમુખ ગ્રંથથકી જાણવી. એ છ ઠાણુની અપ્રતીત અવિશ્વાસ તે મિથ્યાત્વ જાણવું. માટે છ ઠાણુ રૂડી રીતે સર્દ્દહવા. આગમરૂચિ ગુરૂપાસેથી ધારવા.

હવે સમ્યક્ત્વની નિર્મળતાને અર્થે દશનો વિનય કરવો તે કહે છે:—૧ અરિહંત તે વિચરતા તીર્થંકર, ૨ જ્યોતિસ્વરૂપી સિધ્ધ, ૩ ચૈત્ય જે પ્રભુના દેરાસર, ૪ શ્રુત સિધ્ધાંત, ૫ વિતરાગનો ધર્મ, ૬ મોક્ષ માર્ગના સાધક સાધુ, ૭ પાંચ પ્રકારના આચાર તે પોતે પણ પાળે અને પરને પળાવે તે આચાર્ય, ૮ જે અગ્યાર અંગ પોતે ભણે અને પરને ભણાવે તે ઉપાધ્યાય, ૯ પવયણી તે ચઉદપૂર્વધર, ૧૦ દર્શન જે સમ્યક્ત્વ. એ દશનો વિનય કરવો. એ દશેનો યથાયોગ્યપણે વિનય કરતા થકા સમ્યક્ત્વ અતિ નિર્મળ થાય.

विच्चारं तुह समया, सया सरंताण भव्वजीवाणं ॥
सामिय तुह पसाया, हवेउ समत्त संपत्ति ॥ २५ ॥

અર્થ—સ્વામિન્ તુહસમયા કે૦ તમારા પ્રરૂપ્યા સિધ્ધાંતનો વિચ્ચારં કે૦ વિસ્તાર તેને સયા કે૦ સદાકાળ સરંતાણુ કે૦

અનુસરતા એવા ભવ્યજીવાણુ કે૦ ભવ્ય જીવોને તુહ પસાયા કે૦ તાહરા પસાયથી સકળ સિધ્ધાંતનો સાર એવું જે સમત્ત કે૦ સમ્યક્‌ત્વ તેની સંપત્તિ કે૦ પ્રાપ્તિ તે સમ્યક્ પ્રકારે :નિરાવરણભાવે હવેઉ કે૦ થાઓ. એ પ્રકરણ કરનારની આશીશ છે.

ઇતિ સમ્યક્‌ત્વસ્તવ બાલાવબોધ સંપૂર્ણ મગમત.

---

## ॥ अथ प्रशस्ति लिख्यते ॥

### ॥ दोहरा ॥

બહુ વિધિ સમકિત ગુણતણી, પ્રાપતિ આગમ માંહિ;
ભાષી નિસુણી સદહે, તસ દો દુરગતિ નાંહિ ॥ ૧ ॥
સુરપતિ સુખ લેવો સુગમ, સુલભ રજ્જ ઇક છત્ત;
દુર્લભ નરભવ જગતમેં, સમકિત ગુણ સંપત્ત ॥ ૨ ॥
દાન દયા સંયમ ક્રિયા, સમકિત યુત શિવ હેત;
નહિં તો મંડુકચૂર્ણ પરિ, ભવ બંધન સંકેત ॥ ૩ ॥
વિણ સમકિત સંયમ ક્રિયા, કરે અનંતી વાર;
પાર ન પાવે, તેહ યુત, અલ્પભવમેં નિસ્તાર ॥ ૪ ॥
એક સહિત દશ ગુણ વધે, શૂન્ય અંક કહિવાય;
બોધિ યુક્ત ગુણ સવિ ક્રિયા, નહિ તો કષ્ટ કહાય ॥ ૫ ॥
પુન્ય દિશિ પૂરવ ભલી, જિહાં ઉદયાચલ થાન;
કલ્યાણક સવિ જિન તણા, તિણ એ દિશિ પરધાન ॥ ૬ ॥

સુવિહિત સૂરિગુણે ભર્યા, (શ્રી) પુન્યસિંધુ સૂરીશ;
વાચક જ્ઞાનસાગર તથા, નિતુ જસ નામે શીશ ॥ ૭ ॥
તાસ શિષ્ય પૂરવ તણા, તીરથ ભેટણ કાજ;
શુભ શકુને સુરત થકી, કરિ પ્રયાણ શુભ સાજ ॥ ૮ ॥
યમુના સુરતટિની તટે, વંદન શ્રીજિન પાય;
નગર મગસુદાબાદ લગિ, અનુક્રમ પહુતા જાય ॥ ૯ ॥
સાઉ સખા ગોત્રે ભલો, સાહ સુગાલ સુ નામ;
દુખમા કાળે ધર્મનો, કર્યો સુગાળ સુઠામ ॥ ૧૦ ॥
સમેતશિખર ગિરિરાજ પર, વીશે ટુંકે સ્તુપ;
થાપી તિમ ઇકવીસમો, કર્યો પ્રસાદ અનૂપ ॥ ૧૧ ॥
પંચમ આરે પરગડો, કર્યો ઉધ્ધાર પ્રસિધ્ધ;
માનવભવ સફળો કરી, જગ માંહે જશ લીધ ॥ ૧૨ ॥
તસુ સુત ભાગ્ય નિધિ ભલો, દાતા ધર્મી દક્ષ;
રાજસભા મંડન સમા, અભિનવ અભય પ્રત્યક્ષ ॥ ૧૩ ॥
સાહ સુલા નામે નિપુણ, આગમ રૂચિ પ્રિય ધર્મ;
તાસ કહેણથી એ કિયો, ભાષામય સ્તવ મર્મ ॥ ૧૪ ॥
ત્યાં પ્રંન્જુતે બહુ લિખ્યા, સમકિત જોઇએ અને સ્રીઓ પર
પુરૂ લખિ ભાષા લિખું, ઉનમે કુણ વિક્રિડા તે દ્રવ્ય મૈથુન ક-
હીએ તસ આશય અગમ, હું છદ્મસ્થ અજ્ઞ બ્રહ્મચારી કહીએ. ૨॥
કે જે મુજ તણી, બુધજન લાજે કા...રપરીણતિ રૂપ તથા
તૃષ્ણાન્જલધિ અપાર હે, મુજ મતિ નૌકા સ્રી છે તેની સાથે મ
ળતું તિવલે ... મઝી આકરે ભેદી પુન્યતાથે વાંછીત વિલાસ કર

રવો તે ભાવ મૈથુન. તેને પરમાત્માની વાણીના ઉપદેશથી તથા સદ્‌ગુરૂની હિત શીક્ષાના બોધથી પોતે પરપુદ્‌ગળને ઓળખી જાતિ હીણ જાણી આગામીક કાળે મહા દુખદાઈ જાણી અને પુર્વે ગતકાળમાં ઘણા મરણાંત દુઃખની પરંપરા હું એના વડે પામ્યો તે કારણ માટે મને એ વિજાતી સ્રીઓ છોડવી કહી છે મારે તો મારી પોતાની સ્વજાતિ પરમ ભક્ત શ્રેષ્ટ સુકુલિન સમતા રૂપી સુંદરીની સોબત કરવી સારી છે વિભાવ દશા રૂપ પર સ્રીએ મારી સર્વ શોભા ખેંચી લીધી છે હવે સુગુરૂની સહાયતા વડે એ દુષ્ટ પરિણામ સ્રીની સોબત ધીરે ધીરે છોડી દઉં. એને ટાળવાનો ભાવ આદરૂં કે જે વડે મારા શુદ્ધ સ્વભાવ ઘટરૂપી ઘરમાં સમતા સુંદરી આવીને રહે અને ઘરનો પ્રકાશ વધે એવો બોધ મેળવીને પર પરિણતિમાંથી મગ્નતા છોડે કર્મ ઉદય આવે સંતાપ પામે નહિ શુદ્ધ ચેતનાનો સંગી થઇને રહે તે ભાવ મૈથુન ત્યાગી કહીએ. ॥૨॥ તેમાં દ્રવ્ય મૈથુનના ત્યાગી છએ દરશનમાં મળી આવે પણ ભાવ મૈથુન ત્યાગી તો જિન દરશનમાં જિન વાણી સાંભળવાથી જેના હૃદયમાં જ્ઞાન ભેદ પ્રવર્તાયો છે તે સહેજ ઉદાસ ઉપાયથી ભાવ મૈથુન છોડી દે માટે તેવા બીજા દર્શનમાં ન મળી આવે.

અત્રે પર સ્રીનો ત્યાગ કર્યો એટલે પર પુરૂષની પરણેલી કે રાખેલી સ્રી સાથે અનાચાર સેવન ન કરવું એવો નિયમ લેવો તે પર સ્રી ગમન વ્રત કહીએ અને પોતાની સ્રીથી સંતોષ રાખવો એવો જે નિયમ તે સ્વદાર સંતોષ વ્રત કહીએ ત્યાં દેવ મનુષ્ય અને તિર્યંચ સંબંધી સ્રી સાથે અનાચાર સેવવાનો નિષેધ એટલે એક કરણ અને એક જોગે સોઈ દોરાના આકારે

સંભોગ કરવાનો વિષેધ. પણ મનથી વચનથી અને સ્વપ્નમાં ભોગ થાય તેની જયણા. સહેજ અડકવાની જયણા. હાલની સ્ત્રી છોડીને બીજી સ્ત્રી સાથે વિવાહ ન કરવો તથા દિવસે બ્રહ્મચર્ય પાળવું. ન પળે તો પ્રમાણ રાખવું. શીળની નવ વાડો પાળું. સ્ત્રીઓએ પણ એ જ પ્રમાણે પર પુરૂષનો ત્યાગ સમજવો. એ વ્રતના પાંચ અતિચાર છે તે નીચે લખીએ છીએ.

અપરિગ્ગહિઆ ઈત્તર, અણંગ વીવાહ તિવ્વઅણુરાગે ॥ ચઉત્થ વયસ્સ ઈઆરે, પડિક્કમે દેસિયં સવ્વં ॥

૧ અપરિગ્ગહિયા એટલે અપરિગૃહીતા જેને બીજા કોઈએ ગ્રહણ કરી ન હોય અથવા પરણેલી ન હોય તે કુંવારી સ્ત્રી, અથવા જેનો સ્વામિ મરણ પામ્યો હોય તે વિધવા તેને જોઈ કોઈ મૂર્ખ માણસ વિષયાભિલાષી થઈ ભદ્રક ભાવે એમ ધારે કે મેં તો પારકી સ્ત્રીનો ત્યાગ કર્યો છે અને આ તો કોઈની બાયડી કહેવાતી નથી માટે તેની સાથે મેળાપ કરવાથી મને શું પાપ લાગે એમ ધારી કુંવારી કે રાંડેલીની સાથે ભોગ વિલાસ કરે તો પહેલો અતિચાર લાગે. તેમજ શીલ વ્રતવાળી સ્ત્રીને પણ અન્ય પુરૂષનો ત્યાગ છે તે પણ અપરિગૃહીત પુરૂષ કુંવારો કે રાંડેલો હોય તેની સાથે પૂર્વોક્ત વિચાર મનમાં લાવીને અનાચાર સેવે તો તે સ્ત્રીને પણ પ્રથમ અતિચાર દૂષણ લાગે.

૨ ઈત્વર પરિગૃહીતા એટલે થોડા વખત લગી ભાડું આપીને કોઇ વેશ્યાદિકને રાખે અને અજ્ઞાનપણે એમ વિચારે કે મારે તો પારકી બાયડીનો ત્યાગ છે અને આને તો મેં પોતાની કરીને રાખી છે તો એમાં મને શો દોષ છે એમ ધારી તેની

સાથે ભોગ વિલાસ કરે તો બીજો અતિચાર લાગે. એજ પ્રમાણે વૃતધારી સ્ત્રીને પણ જે દિવસે ધણી પાસે જવાનો શોક્નો વારો હોય તે દહાડે ધણીને પોતે ભોગવે એમ ધારીને કે પોતાના ભરતારને સેવતાં શું દોષ છે મારે તો અન્ય પુરૂષનો ત્યાગ છે પણ એવો વિચાર ન કરે કે આજ તો એ મારી શોક્નો ધણી છે. મ્હારો તો આજ ધણી કને જવાનો વારો નથી. એમ છતાં પણ કપટ કરીને પતિને સેવે તો તે સ્ત્રીને બીજો અતિચાર લાગે.

૩ અનંગ ક્રિડા કામ કંદર્પ જાગૃત કરવા સારૂ અધર ચુંબન, આલિંગન, કુચમર્દન, નેત્રના હાવભાવ કટાક્ષાદિ હાંસી પ્રમુખ ઠઠા મશ્કરી પર સ્ત્રી સાથે કરે. મનમાં એમ ધારે કે મેં તો સોય દોરાના આકારે ભોગનો ત્યાગ કર્યો છે. બીજું કાંઈ વ્રત લીધું નથી પણ તે અજ્ઞાની કામ વશ થવાથી એટલો વિચાર ન કરે કે ચેતન તો બંન્નેમાં બગડે છે. એનાથી પણ વ્રત વહેલુંજ ભાગે છે, મન ચળે છે તથા પોતાની ભાર્યા સાથે ચોરાસી આસન વડે કામ જાગૃત કરે, ભોગ ભોગવે એ આદિ કામ જાગૃત કરવાની ક્રીડા કરે તેને અતિચાર લાગે. તેમજ સ્ત્રી પણ કામાંધ થવાથી અંગૂઠા વડે સુખ વાસ્યા કરે અથવા બૈરે બૈરાં મળી ગુપ્ત સ્થાને અધિકરણ વડે સંચારણ કરે, અને પોતાની ઈચ્છા તૃપ્ત કરે ત્યારે પણ તેને અતિચાર લાગે. કેમકે શ્રાવકે તો હરકોઈ ઉપાય વડે કામ સંજ્ઞા ઘટાડવાનો પ્રયત્ન કરવો જોઇએ. જેવી રીતે કોઈ લોભી વેપારી આખો દિવસ ધંધામાં રોકાયો છે તો વચ્ચે ભૂખ લાગે તો પણ ગણગારે નહિ પણ જ્યારે ભૂખ સહન ન થાય ત્યારે ઊતાવળો

ઊતાવળો રસોડામાં જઈ ખાઈ લે. પણ સારા માઠા સ્વાદની તજવીજ કરે નહિ અને ફરીથી એ ઊઠી કામે વળગે તે પ્રમાણે વ્રતધારી શ્રાવક પર લોકના ધંધામાં મગ્ન રહ્યો છતો કામનો ઉદય આવે ત્યારે તેને ગણગારે નહિ તેમ કરતાં પણ એ રતિવેદોદય થાય ત્યારે ઊતાવળો ઊતાવળો કંદર્પ રોગ નિવારણ કરે અને ફરી પોતાના કામમાં પ્રવર્તે. શ્રધાવંત પુરૂષો તો મૈથુન સેવાની જગ્યાને જાજરૂ તુલ્ય માને તો તે કામ વધારવાની ઈચ્છા કેમ રાખે. વળી સ્રીનાં ઢાંકેલાં અંગ રાગ દ્રષ્ટીએ જૂએ નહીં, પણ તેને સુગ ઉપજવાનાં સ્થાન જાણી તજી દે તથા જો ગોમુત્ર લાવવું પડે તો યોનિમર્દન કરીને ન લેવું. વળી સ્વપ્નમાં સ્રી સેવન થાય તો તેની જયણા રાખે. કદાચિત એવું કુસ્વપ્ન આવે તો શ્રાવક એવી ભાવના ભાવે કે કામ તે મોટું શલ્ય છે, કામ તે મહા વિષ છે, કામ તે નાગ સરીખો છે. કામની ઘણી પ્રાર્થના કરતાં દુર્ગતિયે જાય. ક્ષણ માત્ર સુખ છે, ઘણો કાળ દુઃખ છે નિષ્કારણ સુખકારી જાણે છે. કામ તે સંસાર માંહી મોક્ષ પામવામાં શત્રુભુત છે વળી કામ ભોગ જે છે તે અનર્થની ખાણ છે. ઇત્યાદિક વૈરાગ્ય ભાવના ભાવિને મહોટેથી નવકાર મંત્ર ગણી પછી સૂઈ રહેવું તો ખરાબ સ્વપ્ન હોય તે સારૂં સ્વપ્ન થાય, અને ખરાબ સ્વપ્ન આવે નહિ. એમ કરતાં છતાં પણ જો કોઈ મોહના ઊદયથી સ્રી સેવનાદિક કુસ્વપ્ન આવે તો તરત ઊઠી ઇરિયા વહિ પડિક્મીને એકસો આઠ શ્વાસોશ્વાસનો કાઊસગ્ગ કરે. તેમજ પર સ્રી આશ્રઇ ગૃહસ્થે શીળની નવવાડો પાળવી તેનાં નામ. ૧. સ્રીની વસ્તિ માંહે ન રહેવું. ૨. સ્રીની કથા ન કરવી. ૩ સ્રીને આસને ન બેસવું.

૪ સ્ત્રીની ઇંદ્રિયો ન જોવી. ૫ ભીંતને અંતરે ન રહેવું. ૬ પૂર્વે કરેલી કામ ક્રિડા ન સંભારવી. ૭ ઘણો માદક આહાર કરવો નહિ. ૮ ઘણું ચાંપી ને પેટ ભરી જમવું નહિ. ૯ શરીરની શોભા ન કરવી. એ પ્રમાણે ત્રીજો અનંગ ક્રીડા અતિચાર જાણવો.

૪ વિવાહ કરણ એટલે પારકાં છોકરાંના કન્યાદાન ફળની લાલચથી અથવા સ્નેહવશે વિવાહ જોડવો. તે આગલ થઇને નાત જાતમાં સગાંવહાલામાં ભાઇબંધ દોસ્તદારમાં પ્રેરણા કરી વિવાહ કરે કરાવે અને જયારે તે વાતની લોકો પ્રશંસા કરે, ત્યારે ખૂબ ખુશી થાય, અને તેમ જોઇને બીજા પણ તેવા કામનાઅર્થી જન હોય તે તેમની પાસે આવી ખુશામત કરે સ્તુતિ કરે ત્યારે પોતે કહે કે અમારે તમારે એક વાસ્તો છે કામ કાજ ફરમાવજો. એમ જગ્યાએ જગ્યાએ વિવાહાદિકનો સંબંધ કરાવવો એ અનર્થનું મૂળ રોપવા જેવું છે. તેમ કરવાથી વ્રત શુદ્ધ ન રહે, અને કામ અધિકરણ વધારવામાં સંસાર વધે. શ્રાવકતો પોતાના ઘરનું એવું કામ હોયતો પારકાને ભળાવી વેગળો રહે તો વિરતિ થઇ પારકાં વિવાહ જોડાવે તો અતિચાર લાગે. અહિંઆં પોતાના ઘરસંબંધી તથા સગાં સંબંધી જેનાથી છુટાય તેમ નથી તેવાંનો વિવાહ કરવાની જયણા. તેનું પણ પરિમાણ કરી લે. એમ સ્ત્રી પણ પારકા વિવાહમાં મોડ પ્રમુખ બાંધે અને આગલ થઇને લગ્ન ક્રિયા કરે ત્યારે અતિચાર લાગે.

૫ તીવ્રાનુરાગ એટલે કામ ભોગને વિષે તીવ્ર અનુરાગ કરવો અત્યંત અભિલાષા કરવી કયારે પણ ન મળ્યો હોય એમ માની સ્ત્રીનું મુખ જુએ, કાક્ષા ગુહ્યાદિક સ્તનાદિકનું લાંબા વખત સુધી સેવન કરે તથા કામની વૃદ્ધિ થાય માટે અફીણ,

માજમ, ભાંગ, દુધ, દહિં, ઘી ધાતુની ખાખ, ઔષધિ પાક વિગેરે કામ દિપાવવાની વસ્તુ ખાવી તેથી ચોથો આતિચાર લાગે. કેમકે વ્રત ધારી શ્રાવક તો પાપથી બીતો રહેતો હોય તો પણ વેદનો ઉદય તેનાથી સહન ન થાય તેથી સ્વદારા સંતોષાદિ વ્રત ગ્રહણ કરે અને તેટલા મૈથુનમાત્રે કરી વેદની ઉપશાંતિ કરે. અહીંઆં પરસ્રીના ત્યાગીને એ પાંચે અતિચાર હોય અને સ્વદારાસંતોષીને છેલ્લા ત્રણ અતિચાર હોય અને પહેલા બે અનાચાર છે કમકે તેથી કરીને વ્રત ભંગ થાય છે.

એમ પરપુરૂષ ત્યાગી સ્રીને પણ પાંચે અતિચાર છે અને સ્વપુરૂષ સંતોષી સ્રીને પ્રથમના બે અનાચાર છે અને છેલ્લા ત્રણ અતિચાર છે પણ અનાભોગે ગમન થઇ જાય તો સ્વદારા સંતોષીને પ્રથમના બે પણ અતિચાર રૂપે લાગે એમ તેને પાંચ અતિચાર જાણવા. આ અતિચાર જાણવા પણ આચરવા નહિ.

જો શકિતવાન હોયતો બાળપણાથી ગાંગેયની પેઠે શુદ્ધશીળ પાળવા ઉદ્યમ કરવો કેમકે તેનાં મોટાં ફળ શાસ્રમાં કહેલાં છે. દેવ, દાનવ, ગાંધર્વ, યક્ષ, રાક્ષસ, કિન્નર એ સર્વ બ્રહ્મચારી પુરૂષને નમસ્કાર કરે છે કેમકે શીળ પાળવું એ દુષ્કર કામ છે એ વ્રત પાળવાથી અખંડ આજ્ઞા, ઇશ્વરપણું, ઘણી રિદ્ધિ, રાજ્ય, કામ ભોગ, કીર્તિ, બળ, સત્સંગ, એટલાંવાંનાં તો સહેજે મળે અને મોક્ષ પણ સેહેજ પ્રાપ્ત થાય. કલેષનો કરનાર, લોકને હણનાર, પણ સાવદ્ય યોગથી વિરમ્યો એવો જે નારદ તે પણ મોક્ષે ગયો તે રૂડા પ્રતાપ શીળનો જાણવો.

વળી અન્યદર્શનીયોમાં કહ્યું છે કે, હે યુધિષ્ઠિર એક રાત્રી શીળ પાળનારને જે ગતિ મળે છે તે ગતિ હજારો યજ્ઞ કરવા

થી નથી મળતી પારદાર ગમન કરનાર આ લોકમાં વધ, બંધન પામે, ઊંચા બંધાય, નાક છેદાય, દરિદ્રી થાય, પરલોકમાં તીખા કંટકનું આલીંગન થાય, નરકમાં દુઃસહ વેદના સહે, ગયા ભવોમાં કુશીલ શેવ્યાં હોયતો ઇંદ્રિય છેદ, નપુંસકપણું, કુરૂપપણું, દુર્ભાગી પણું, ભગંદર, ભોગ તરંડ, રંડાપણું, વાંઝીયાપણું, વિષકન્યાપણું વિગેરે પ્રાપ્ત થાય તેમજ જે પુરૂષ દેવ દ્રવ્ય ભક્ષણ કરે, પરસ્ત્રી ગમન કરે તે જીવ સાતવાર સાતમી નરકે જાય. વળી પરસ્ત્રી સેવન કરવાથી એકવીસ વાર નરકમાં પડે માટે ધર્મી પુરૂષે તેથી દૂર રહેવું. પરસ્ત્રીની અભિલાષા માત્ર કરવાથીજ રાવણ તથા ગર્દભિલ રાજા આલોક તથા પરલોકમાં મોટા અનર્થને પામ્યા. તો સાક્ષાત ભોગવવાથી તો અનેક સંકટો પામે તેમાંતો નવાઇજશી. માટે ઉત્તમ પુરૂષે પરસ્ત્રીનો ત્યાગ કરવો. વળી અવસરે પોતાની સ્ત્રી વિષે શીલ અંગીકાર કરવું. જો હમેશાં શીયલ પાળી ન શકાયતો પર્વ દિવસે તથા તીર્થંકર દેવના કલ્યાણકના દિવસે, અઠાઇના દિવસે, તો પાળવુંજ. બારતિથિ, દશતિથ અથવા પાંચતિથિ કુશીલ વર્જવું બાકીના દિવસોમાં પણ દહાડેતો વ્રત પાળવું સેહેલાઇથી બને તેમ છે માટે તેમ કરવામાં પ્રમાદ ન કરવો અને રાત્રીએ પણ એક બે વારની ગણત્રી રાખવી. કેમકે પુરૂષ ભોગને નથી છાંડતો પણ ભોગતો પુરૂષને છાંડેછેજ. અને કુશીળ ભોગવતાં સૂક્ષ્મ નવ લાખ જીવોની હિંસા થાય છે એવું જાણી ભોગનો ત્યાગ કરવો. વળી હમણાં પણ દિવ્યાદિકને વિષે તથા ધીજ કરવાને વિષે વિશુદ્ધ શીળનો મહિમા જોઇએ છીએ માટે બાલ્યાવસ્થામાં જો સર્વથી બ્રહ્મચર્યવ્રત ધારણ કરવા અશક્ત હોયતો સુદર્શન શેઠની

પેરે પોતાની સ્ત્રીને વિષે સંતોષ કરવો એવો પણ શીળવંત પ્રાણી બ્રહ્મચારી બરાબર સમજવો." તે સુદર્શન શેઠ કોણ હતા અને કેવી રીતે શીળ પાળ્યું તેમની કથા નીચે મુજબ છે.

## सुदर्शनशेठ.

મોક્ષ સુખને આપનાર એવું જે શુદ્ધ શીળ અને સમકિત, તેને પાળનાર ભવ્ય પ્રાણીઓ, સુદર્શન શેઠની પેઠે અલ્પકાળ માં મુક્તિ પ્રાપ્ત કરે છે.

જંબૂદ્વીપના દક્ષિણ ભાગના આભૂષણ રૂપ એવા ભરત ખંડમાં ચંપાપુરી નામે નગરી છે. ત્યાં રણસિંહ રાજાનો પુત્ર દધિ વાહન ન્યાયમાર્ગે પ્રજાનું પાલન કરતો હતો. તેણે રાધાવેધ સા ધીને અભયાદેવી નામે રાણીને પરણી હતી. ત્યાં અર્હદ્દાસ નામનો અતુલબળ ધન સમૃદ્ધિએ યુક્ત એવો એક વ્યવહારી વ સતો હતો. તેને અર્હદ્દાસી નામે પત્ની હતી. બન્ને જણ શ્રી જિનેશ્વરના પ્રરૂપેલ ધર્મ પાળતાં હતાં.

એકદા અર્હદ્દાસીની કુક્ષિએ કોઈ ગુણવાન જીવ અવતર્યો. સદા જિન પૂજામાં રકત અને શુદ્ધ સમક્તિ પાળવામાં તત્પર એ વી તે સ્ત્રીએ અનુક્રમે શુભ દિવસે પુત્ર રત્નને પ્રસવ્યો. સ્વજ ન વર્ગને શેઠે સન્માન દેઇને યાચકોને નાનાવિધ દાન આપ્યાં, ને પુત્રનું સુદર્શન એવું નામ પાડયું. અનુક્રમે વૃદ્ધિ પામતા તે સુદર્શને ધર્મ શાસ્ત્રનો અભ્યાસ કર્યો. કહ્યું છે કે, રૂપયૌવનથી શો ભતો હોય, ઉત્તમ કુળમાં જન્મેલો હોય, છતાં પણ વિદ્યાવિના નો માણસ રૂપાળાં પણ સુગંધ રહિત કેસુડાનાં ફૂલની પેઠે શોભતો નથી. વળી પંડિત પુરૂષમાં સર્વ ગુણો હોય છે; ને મુર્ખ

માણસમાં સર્વ દોષ જ હોય છે; તો હજારો મુર્ખ એકઠા કરીએ તોય પણ તેમનામાંથી બુદ્ધિશાળી પુરૂષ નહિ બની શકે.

ત્યારપછી સુદર્શનના પિતાએ તેને મનોરમા નામની એક શ્રેષ્ઠીની પુત્રી મહોત્સવ પૂર્વક પરણાવી. તેની સાથે સંસાર સુખ ભોગવતો તે સમક્તિ વ્રત પાળતો હતો. કારણ કે, એ સમકિત બોધિ બીજ વ્રક્ષનું મૂળ છે, પુણ્યરૂપી નગરનું દ્વાર છે, મોક્ષ રૂપી મહેલની પીઠ છે અને વળી સર્વ સંપત્તિનું નિધાન છે. જેમ સમુદ્ર રત્નોનો ભંડાર છે, તેમ તે સમક્તિ સર્વ સદ્‌ગુણોનો ભંડાર છે, ચારિત્ર રૂપી ધનનું પાત્ર છે; તો તેવા સમકિતની કોણ પ્રશંસા ન કરે? એવામાં તો પુત્રને ઘરનો ભાર ધારણ કરવાને યોગ્ય જાણીને, પિતાએ દીક્ષા લીધી. પિતા કરતાં અધિક ગુણ વાળો હોવાથી તે તો રાજાનો વિશેષે કરીને માનીતો થયો. જેમ જળના કુંભથી ઉત્પન્ન થએલા અગસ્ત્ય, કુંભસરખા માપ વાળા સમુદ્રને પી ગયા; તેવી રીતે વખતે પુત્ર પણ પોતાના ચરિત્રથી પિતા કરતાં ચઢી જાય છે.

હવે તેજ ગામમાં કપિલ નામનો રાજાનો પુરોહિત હતો તેની સાથે સુદર્શનને મૈત્રી થઇ. તે કપિલ બહુ વખત સુદર્શનને ત્યાં રહેતો, તેથી તેની સ્ત્રી કપિલાએ પૂછ્યું. “હે સ્વામિ! આપ હમણાં ક્યાં રહોછો?” પતિએ કહ્યું: “હું મારા મિત્ર સુદર્શનને ત્યાં રહેતો થકો ગોષ્ઠી કરૂં છું. શી તેની વાત કરૂં? તે રૂપમાં કામદેવ સમાન છે, વાણીમાં બૃહસ્પતિ જેવો છે; બુદ્ધિમાં બુદ્ધ જેવો, તેજમાં સૂર્ય જેવો, શીતળતામાં ચંદ્ર જેવો, કર્મ છેદનમાં મંગળ જેવો, જ્ઞાનમાં શુક્ર જેવો અને કુકર્મના મંદપણાને લીધે શનિ જેવો છે. વધારે શું કહું? એક શીળગુણે

કરીને જ તે સર્વથી ઉત્કૃષ્ટ છે. તેને વિધાતાએ સર્વ ગુણમય કર્યો છે." ભર્તારના મુખથી સુદર્શનની આવી સ્તુતિ સાંભળીને કપિલા તેની અનુરાગિણી થઇને કહ્યું કે-હાસ્યથી, હાવભાવથી, મદથી, લજ્જાથી, અને ત્રાંસુ જોઇને અર્ધ કટાક્ષ ફેંકવાથી, વળી વચનથી, ઇર્ષ્યાથી, કલહથી અને લીલાથી સ્ત્રીઓ જેવું એકે પાશ બંધન નથી. તે ઉપરથી તે સુદર્શનની સાથે સંગમ ઇચ્છવા લાગી. એકદા તેનો ભર્તાર કપિલ, કંઈ કાર્યને અર્થે બહાર ગામ ગયો. તે તે વખતનો લાગ સાધી, જૂઠું બ્હાનું કાઢી સુદર્શન શેઠને ઘેર ગઇ ને તેને કહેવા લાગી. 'આપના મિત્રને તાવ આવ્યોછે તેથી તે આપને બોલાવે છે અને તે માટેજ હું આપને બોલાવવાને આવીછું માટે આપ વિલંબ કર્યા વિના ચાલો " સુદર્શને કહ્યું " મને ખબર નહોતી તેથી ઠીક થયું કે તમે બોલાવવા આવ્યાં." પછી તે સર્વ કાર્ય ત્યજીને મિત્રને ઘેર ગયો. તે ઘરમાં પેઠો કે તુરત કપિલાએ બારણાં બંધ કર્યાં. ઘરની અંદર ગયા પછી કપિલા બોલી. " હે સ્વામિ! હું બહુ કાળથી આપનો સંગમ ઇચ્છતી હતી તો હવે આ શરીર અને આ શય્યા આપને સ્વાધીન છે; સ્વેચ્છાએ ભોગ ભોગવો." પણ તેણીએ જ્યારે એમ જાણ્યું કે, તે માનતો નથી ત્યારે તે પોતાના શરીરથી તેનો સ્પર્શ કરવા લાગી. પરંતુ સુદર્શનને તો જરા પણ મનોવિકાર થયો નહીં. તેણે તેણીને કહ્યું, " અરે! તને કોણે ભૂલાવી? હુંતો નપુંસકછું, ત્હારે તે વાત કોઇને પણ કહેવી નહીં." તેણીએ પણ પછી કહ્યું. " તમારે પણ આ મ્હારૂં દુશ્ચરિત્ર કોઇને જણાવવું નહી." એમ કહીને તેણીએ તેને છોડી દીધો.

ઘેર આવીને સુદર્શન શેઠે અભિગ્રહ કર્યો કે " હવેથી કદિ

પણ મ્હારે જેમ તેમ કોઇને ત્યાં જવું નહીં."

એકદા રાજા વસંત સમય આવ્યો જાણીને મહા ઐશ્વર્યસહિત ઉદ્યાનમાં ક્રીડા કરવા નીકળ્યો. મહારાણી અભયા દેવી પણ વાહનમાં બેસીને કપિલા સહિત ત્યાં આવી. મનોરમા પણ પોતાના છએ પુત્રોને લઇને વસંત શોભા જોવા માટે ચાલી, અને સુદર્શન પણ તેજ ઉદ્યાનમાં એ પ્રમાણે આવ્યો. ત્યાં મનોરમાને અને તેના છ પુત્રોને જોઇને કપિલાએ મહારાણી અભયાદેવીને પૂછ્યું "આ કોની સ્ત્રી છે? અને આ પુત્રો પણ કોના છે? અભયાદેવીએ કહ્યું. "એ સ્ત્રી તથા પુત્રો સુદર્શન શેઠના છે." ત્યારે કપિલાએ કહ્યું. "જ્યારે મેં તેની પરિક્ષા કરી, ત્યારે તે કહે કે હું તો નપુંસક છું" તે સાંભળીને અભયાએ કપિલાને કહ્યું. "એતો તેણે તને છેતરી" કપિલાએ કહ્યું. એ ખરૂં પરંતુ તહારી ચતુરાઈની પણ ત્યારે ખબર પડે કે, જ્યારે તું એની સાથે ક્રીડા કરે." રાણીએ કહ્યું "ત્યારે જ હું અભયા ખરી કે, જ્યારે હું એને વશ્ય કરૂં."

એકદા રાણીની સખી પંડિતાએ તેણીને પૂછ્યું. "હે સખિ! ત્હારે શું ચિંતા છે? " તે ઉપરથી રાણીએ પોતાનું વૃત્તાંત યથાસ્થિત કહી બતાવ્યું. ત્યારે પંડિતાએ કહ્યું. "કદાપિ મેરૂ શિખર ચળશે, પણ એ સુદર્શન શેઠ કદી ડગશે નહી એને પર સ્ત્રી બ્હેન તુલ્ય છે." ત્યારે છેવટે રાણીએ તેનાં દર્શન કરાવવાનું પંડિતાને કહ્યું; ને તે વાતની પંડિતાએ હા કહી કે, "પર્વને દિવસે એને હું કપટ કરીને અહિં લાવીશ."

એવામાં કોમુદી મહોત્સવ આવ્યો. તે સમયે રાજાએ પડહ વજડાવ્યો. તેથી તેનું અંત:પુર તથા બીજા સર્વ લોક મહોત્સવ

કરવા નગરની બહાર આવ્યા; પણ અભયારાણી માથું દુખવાનું ન્હાનું બતાવીને મહેલમાંજ રહી. પાછળ સુદર્શન શેઠ પણ રાજાની આજ્ઞા થવાથી દેવમંદિરમાં જઈ કાઉસ્સગ્ગધ્યાને રહ્યો. પેલી પંડિતા દાસીએ હવે યુક્તિ કરી કે, એક યક્ષની પ્રતિમાને વાહનમાં બેસારીને દેવ મંદિરે લઈ ગઈ, ને પાછી વળતી વખતે કાઉસ્સગ્ગધ્યાને રહેલા શેઠને તે રથમાં બેસારીને મહેલમાં લાવી એટલે અભયારાણીએ કહ્યું. હે સુદર્શન! મારી સાથે ભોગ ભોગવ." એમ તે વારંવાર કહેવાલાગી; પણ સુદર્શન કંઇ બોલ્યો નહીં. ત્યારે છેવટે તેણીએ કહ્યું. "જો તું મ્હારૂં વચન નહિં માન્ય કરે તો હું ત્હારા પ્રાણ લઇશ." છતાં પણ શેઠે તેણીનું વચન અંગીકાર કર્યું નહિ, તેથી રાણીએ મ્હોટે સ્વરે બુમ પાડી કે "અરે કોઈ આવો! આ દુષ્ટ અહિં મ્હારૂં શીળભંગ કરવા આવ્યોછે!" એટલે રાજપુરૂષો દોડી આવ્યા ને શ્રેષ્ઠીને રાજા પાસે લઈ ગયા: રાજાએ તેને પૂછવા માંડ્યું પણ પૌષધનો ભંગ થશે એવા ભયથી તેણે કંઈ ઉત્તર આપ્યો નહીં. તે ઉપરથી ક્રોધે ભરાઇ રાજાએ તેને શૂળી ઉપર લઇ જવાની આજ્ઞા કરી. તે ઉપરથી રાજપુરૂષો તેને ગામમાં ફેરવીને સ્મશાન ભૂમિ પ્રત્યે લઇ ગયા. અહિં મનોરમા પોતાના સ્વામીનાથની આવી દશા જાણીને વિચારવા લાગી "મ્હારો ભર્તાર એમ કદાપિ કરે નહી." એમ કહીને તે પણ કાયોત્સર્ગે રહી. તે એમ કહીને કે, "જ્યારે મ્હુરા ભર્તારનું વિઘ્ન નાશ થશે, ત્યારે જ હું કાયોત્સર્ગ પાળીશ."

સ્મશાન ભૂમિમાં સુદર્શન શેઠને શુળિ ઉપર આરોપ્યા કે તુરતજ શાસન દેવતાએ શૂળીનું સુવર્ણનું સિંહાસન કરી નાખ્યું! તે સાંભળીને રાજા ત્યાં આવ્યો. શ્રેષ્ઠીને સિંહાસન ઉપર

બેઠેલો જોઈ તે ચમત્કાર પામ્યો. એટલે શાસન દેવીએ કહ્યું, " જે કોઇ આ સુદર્શન શ્રેષ્ઠીનું અશુભ ચિંતવશે, તેના હું પ્રાણ લઇશ કારણ કે એતો મહા શીળવાન છે. " પછી સુદર્શન શેઠને મહા ઉત્સવ પૂર્વક ઘેર લઈ ગયા. તેને વૈરાગ્ય પ્રાપ્ત થયો તેથી તેણે સંયમ ગ્રહણ કર્યો. સર્વ કર્મ ક્ષય કરી કેવળ જ્ઞાન પ્રાપ્ત કર્યું. ને પોતાના શીળના માહાત્મ્યથી તે અંતે મોક્ષ ગામી થયા. મનોરમા પણ અનુક્રમે સંયમ ગ્રહણ કરી કર્મને હણી મોક્ષ સુખ પામી. ઇતિ.

## સ્થૂલભદ્રની કથા.

સંતોષ રૂપી ઐશ્વર્યના વાંછક એવા પુરૂષો રાજ્યને પસંદ કરતા નથી તથા શીળમાં દ્રઢ તે સ્ત્રીઓના હાવ ભાવથી ચળતા નથી જેવી રીતે કે, સ્થૂળભદ્રે મંત્રીની પદ્વી ત્યજી દઇને સંયમ અંગીકાર કર્યો અને કોશ્યાએ ચળાવવા અનેક ઉપસર્ગ કર્યા પણ તલમાત્ર ડગ્યા નહીં.

પાટલી પુત્ર નગરને વિષે નવમો નંદ રાજા રાજ્ય કરતો હતો તેને કલ્પ વંશનો શકટાળ નામે મંત્રી હતો. તેને લક્ષ્મીવતી નામની સ્ત્રી, સ્થૂળભદ્ર અને શ્રીયક નામના બે પુત્રો તથા સાત પુત્રીઓ હતી. ( આ સંબંધ શ્રીયકની કથાથી જાણી લેવો. ) શકટાળ મંત્રી દેવગત થયા પછી નંદ રાજાએ રિવાજ પ્રમાણે તેના પુત્ર શ્રીયકને પ્રધાન પદ્વી લેવાનું કહ્યું. તેણે કહ્યું " મહારો મ્હોટો ભાઈ સ્થૂળભદ્ર છે. તે કોશ્યા ગણિકાને ઘેર બાર વર્ષ થયાં રહે છે, તેને બોલાવીને એ પદ્વી આપો " તે ઉપરથી રાજાએ સેવકોને મોકલીને તેને બોલાવ્યો. તે આવીને

નમન કરીને ઉભો રહ્યો. રાજાએ તેને સન્માન પૂર્વક કહ્યું. "ત્હારો પિતા મૃત્યુ પામ્યો છે, માટે એ પદ ક્રમપ્રમાણે તું ગ્રહણ કર." સ્થૂળભદ્રે રાજાને કહ્યું. "આપનું કહેવું પ્રમાણ કરૂં છું, પણ વિચાર કરીને ગ્રહણ કરીશ." એમ કહીને તે અશોકવનમાં ગયો. ત્યાં જઈને વિચારવા લાગ્યો. "જો એ પદ હું ગ્રહણ કરીશ તો હું પરવશ થઇશ, પરંતુ તેમ કરવાથી એમ પણ થશે કે, તેમના વિચાર પ્રમાણે નહિ અનુસરૂં તો તે રૂષ્ટ થઇ પ્રાણ પણ લે. માટેજ કહ્યું છે કે-દરિદ્ર, રોગી, મૂર્ખ, કાસદ અને નિત્ય સેવક એ પાંચે જણ જીવતા છતાં મૃત્યુ પામેલા જેવા સમજવા. ખરેખરા સુખી તો તેજ જાણ કે, જેઓ ભોગ વિલાસને ત્યજીને મુક્તિ સુખને દેનારૂં એવું સંયમ અંગીકાર કરે છે."

આવો વિચાર કરી લોચ કરીને મુખ વસ્ત્રિકા અને રજોહરણ સહિત તેણે રાજા પાસે જઇ ધર્મ લાભ કહ્યો. રાજાએ "કિમ્ આલોચિતમ્ ? શું વિચાર કર્યો ?" સ્થૂળભદ્રે એવો અર્થ કર્યો કે, "કેમ લોચ કર્યો ?" અને એવું સમજીને તેણે ઉત્તર આપ્યો કે, "હા જી, મેં "લોચિતમ્" લોચ કર્યો. એ વ્યાપારે મારે સર્યું. મ્હારે એ મુદ્રા વ્યાપાર નહિ જોઇએ; કારણ કે, વ્પાર પાંચ મુદ્રા વાળો છે. જેમકે હાથને વિષે મુદ્રા, મુખે મુદ્રા, બન્ને પગે બે મુદ્રા અને ત્યાર પછી ઘરને વિષે પણ મુદ્રા, એ પ્રમાણે વ્યાપાર પાંચ મુદ્રા વાળો છે." એમ કહીને ધર્મ લાભ દઇ તેમણે શ્રી શંભૂતિ વિજય આચાર્ય પાસે જઇને સર્વ સાવદ્ય વ્યાપારના ત્યાગ રૂપી દીક્ષા ગ્રહણ કરી. પાછળ રાજાએ શ્રીયકને મંત્રી પદ આપ્યું. તેણે પણ સ્થૂળભ

દ્રના વિયોગથી પીડાતી કોશ્યા વેશ્યાને બોધ પમાડીને શોક ઉતરાવ્યો. હવે સ્થૂળભદ્ર મુનિ ગુરૂના ચરણની સેવા કરતા તપશ્ચર્યાદિ કરતા કરતા અભ્યાસ કરવા લાગ્યા એકવાર વર્ષા રૂતુ શરૂ થયા પહેલાં ત્રણ શિષ્યોએ સંભૂતિ વિજય ગુરૂ પાસે આવીને એવો અભિગ્રહ લીધો-એકે કહ્યું કે, "હુ ચારે મહિના સિંહની ગુફા પાસે કાયોત્સર્ગ રહીશ." બીજાએ કહ્યું કે, "હું સર્પના બિલ પાસે ચાર મહિના સુધી કાયોત્સર્ગ રહીશ." ત્રીજાએ કહ્યું કે, "હું કુવાના ભારવટિયા ઉપર કાયોત્સર્ગ રહી ચોમાસુ નિર્ગમન કરીશ." તે વખતે સ્થૂળભદ્રે આવીને કહ્યું. "હે ભગવાન? હું કોશ્યા ગણિકાની ચિત્ર શાળાને વિષે ષટ્રસ ભોજન લેતા છતા ચોમાસુ પૂર્ણ કરીશ." ગુરૂએ સર્વને કહ્યું. "સૌ પોતપોતાના વાંછિત સ્થાનકે જાઓ, પણ ત્યાં તમારે ધર્મને વિષે તત્પરજ રહેવું."

પછી પેલા ત્રણે શિષ્યો પોતપોતાને ઇચ્છેલે સ્થાનકે જઇને રહ્યા. સ્થૂળભદ્ર પણ ગુરૂને નમીને કોશ્યા વેશ્યાને ઘેર ગયા. ત્યાં તો તેમને જોઇને તે તુરતજ અંજળિ જોડીને ઉભી થઇને તેમને સન્માન પૂર્વક કહેવા લાગી. "પધારો સ્વામિ પધારો. આદેશ હોય તે ફરમાવો. આપને જે રૂચે તે કરવાને દાસી તૈયાર છે." સ્થૂળભદ્રે કહ્યું, "તને ધર્મનો લાભ થાઓ. ત્હારી ચિત્રશાળા મને ચોમાસુ રહેવાને અર્પણ કર (સોંપ). એટલે સજ કરાવીને તેણીએ તેમને સોંપી. કોશ્યાની રજા લઈ તેમાં તે રહ્યા. વેશ્યાએ વિચાર્યું કે, "સુકુમાર દેહવાળા એ કુમાર વ્રતભાર નહિ સહન કરી શકવાથી અહિં પાછા આવ્યા છે. લજ્જાને લીધે તે હમણાં કંઈ નહિ બોલે, અનુક્રમે બોલશે

અને મને લક્ષ્મી આપશે. એને હું ક્ષણ વારમાં ચાતુર્ય અને શૃંગાર રસ રૂપી સમુદ્રમાં ડૂબાવીશ.

એમ કહીને તે વેશ્યા બાકળા, સંબાકળા અને સંબાનેય એ ત્રણ પ્રકારના ધાન્યથી તથા દુધ, દહિં, ઘી, કાંજી, છાશ, અને મધ એ છ રસોથી, તથા મૂળ, કંદ, ઈક્ષુ રસ, લતા, પત્ર, પુષ્પ અને ફળ એ છ પ્રકારના શાકથી મુનિને જમાડવા લાગી. તેમના જમી રહ્યા પછી પડી રહેલું ભોજન તે જમતી. પછી તે વેશ્યા અનેક મનોર્થાદિક કરતી દુઃસહ ભ્રૂકુટિ રૂપ બાણને હલાવતી મુનિની પાસે આવતી, તો પણ તેણીની બહારની સ્થિતિ કે, બહારનું રૂપ જોઇને તે રક્ત થયા નહિ; તેમ તેણીની અંતરંગની મલિન સ્થિતિ જોઇને તે વિરક્ત પણ થયા નહીં! વેશ્યા તેમને મોહ પમાડવાને જે જે આદર કરવા લાગી, તે તે નિષ્ફળ થવા લાગ્યા; કારણ કે આકાશમાં ચિત્રની રચના અને જળને વિષે દીપક એ કદી બને નહીં.

આમ તે કોશ્યા નિત્ય નિત્ય તેને ક્ષોભ પમાડવાને નવીન નવીન શોભા કરે, પણ સ્થૂળભદ્ર મુનિ ધ્યાન રૂપી રસથી ડગ્યા નહીં. ઊલટું તેણીના ઉપસર્ગથી તેમનું ધ્યાન વધારે વધારે દીપવા લાગ્યું; કે જેવી રીતે પુષ્કળ પ્રહાર વાગવાથી વીર પુરૂષનું સત્વ વધારે ને વધારે પ્રકાશે. પછી પ્રથમ હાવ ભાવ બતાવીને તેમના ચરણમાં પડીને તેણીએ ભોગ સુખાદિકને વિષે પૂર્વની પેઠે તેમને મનાવવા માંડ્યા. ત્યારે સ્થૂળભદ્ર મુનિ બોલ્યા. "હે કોશ્યા! આ જીવે બહુ ભોગ ભોગવ્યા છે, પરંતુ તૃપ્તિ પામ્યો નથી. કહ્યું છે કે-કામ ભોગ શલ્ય છે, કામ ભોગ વિષ છે અને કામ ભોગ આસી વિષ ( સર્પની દાઢમાં રહેલા

ઝેર ) જેવા છે. તે કામ ભોગ ભોગવ્યા નથી પરંતુ તેની પ્રાર્થના કરવાથી એટલે તેની ઈચ્છા કરવાથી પણ જીવો દુર્ગતિમાં જાય છે. વળી ચેતના રહિત વસ્તુને વિષે પણ રાગ છે તે, દ્વેષને પોષવાને અર્થેજ છે. કારણ કે, મજીઠમાં રંગ છે તો તેને બાહુ ખંડાવું પડે છે ને અત્યંત તાપ સહન કરવો પડે છે. વળી મૃતિકા જેવા એકેંદ્રિય જીવને પણ રંગના દોષને લીધે વિષ્ટાનું નાંખવું, તથા પત્થરથી પીસાવાનું સહન કરવું પડે છે અને વિષય તો ફક્ત કાયર પુરૂષનેજ વિહ્વલ કરે છે, પણ ઉત્તમ પુરૂષને નહીં. જેમ કે, તંતુ છે તે મચ્છરને બાંધી શકે છે, પણ હસ્તિને બાંધી શકતો નથી. વળી મૈથુન સંજ્ઞામાં આરૂઢ થએલો જીવ, નવ લાખ સૂક્ષ્મ જીવોને હણે છે. એમ આગમમાં કહ્યું છે. માટે તે મૈથુન જીવોની પહેલી હિંસા છે." સ્થૂળભદ્રે કહેલાં આવાં ઉપદેશ વચનથી કોશ્યા વેશ્યાએ પોતાનો કુળાચાર ધર્મ છોડીને શ્રાવક ધર્મ અંગીકાર કર્યો. 'પૂર્ણ ભાગ્ય વિના કુમાર્ગ ત્યજી શકાતો નથી. જે સ્ત્રી પુરૂષો સન્માર્ગ ગામી હોય છે, તેજ મોક્ષ લક્ષ્મીના ભોક્તા થાય છે." સ્થૂળભદ્ર મુનિએ આ પ્રમાણે ઇંદ્રિયો ઉપર જીત મેળવી. તે જોઇને કોશ્યાએ પણ એમ અભિગ્રહ કર્યો કે, "રાજા પ્રસન્ન થઇને જે પુરૂષને મ્હારી પાસે મોકલે, તે પુરૂષ શિવાય બીજા બધા હવે મ્હારે ભાઈ સમાન છે."

ચોમાસુ પૂર્ણ થએ સ્થૂળભદ્ર ગુરૂ સમીપે આવ્યા. બીજા ત્રણ શિષ્યો પણ પોત પોતાનો અભિગ્રહ પૂર્ણ થએ ત્યાં આવ્યા તે ત્રણને જોઇને ગુરૂએ કહ્યું "અહો ! તમે દુષ્કર કર્યું છે !" પણ સ્થળભદ્રને તેમણે ઉઠીને એમ કહ્યું કે, "અહો ! તમે અતિ

દુષ્કર કર્યું છે !!!" તે ઉપરથી તે ત્રણ્યે મુનિઓ વિચારવા લાગ્યા. "આપણે સામાન્ય કુળમાં જન્મેલા છીએ અને આ સ્થૂળભદ્ર તો શકટાળ મંત્રીનો પુત્ર ખરો ને! તેથી ગુરૂએ એને એ પ્રમાણે અતિ દુષ્કરકારક એમ કહ્યું. છ રસના આહારના ભોગવનારાની તેમણે પ્રશંસા કરી. બત્રીસ લક્ષણવાળા વલયથી કોશ્યા વેશ્યાને વિષે આસક્તિ પામેલા સ્થૂળભદ્રે વ્રતનું આચરણ કરીને વિશ્વને જીતનાર એવા કામને, બોધરૂપી શસ્ત્રથી મારીને ગુરૂના પ્રસાદથી "આ દુષ્કર કારક કર્યું" એવું પદ મેળવ્યું. પેલા ત્રણ દુષ્કર કારક મુનિઓ વળી કહેવા લાગ્યા કે, "ગુરૂને પણ કોઈક અધિક છે, ને કોઈ ઓછા છે! માટે હવે આપણે આવતા ચોમાસામાં દુષ્કર-દુષ્કર કારક થઇશું." એવો નિશ્ચય કરીને તે ત્રણ્યે મહા કષ્ટે આઠ મહિના કાઢયા.

હવે ચોમાસુ આવ્યું ત્યારે સિંહ ગુફામાં રહેલા મુનિએ આચાર્યને કહ્યું. "હું સ્થૂળભદ્રે કર્યું તેમ કરીશ." ગુરૂએ કહ્યું. "હે મહાનુભાવ! સ્થૂળભદ્રે જે કર્યું છે, તે કોઈ નહીં કરી શકે!" તારે વળી સ્થૂળભદ્રનો વાદ શો? સૂર્યવિના બીજો દિવસ ન કરી શકે, ચંદ્ર વિના બીજો કોણ અમૃત ઝરે? પાણી વિના બીજો કોણ ધાન્ય નિપજાવે? અને ચક્રવર્ત્તિ શિવાય બીજો કોણ છ ખંડ સાધી શકે? માટે તેં આવો અભિગ્રહ કર્યો છે, તે તારૂં પૂર્વનું પુણ્ય પણ નાશ કરશે."

સંભૂતિ વિજય આચાર્યે આ પ્રમાણે બહુ નિષેધ કર્યો, છતાં તે નહિ માની તે મુનિ કોશ્યાના આવાસ પ્રત્યે આવ્યો ત્યાં તેણે તેણીની ચિત્રશાળા માગી જે તેણીએ આપી. કોશ્યાએ જાણ્યું કે, સ્થૂળભદ્ર ઉપર વાદને લીધે તે અહિં

આવ્યા છે; તે ઉપરથી તેણીએ તેમને છ રસ યુક્ત આહાર જમા ડયો. પછી ઉન્નત સ્તની એવી તે વેશ્યા શૃંગાર, હાવભાવવિગેરે વિલાસ કરતી મુનિ પાસે આવી ઉભી. તેને જોઇને મુનિ ક્ષોભ પામ્યા કહ્યું છે કે-સારા અવયવે યુક્ત એવી સ્ત્રીને દેખીને કોણ ન પડે? અગ્નિએ કોણ ન બળે? લક્ષ્મીથી કોણ ન મોહ પામે? અને વિધાતાને વશ કોણ ન થાય?

હવે કામાતુર અને ભોગની વાંછાવાળા મુનિને જોઇને વેશ્યા એ કહ્યું "અમારે દ્રવ્ય જોઇએ દ્રવ્યવિના કોઈ આવા ભોગ ભોગવી શકે નહીં." તે ઉપરથી કામાતુર સાધુ બોલ્યા. "મહા રી પાસે હાલ કાંઇ નથી, પછી હું આપીશ." હવે તો વેશ્યા તેમને પ્રતિબોધ પમાડવાને બોલી. "જો ભોગની વાંછા હોય તો નેપાળદેશને વિષે જાઓ, ત્યાંનો રાજા સાધુઓને લક્ષમૂલ્ય વાળી રત્ન કંબળ આપે છે. તે લઈ આવો ને પછી તમારૂં ઇચ્છિત કરો."

કામાતુર મુનિ તો ચોમાસું છતાં પણ નેપાળ દેશમાં ગયા ત્યાંથી રત્ન કંબળ લઇને પાછા વળ્યા. રસ્તામાં પલ્લિપતિનો પોપટ બોલ્યો "લક્ષ જાય છે." એ સાંભળીને પલ્લિપતિએ જાણ્યું કે સાધુ પાસે લક્ષ મુલ્યની વસ્તુ છે. તે ઉપરથી કંબળ લઇ લીધી. તેથી સાધુને ફરી નેપાળ જવું પડ્યું. રૂપ બદલવું પડ્યું." એમ કરીને ફરી રત્ન કંબળ લાવ્યા, તેને વાંસની પોલી નળીમાં સંતાડીને લાવ્યા. પોપટ બે ત્રણ વાર બોલ્યો. "લક્ષ જાય છે" પણ પલ્લિપતિને જડી નહીં. તેથી મહા કષ્ટે સાધુજી તે લઈને વેશ્યા પાસે આવ્યા. તે તેણીને આપી. વેશ્યા એ સ્નાન કરીને તેના વડે શરીર લૂહિને તે ઘરની ખાળને વિષે

ફેંકી દીધી! સાધુએ કહ્યું. અરે કોશ્યા! આ મહામૂલ્યવાળી રત્ન કંબળ અત્યંત કષ્ટે પ્રાપ્ત કરી છે, તેને તું કેમ ખાળમાં ફેંકીદે છે?" વેશ્યાએ કહ્યું. "અરે મુર્ખ સાધુ! એનો શો શોચ કરેછે? આ મહાકષ્ટે ઉપાર્જન કરેલો મનુષ્ય અવતાર, વળી તે પણ શુદ્ધ ચારિત્ર યુક્ત તેને મ્હારા મળ મૂત્ર સહિત એવા શરીરમાં ફેંકી દેતાં કેમ શોક થતો નથી?" આ સાંભળીને મુનિને કામ રાગ વિષ સમાન થઇ પડયો. એટલે વેશ્યાએ વૈરાગ્ય પમાડયો છે જેને એવા મુનિ બોલ્યા, "હે સુખની દેનારી! હું મહા મોહજાળમાં પડયો, તેને ત્હારા જેવી વેશ્યાએ ચતુરાઈ યુક્ત પ્રપંચ કરીને ઉદ્ધર્યો છે. આ જે અતિચાર મને લાગ્યા છે તે આળોવીને હું પાપ રહિત થઇશ. હવે હું ગુરૂ પાસે જઉંછું. તને હમેશાં ધર્મ લાભ થાઓ." કોશ્યાએ કહ્યું. " હે પ્રભો! બ્રહ્મચારી એવા આપને પણ મેં પ્રતિબોધવાને અર્થે જે આશાતના કરી હોય, તે તમે ક્ષમા કરજો."

હવે સ્થૂળભદ્રમુનિની સ્તુતી કરે છે. પર્વતની ગુફામાં કે, માણસો વિનાના વનમાં વાસ કરીને તો હજારો જણ ઇંદ્રિયો વશ્ય રાખી શકે, પરંતુ અતિ મનોહર એવી હવેલીઓમાં સ્ત્રી જનની સમીપે રહીને ઇંદ્રિયો ઉપર નિગ્રહ રાખનાર તો શકટાળ પુત્ર સ્થૂળભદ્ર એકજ છે! કે, જે અગ્નિમાં પ્રવેશ કર્યા છતાં દાઝયો નહીં; ખડ્ગના અગ્ર ભાગને પામ્યા છતાં પણ છેદાયો નહીં; કાળા સર્પના ઘરમાં રહ્યા છતાં દંશ પામ્યો નહીં; અને કાજળના ઘરમાં રહ્યા છતાં પણ જેને ડાઘ માત્ર લાગ્યો નહીં! સદા રાગવતી અને અનુસરનારી એવી વેશ્યાનો સંગ છતાં; છ રસ યુક્ત ભોજન મળતાં છતાં, ઉત્તમ સ્થળ, મનોહર શરીર,

તથા નવ યૌવનનો સમાગમ છતાં અને ચોમાસાનો કામોત્પાદક કાળ છતાં આ પ્રમાણે સઘળું વિરૂદ્ધ છતાં પણ જે મહા પુરૂષે કામદેવ ઉપર જીત મેળવી, તે સ્ત્રીને પ્રબોધ પમાડવામાં કુશળ એવા સ્થૂળભદ્રને નમસ્કાર થાઓ.

પછી વેશ્યાને ધર્મ લાભ કહીને સિંહગુફાવાસીમુની ગુરૂ પાસે આવ્યા. ત્યાં ગુરૂએ કહ્યું. "મહાનુભાગ. મ્હારા નિષેધ છતાં પણ તું ત્યાં ગયો; મેં કહ્યું હતું કે, સ્થૂળભદ્રે કર્યું તે કોઈ કરી શકશે નહીં. સ્થૂળભદ્ર સમાન કોઈ નથી." હે કામદેવ! આ સ્ત્રીઓ ત્હારાં મુખ્ય શસ્ત્ર છે. વળી વસંત, કોયલ, પંચમ રાગ અને ચંદ્ર પ્રમુખ ત્હારા મુખ્ય વીરો છે. હરિ, શિવ, બ્રહ્મા વિગેરે ત્હારા સેવકો છે, છતાં એ ખેદ યુક્ત છે કે તું આવા એક મુનિથી પણ આશા ભંગ થઇને હણાયો! વળી હે રતિપતિ મદન! આ સ્થૂળભદ્ર મુનિને, નંદિષેણ, રથનેમિ મુનીશ્વર અને આર્દ્ર કુમાર તુલ્ય ગણ્યા; પણ તેં ન જાણ્યું કે, એતો નેમિનાથ, જંબૂસ્વામિ અને સુદર્શન શેઠની પેઠે યોથા થઇને તને રણક્ષેત્ર ને વિષેજ હણશે. વળી સ્થૂળભદ્ર અને નેમિનાથ એ બન્નેને સરખાવીએ તો, અમે તો સ્થૂળભદ્રને જ ઉત્તમ વીર માની શું; કારણ કે, નેમિનાથે તો ગિરનાર પર્વત ઉપર ચઢીને મોહને જીત્યો, પણ સ્થૂળભદ્રેતો મોહના જ કિલ્લામાં પ્રવેશ કરીને તે મોહને જીત્યો. વળી અસ્થિર મનવાળા પુરૂષો જ સ્ત્રીના વિભ્રમોથી મોહ પામે છે, પણ સ્થૂળભદ્ર જેવા ધીર પુરૂષો એવા એવા સંકટને વિષે પણ મોહ પામતા નથી. જેમ કે, પાષાણ ચૂર્ણ થઈ શકે, લોહ અગ્નિને વિષે બળી શકે પરંતુ વૈડૂર્યમણિ અગ્નિથી તપતાં છતાં પણ વિકૃતિ પામતો નથી.

હવે નંદ રાજાએ કોશ્યા વેશ્યાના ચરિત્ર સ્વરૂપને જાણીને એક કુશળ સૂથારને તે વેશ્યા સોંપી. અર્થાત્ તે સૂથારને તે વેશ્યાને ઘેર મોકલ્યો. તે સૂથાર ત્યાં ગયો. ત્યાં વિષય રહિત એવી વેશ્યા, તે સુથારને પ્રતિબોધ પમાડવાને કહેવા લાગી. "સ્થૂળભદ્ર વિના બીજો કોઈ પુરૂષ ધર્મવાન કે કુશળ દેખાતો નથી." તે ઉપરથી સ્થૂળભદ્રની પ્રશંસાને નહિ સહન કરી શકવાથી, તે સૂથારે પોતાની કળા દેખાડવા માટે શય્યામાં બેઠાં બેઠાં જ એક તીરથી આંબાની એક લુંબને વીંધી. પછી અર્દ્ધ ચંદ્રાકાર બાણુંથી તે લુંબનેજ છેદીને મૂળ સહિત તે લુંબને લઇને વેશ્યાના હાથમાં આપી! એમ કરીને તેણે વેશ્યાને કહ્યું કે, જોયું મ્હારૂં વિજ્ઞાન ?"

એ ઉપરથી કોશ્યાએ તેનો મદ ઉતારવાને સર્ષવના ઢગલા ઉપર સોય મૂકી તે ઉપર પુષ્પ મુકીને તેના ઉપર નૃત્ય કરવા માંડ્યું; પરંતુ સર્ષવ, સોય કે, પુષ્પકિંચિત્ પણ હાલ્યાં નહી! વેશ્યાની કળાથી સંતુષ્ટ થઈ સૂથારે આદર સહિત કહ્યું. "તને હું શું કહું? હું ખરેખર ત્હારો દાસ છું." ત્યારે વેશ્યા બોલી. "મેં કર્યું એ કંઈ એકે કળા નથી, એતો પ્રાણીઓને પૂર્વના અભ્યાસથી જાતિ સિદ્ધ જ છે. કહ્યું કે–માછલાં પાણીમાં તરે છે, પક્ષીઓ આકાશમાં ઉડે છે, અને દેવતાઓ ત્રણ્યે જગતમાં ફરે છે. તે તેમને પ્રકૃતિથી જ સિદ્ધ છે. કંઈ આશ્ચર્ય યુક્ત નથી. માટે તેં જે લુંબ આણી, તે અભ્યાસને લીધેજ. મેં જે નૃત્ય કર્યું તે પણ અભ્યાસથીજ; માટે મેં અને તેં જે કર્યું એ કંઈ દુષ્કર નથી; પરંતુ ભોગથીજ ઉજ્વળ છે શરીર જેનું એવા અને ભોગમાં જ ઉછરેલા એવા સ્થૂળભદ્રે જે નહિ જાતિસિદ્ધ કે,

નહિ અભ્યાસિત એવું કર્યું તેજ દુષ્કર કહેવાય. તેજ આશ્ચર્ય કર્ત્તા કહેવાય કે, જે સ્થૂળભદ્રે કર્યું! મ્હારી સાથે બાર વર્ષ સુધી ભોગ ભોગવ્યા હતા, તેણે આવીને મ્હારી ચિત્ર શાળામાં રહીને છ રસનો આહાર લેતાં છતાં પણ અખંડ વ્રત પાળ્યું!" વળી વેશ્યા સૂથારને કહેવા લાગી. "એ પ્રમદા રૂપી વનમાં નહિ ગુંચવાતાં બ્હાર નીકળી આવ્યો, માટે એણેજ દુષ્કર કાર્ય કર્યું."

આવું આવું વેશ્યાએ કહ્યું, ત્યારે સૂથારે "સ્થૂળભદ્ર કોણ?" એમ પૂછવા ઉપરથી તેણીએ ઉત્તર આપ્યો. "શકટાળ મંત્રીનો પુત્ર." ત્યારે તો સૂથારે કહ્યું. "એવા પુરૂષનો તો હું દાસાનુદાસ છું." એમ કહીને વૈરાગ્ય પામવાથી ભૂપતિની રજા લઇને તેણે ગુરૂની પાસે દીક્ષા ગ્રહણ કરી.

હવે એકદા બાર વર્ષ સુધી દુકાળ પડ્યો, તે વખતે સાધુઓનો સંઘ સમુદ્ર વાટે શ્રી ગુરૂની પાસે આવ્યો. આવો વિ વિષમ સમય થવાથી સાધુઓ ક્ષુધાથી પીડાતા હોવાથી ભણતા ગણતા બંધ થયા. તેથી સૌ સિદ્ધાંતો વિસરી ગયા.

તે ઉપરથી પાટલી પુત્ર નગરમાં સંઘ મળ્યો. ત્યાં જેને જે જે સુત્ર આવડતાં હતાં તે તે એકઠાં કરીને અગીઆર અંગ પૂર્ણ કર્યાં. ત્યારપછી શ્રી સંઘે બારમા દૃષ્ટિવાદ અંગ માટે બે સાધુઓને શ્રી ભદ્રબાહુ સ્વામી પાસે મોકલ્યા. તેમને પ્રણામ કરીને સાધુઓએ કહ્યું. "તમને ગુરૂ મહારાજ પાટલી પુત્ર નગરમાં બોલાવે છે." ભદ્રબાહુ સ્વામી બોલ્યા. "હમણાં મેં મહાપ્રાણ નામનું ધ્યાન આરંભ્યું છે, માટે મ્હારાથી ત્યાં હમણાં આવી શકાશે નહીં." સાધુઓએ પાછા આવીને તે પ્રમાણે કહ્યું.

"તે ઉપરથી ગુરૂએ અને શ્રી સંઘે ફરીથી બે શિષ્યને ત્યાં મોક

લાવ્યા. તેમણે ભદ્રબાહુસ્વામીને પૂછ્યું "જે સંઘની આજ્ઞા પ્રમાણે ન વર્તે તેને શો દંડ કરવો!" શ્રીભદ્રબાહુ સ્વામીએ ઉત્તર આપ્યો તેને શ્રીસંઘની બહાર મૂકવો" ત્યારે શિષ્યોએ તેમને કહ્યું. "આ વચનથી તો તમેજ સંઘની બહાર થયા." ત્યારે ભદ્રબાહુ મુનિ બોલ્યા, "મ્હારે સંઘનો આદેશ પ્રમાણ છે. હમણાં હું એ મહાપ્રાણ ધ્યાનમાં છું, તેથી મ્હારે નવરાશ નથી તોપણ હું તે સાધુઓને સાત વાચનો દઇશ. એક વાચના ગોચરીએથી આવીને આપીશ, બીજી મધ્યાને આપીશ, ત્રીજી બહારની ભૂમિથી પાછા આવીને, ચોથી સંધ્યા સમયે અને ત્રણ વાચના પ્રતિક્રમણ વખતે આપીશ. એમ કરવાથી શ્રી સંઘનું તેમજ મ્હારૂં કાર્ય પણ થશે."

આ સાંભળી તેમને નમીને બન્ને સાધુ પાછા વળ્યા. આવીને સંઘને સર્વ વાત કહી. તેથી હર્ષ પામીને શ્રીસંઘે સ્થૂળભદ્ર પ્રમુખ પાંચસે સાધુને દ્રષ્ટિવાદ શીખવાને મોકલ્યા. તેઓ તો ત્યાં જઈ ભણતા ભણતા ઉદ્વેગ પામી થોડું થોડું શીખી સૌ સૌ પોતપોતાને સ્થાનકે જતા રહ્યા; ફક્ત સ્થૂળભદ્ર એકલા રહ્યા. ત્યારે સ્થૂળભદ્રને પણ મન ભંગ જોઇને ગુરૂએ પૂછ્યું. "કેમ ખેદ પામે છે?" ઉત્તર મળ્યો કે, "અલ્પ વાચના આપો છો-તેથી મને તૃપ્તિ થતી નથી." ગુરુએ કહ્યું. "ફિકર ન કર. મ્હારૂં ધ્યાન લગભગ પૂર્ણ થવા આવ્યું છે; માટે એ સમાપ્ત થશે કે, તુરત તને સંતોષ થશે ત્યાં સુધી પાઠ આપીશ." ધ્યાન પૂર્ણ થએ ગુરૂએ સ્થૂળભદ્રને વાચના આપવા માંડી. એટલે સ્થૂળભદ્ર બુદ્ધિવંત હોવાથી બે દશ શીખી ગયાં,

સમાગમ થયો. ગુરૂમહારાજે સ્ત્રીવર્ગને વાસ્તવીક શોભા આપનાર શિયળરૂપી શૃંગારનું વર્ણન કર્યું. શિયળરૂપી આભૂષણ વિના બીજા ગમે તેટલા આભૂષણો પહેર્યાં હોય તોપણ તે ભારભૂત છે માટે ઉત્તમ કુળવાન સ્ત્રીએ પરપુરૂષ સામી દૃષ્ટિ પણ કરવી નહીં, અને પોતાના ભર્ત્તાર સાથે પણ વિષય સુખના સંબંધમાં સંતોષવૃત્તિ ધારણ કરવી." આવા ઉત્તમ ઉપદેશથી તે વિજયાનું મન ધર્મ રંગવડે રંગીત થયું અને પાણીગ્રહણ કર્યા પછી શુક્લ પક્ષમાં નિરંતર શિયળ પાળવું એવો અભિગ્રહ ગુરૂ સમિપે ગૃહણ કર્યો.

અનુક્રમે બંને યુવાવસ્થાને પામ્યા અને દૈવયોગે તે બંનેનો જ વિવાહ થયો. પાણિગ્રહણ મહોત્સવ સમાપ્ત થયો એટલે પ્રથમ દિવસે વિજયા અનેક પ્રકારના શૃંગાર ધારણ કરી ઉત્કંઠા સહિત પોતાના ભર્ત્તાર સમિપે પોતાના આવાસ ભુવનમાં આવી. વિજયકુમાર પણ તેને જોઇને બહુ હર્ષિત થયો. પરંતુ તરતજ પૂર્વે લીધેલો નિયમ સાંભરી આવ્યો એટલે બે ઘડી આનંદકારક વાતો કરીને પછી વિજયાને કહ્યું કે "હે પ્રાણપ્રિયા! મારે કૃષ્ણપક્ષમાં શિયળ પાળવાનો નિયમ છે અને તેના દિવસ ત્રણજ બાકી રહેલા છે માટે હાલતો વિષયભોગની ઇચ્છા શમાવી દેવી. ત્રણ દિવસ પછી શુક્લપક્ષમાં આપણે સાંસારિક સુખ ભોગવશું.

વિજયા પોતાના સ્વામીના ઉપર પ્રમાણેના વચનો સાંભળ્યાં કે તરતજ ચિત્રવત્ સ્તબ્ધ થઈ ગઈ. એ પ્રમાણેની ખિન્નતા તેની આકૃતિ ઉપર જોઇને વિજયશેઠે પુછ્યું કે "હે પ્રિયા! આમ સ્તબ્ધ કેમ થઈ ગઈ? શું ત્રણ દિવસ તારે મન બહુ થઈ પડે છે અથવા કાંઈ બીજી ચિંતા ઉત્પન્ન થઈ છે?" વિજયા તરતજ પોતાની મનોવૃત્તિને શાંત કરી બોલી કે-"પ્રાણના

થ! જેમ આપે બાલ્યાવસ્થામાં કૃષ્ણપક્ષનો નિયમ ગ્રહણ કર્યો છે તેજ પ્રમાણે મેં પણ બાલ્યાવસ્થામાં શુકલપક્ષમાં શિયળ પાળવાનો નિયમ લીધેલો છે. માટે હવે જે બન્યું તે ઠીકજ બન્યું છે તેમાં કાંઈ પરિતાપ કરવા જેવું નથી. આજથી હું તો બંને પક્ષમાં શિયળ પાળીશ અને તમે ખુશીથી બીજી સ્ત્રીનું પાણિગ્રહણ કરો અને કૃષ્ણપક્ષે શિયળ પાળી શુકલપક્ષે સાંસારિક સુખ ભોગવો. મારા તરફનો આપે કાંઈ પણ અસંતોષ રાખવો નહીં. મારી મનોવૃત્તિ અત્યારથીજ શાંત થઈ ગયેલી છે. આપ બીજી સ્ત્રી સાથે પાણિગ્રહણ કરશો તેને હું બહેન તુલ્ય ગણીશ અને તેનું સુખ જોઈ હું અંતઃકરણમાં રાજી રહીશ. કિંચિત્ પણ તેના પ્રત્યે શોક્યપણું ગણીશ નહીં. કેમકે તમને જે પ્રકારે સુખ થાય તે પ્રકારેજ વર્ત્તવાને હું તનમનથી બંધાયેલી છું.”

વિજયાનો આવો ઉત્તર સાંભળીને વિજયશેઠનું મન પણ વિષયવૃત્તિ રહીત શાંત થઈ ગયું, અને આનંદ યુક્ત આકૃતિએ બોલ્યા કે “હે સુંદરી! તારો આવો વિવેક ભરેલો ઉત્તર સાંભળી હું ખુશી થયો છું. તારી ધાર્મિક લાગણીને માટે હું તારી જેટલી પ્રશંસા કરૂં તેટલી ઓછી છે. પ્રાયે સ્ત્રી જાતિની વિષય બુદ્ધિ પુરૂષ કરતાં વિશેષ હોય છે છતાં જ્યારે તારી વિષયવૃત્તિ શાંત પામી જાય છે ત્યારે પછી કાળકૂટ વિષ જેવા વિષયસુખના ઉપભોગથી મારે પણ શું પ્રયોજન છે? પૂર્વના ભાગ્યોદયવડે અકસ્માત્ શિયળ પાળવાની અનુકૂળતા પ્રાપ્ત થઈ ગઈ છે તો એવા પરભવમાં દુઃખને આપનારા અને દુર્ગતિમાં લઈ જનારા વિષય સુખના સેવનથી સર્યું. તારી પેઠે હું પણ બંને પક્ષમાં શિયળ પાળીશ અને વ્રતને દૂષણ લાગવા નહીં દઊં. તે બીજી સ્ત્રી પ

રણવાની મને સલાહ આપી પણ એમ કરવા મારી ઇચ્છા નથી. માટે માતાપિતાથી ગુપ્ત રીતે શિયળ પાળીને ભાવયતિપણે સંસારમાંજ રહીશું. એમ કરતાં કોઈ પ્રકારે પણ માતાપિતા જાણી જશે તો પછી સંસાર છોડી દઇને ચારિત્ર અંગીકાર કરીશું.

આ પ્રમાણેનો નિર્ણય કરીને બંને એક શય્યામાં શયન કરવા છતાં પણ ત્રિકરણ શુદ્ધે ખડગધારા તુલ્ય શિયળ પાળવા લાગ્યા. કોઈ પ્રકારનું દૂષણ લાગવા દેતાં નહીં અને દિનપરદિન વિશેષ ઉજવળ પ્રણામ વાળા થતા હતા. 'પુણ્યવાન મનુષ્યની બલીહારી છે; જેની મનોવૃત્તિમાંથી વિષય વાસના ઉઠી જાય છે તેને શિયળનું પ્રતિપાલન મુશ્કેલ નથી પરંતુ આવી રીતનો નિરંતરનો સહવાસ છતાં દિનપરદિન શુદ્ધ મનોવૃત્તિ રહેવી અને તેપણ વધતી જવી તે આશ્ચર્યકારક છે.

એવા અવસરમાં વિમળ નામના કેવળી ચંપાનગરીના ઉદ્યાનમાં સમોસર્યા. દેવતાએ કમળની રચના કરી. નગરમાંથી જિનદાસ વિગેરે શ્રાવકો વાંદવા માટે આવ્યા. કેવળી ભગવંતે ઉપશમસાર-શિળ પ્રધાન દેશના આપી; શ્રાવકધર્મને સાધુધર્મ એમ બે પ્રકારનો ધર્મ ઉપદેશ્યો; જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ રત્ન ત્રયીનું સ્વરૂપ કહ્યું તથા જીવના અનાદિ કાળના મૂળ સ્વભાવ તરીકે તેને ઓળખાવ્યા; તેને લાગેલા આવરણો દૂર કરવાના રસ્તા બતાવ્યા; દાન, શિળ, તપ, ભાવરૂપ ચાર પ્રકારના ધર્મનું સમગ્ર સ્વરૂપ પ્રદર્શિત કર્યું અને તેમાં દાન ધર્મનું સ્વરૂપ પ્રકાશિત કરતાં સુપાત્ર દાનને મોક્ષ શુખનું પ્રબળ કારણ ભૂત બતાવ્યું; સુપાત્ર તરીકે તીર્થંકર, ગણધર, આચાર્ય, ઉપાધ્યાય અને પાંચ મહાવ્રતને પાળવામાં અહોનિશ તત્પર એવા મુનિ મહારા

જને મુખ્ય જણાવ્યા. આ પ્રમાણેના ઉપદેશને અંતે જિનદાસ શ્રાવકે ઉભા થઈ વિનંતિ કરી કે "હે ભગવંત! આપના ઉપદેશથી મને સુપાત્ર દાન દેવાની અત્યંત ઉત્કંઠા થઈ છે માટે ચોરાશી હજાર મુનિઓ મારા ઘરનો આહાર ગ્રહણ કરે તો મારો મનોરથ સફળ થાય માટે તેવો માર્ગ બતાવવા કૃપા કરો." કેવળી બોલ્યા "હે જિનદાસ! તું કહે છે એ વાત બનવી તદન અસંભવીત છે કારણ કે એટલા બધા મુનિનો એકત્ર યોગ ક્યાંથી થાય? અને કદી એમ બનેતો એટલા બધા મુનિરાજને નિર્દોષ-શુદ્ધમાન-તેમને અર્થે નિપજાવેલો નહોય તેવો આધાકર્મી વિગેરે દોષ રહીત આહાર ક્યાંથી મળે? માટે તારો મનોરથ એ રીતે સફળ થાય તેમ નથી પણ ૮૪૦૦૦ મુનિરાજને આહારપાણી વહોરાવતાં જેટલા ફળની પ્રાપ્તિ થાય તેટલા ફળને પ્રાપ્ત કરવાનો બીજો રસ્તો છે." જિનદાસ બોલ્યો કે-"ભગવાન! કૃપાકરીને તે માર્ગ બતાવો." કેવળી બોલ્યા કે-વચ્છ દેશમાં વિજય શેઠ અને વિજયા નામે તેમની સ્ત્રી છે. તે બંને અખંડ શિયળના પાળનારા ભાવયતિ પણને સંસારમાં રહેલાં છે તેમને જમાડવાથી તને તેટલા ફળની પ્રાપ્તી થશે." એક શ્રાવક શ્રાવિકાને જમાડવાથી ૮૪૦૦૦ મુનિરાજને ભાતપાણી આપવા જેટલા ફળની આશ્ચર્યકારક વાત કેવળીના મુખેથી સાંભળીને શંકા રહીતપણે 'તેનુ કારણ શું?' એમ કેવળી પ્રત્યે વિનય પૂર્વક તેણે પૃચ્છા કરી. કેવળી બોલ્યા કે-તેઓમાંના એકેકને જુદા જુદા પક્ષમાં શિયળ પાળવાનો નિયમ હતો. પાણિગ્રહણ થયા પછી તે વાતની પરસ્પર ખબર પડતાં બંને જણાએ બંને પક્ષમાં નિરંતર શિયળ પાળવાનો નિર્ણય કર્યો અને તેઓ એવું ઉત્કૃષ્ટ શિયળ પાળે છે

તેમજ એમના અધ્યવસાય એવા ઉજ્વળ છે કે તેને જમાડવાથી ૮૪૦૦૦ મુનિરાજને દાન દીધા જેટલા ફળની પ્રાપ્તિ થાય તેમ છે જિનદાસે તે વાત સ્વીકારી. કેવળી અન્યત્ર વિહાર કરી ગયા. જિનદાસ શ્રાવક તરતજ વચ્છ દેશે આવ્યા અને વિજયશેઠના માતા પિતાને મળી વિજયશેઠને સ્ત્રી સહીત પોતાને ત્યાં જમવા આવવાનું આગ્રહ પૂર્વક આમંત્રણ કર્યું. માતાપિતાને આવા અજાણ્યા માણસથી એ વાતનો અતિ આગ્રહ થતો જોઈ આશ્ચર્ય થયું તેથી તેનું કારણ પુછયું. જિનદાસે કેવળી ભગવંતે કહેલો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. માતાપિતા આશ્ચર્ય પામ્યા અને જમવાનું સ્વીકાર્યું. જિનદાસ હર્ષિત થયો, અને અનેક પ્રકારની રસવતીવડે બંનેને અત્યંત ભકિતપુર્વક જમાડી ઉત્કૃષ્ટ સુપાત્રદાનનું ફળ મેળવ્યું.

વિજયશેઠ અને વિજયારાણીને જિનદાસના આવવાના કારણની અને પોતાના શિયળ સંબંધી પોતાના માતાપિતાને જાણ થયાની ખબર પડી એટલે આગ્રહ પુર્વક માતાપિતાની આજ્ઞા લઇને બન્ને જણાએ કેવળી ભગવંતની પાસે ચારિત્ર અંગિકાર કર્યું.

ઉજ્વળ ભાવે નિરતિચાર ચારિત્ર પાળી આઠે કર્મોને ખપાવ્યાં. પ્રથમ ચાર ઘાતિકર્મને ખપાવી, કેવળજ્ઞાન પામી, અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ પમાડી મોક્ષ માર્ગના પંથી કર્યા અને આયુષ્યને અંતે બાકીના ચાર અઘાતિ કર્મોને ખપાવી મોક્ષ સુખ પામ્યાં.

આ પ્રમાણેનો શિયળનો મહામહિમા જાણી દરેક ભવ્ય જીવોએ શિળ ધર્મ પાળવામાં ઉદ્યમી થવું. પાંચે ઇંદ્રીઓના વિષયોને ખરેખરા વિષ તુલ્ય સમજીને તેનાથી દૂર રહેવું. શિળ પાળવાથી આભવમાં પણ અનેક કષ્ટો નાશ પામે છે, દેવ સાંનિધ્ય કરે છે. સ્થાને સ્થાને કીર્તિ વિસ્તરે છે, અને મનોવૃત્તિ ઉજવળ થતી જાયછે પરભવે દેવ ભુવનનાં સુખ અને યાવત મોક્ષ સુખ પ્રાપ્ત થાય છે.

---

# ॥ ब्रह्मचर्य व्रत.

## खंड ९ जो.

---

## ॥ अथ श्री जदेरत्नजी कृत नववाडोनी सझायो १० लिख्यते ॥ ढाल १ ली ॥

॥ दुहो ॥ श्रीगुरुने चरणे नमी, समरी सारद माय, नव विध शीलनी वाडनो, उत्तम कहुं उपाय ॥१॥ पहिलोने पासो होजी, ए देशी ॥ पहेली ने वाड हो जी वीर जिनवरे कह्यो, सेवो हो सेवो वसती विच्यारीने जी; स्त्री पशु पंडग हो जी वासे वसे जीहां, तिहां न रेहेवुं शीलव्रतधारीने जी ॥२॥ जीम तरु डाळे हो जी, वसतो वानरो, मनमां बिहे रखे भुंई पडुंजी, मांजार देखि हो जी पंजर मांहेथी, पोपट चित्ते रखे डाटे चडुं जी ॥३॥ जिम सिहलंकि हो जी, सुंदरी शिर धरी, जलनुं बेडुं युगतिस्युं जालवे जी, तिम मुनि मनने हो जी राखे गोपवी, नारीने निरखी चित्त नवि चाळवे जी ॥४॥ जीहां होवे वासो हो जी सेहजे मांजारनो, जोखम लागे तिहां सुपकनी जातिनें जी, तिम ब्रह्मच्यारी हो जी, नारीनी संगते, हारे हो हारे शीयल सुजातने जी ॥५॥ कळश ॥ वाड विघटे विषय प्रगटे, शंका कंखा नीपजे, तीव्र कांमे धातु बीगडे, रोग बहु

વિધ ઉપજે, મનમાંહિં વિષય વ્યાપે, મન વિષયશું રહે મીલી ઉદયરત્ન કહે તે કારણે, નવ વાડ રાખો નિરમળી ॥૧॥

॥ ઢાળ ૨ ॥ વૈદર્ભ દેશ કુંડલપૂર નગરી સુરપતિ એ દેશી

સુરપતિ સેવિત ત્રિભુવન ધણી, અજ્ઞાન તિમિરહર દિન મણી, શીલ રતન યતનાને તંતે, ભાષી વાડ બીજી ભગવંતે ॥૧॥ ભગવંત ભાષી સંઘ સાખી શીયલ સુરતરુ રાખવા, મુક્તિ મહાફળ હેતુ અદભૂત, ચારિત્રનો રસ ચાખવા ॥૨॥ મીઠે વચને માન- નીસ્યું, કથા ન કરે કાંમની, વાડ વિધસ્યું જેહ પાળે, બલીહારી તસ નામની ॥૩॥ વાત વ્રતને ઘાતકારી પવન જીમ તરુપાતને, વાત કરતાં વિષય જાગે, તે માટે તજો તમે વાતને॥૪॥ લીંબુ દેખી દૂરથી જીમ, ખટાસે ડાઢો ગળે, ગગન ગરજારવ સુણીને હડકવા જીમ ઉછલે ॥૫॥ તિમ બ્રહ્મચારીનાં ચિત્ત વિણસે, વચણ સુંદ- રીનાં સુણી, કથા તજો તિણ કારણે, ઇમ પ્રકાશે ત્રિભુવન ધણી ॥૬॥

॥ ઢાલ ૩ ॥ તટ યમુનાનોરે અતિ રળીયામણો રે એ દેશી ।

ત્રીજીને વાડે રે ત્રિભુવન રાજીઓરે, ઇણી પરે દીયે ઉપદેશ, આસન છંડોરે સાધૂજી નારીનો રે, મુહુરત લગે સુવિશેષ ॥૧॥ હું બલીહારી રે જાઉં તેહને રે, ધન્ય ધન્ય તેહની હો માત, શીયલ સુરંગીરે રંગાણી રાગસ્યુંરે, જેહની સાતે હો ધાત ॥હું૦ ॥ ૨ ॥ શયનાસને રે પાટ્ય ને પાટલેરે, જિહાં જિહાં બેસે હો નારિ, બે ઘડી લગેરે તિહાં બેસે નહી રે, શીલવ્રત રાખણ હાર ॥ હું૦ ૩॥ કોહળાકેરી રે ગંધ સંયોગથી રે, જીમ જાયે કણ- કની વાક, તીમ અબળાનું રે આસન સેવતાં રે, વિણસે શિયલ સુપાક ॥ હું૦ ૪ ॥

## ॥ ઢાળ ૪ ॥ हुं वारी रंग ढोलणां ए देशी ॥

ચોથીને વાડ તમે ચેતજો હો રાજિ, યેંણી પરે ભાખે શ્રીજિનભૂપ રે સંવેગી સુધા સાધુજી, નયનકમલ વિકાસિને હો રાજ, રખે નિરખો રમણીનું રૂપરે ॥ સં૦ ૧ ॥ રૂપ જોતાં રઠ લાગશે હો રાજ, હેલા ઉલસશે અનંગ રે; સં૦ મનમાંહિ જાગશે મોહની હો રાજ, ત્યારે હોશ્યે વ્રતનો ભંગરે ॥ સં૦ ૨ ॥ દિનકર સાહમું દેખતાં હો રાજ, જગમાં નયણે ઘટે જીમ તેજરે; સં૦ તિમ તરુણીતન પેખતાં હો રાજ, હિણું થાયે શિયલ સુહેજ રે ॥ સં૦ ૩ ॥

## ॥ ઢાળ ૫ ॥ थांपर वारी माहरा साहिबा ए देशी ॥

પાંચમી વાડ પરમેશ્વરે, વખાંણી જી વારૂ, સાંભળજો શ્રોતા તુમે, ધરમી વ્રતધારૂ ॥૧॥ કુડ્યંતર વર કામિની, રમે જિહાં રાગે; સ્વર કંકણાદિકનો સુણી, જીહાં મનમથ જાગે ॥ ૨ ॥ તિહાં વસવું બ્રહ્મચારિનેં, ન કહ્યું વીતરાગે, વાડ ભાંગે શીલરત્નની, જીહાં લંછન લાગે ॥ ૩ ॥ અગની પાસે જિમ ઓગળે, ભાજન માંહિ ધરીયાં, લાખ મીણ જાયેં ગલી, નવિ રહે રસ ભરિયાં. ॥૪॥ તિમ હાવ ભાવ નારી તણાં, વળી હાંસુ નેં રૂદન, સાંભળતાં શિયલ વિધરે, મન વેધે મદન. ॥ ૫ ॥

## ॥ ઢાળ ૬ ॥ सहियां म्हारां नयणां समारो ए देशी ॥

છઠ્ઠીને વાડે છેલ છબીલા, ગુણરત્ને ગાઢા ભર્યાજી, સિદ્ધારથ કુલે નગીનો, વીર જિણંદ ઇમ ઉચરે જી ॥ ૧ ॥ અવ્રતીપણે તેં જે આગે, કાંમ ક્રીડા બહુ વિધ કરીજી, વ્રત લેઇને વિલસિત પહિલાં, રખે સંભારો દિલ ધરીજી ॥ ૨ ॥ અમિ ભાર્યાં ઉપર

પૂળો, મેલ્હે જીમ જવાલા વમી જી, વરસ દિવસેં જિમ વિષધરનું, શંકાયેં વિષ સંક્રમે જી ॥૩॥ વિષયસુખ વિલસિત પહિલાં, તીમ શીલવંત સંભારતો જી, વ્યાકુળ થઈ ને શીલ વિરાધે, પછે થાયેં ઓરતો જી ॥ ૪ ॥

## ॥ ઢાળ ૭ ॥ गढ बुंदीरा वाल्हा ए देशी ॥

સાતમી વાડે વીર પયંપે, સુણો સંયમના રાગી હો, શીયલ રથનાં હો ધોરી, સુધા સાધુ વૈરાગી, મુઝ આણાકારી ને બ્રહ્મ ચારી, વિષયરસના ત્યાગી હો. શી૦ ॥૧॥ સરસ આહાર તજ જો જી સહેજે, વિગય થોડી વાવરજ્યો હો; શી૦ માદક આહારે મનમથ કોપે, તેજાંનો પરિહરજ્યો હો. શી૦ ॥ ૨ ॥ સન્નિપાતે જીમ ધૃત જોગે, અધિક કરે ઉલાલા હો; શી૦ પાંચે ઇંદ્રિય તિમ રસ પોખ્યાં, ચારિત્રમાં કરે ચાળા હો. શી૦ ॥ ૩ ॥

## ॥ ઢાળ ૮ ॥ देशी मारुनी ॥

ત્રિશલા સુત હો, ત્રીગડે બેસી એમ, આઠમી વાડ વખાં ણી શીલની જી; અતિમાત્રા હો આહાર તજો અણગાર, લાલચ રાખો જો સંયમ શીલની ॥ ૧ ॥ અતિ આહારે હો, આવે ઉંઘ અપાર, સુપનમાંહિં થાયેં શીલ વિરાધના, વળી તિણેં થાયેં હો મદવંતી દેહ, સંયમની નવિ થાયેં આરાધનારે. ॥૨॥ જિમ શેરના માપાં માંહે હો દોઢ શેર, ઓરિને ઉપર દિજે ઢાંકણું જી, ભાંજે તાલડી હો ખિચડી ખેરુ થાયેં, તિમ અતિમાત્રાયેં વ્રત બિગડે ઘણું ॥ ૩ ॥

## ॥ ઢાળ ૯ ॥ कायत केशवा रे ए देशी ॥

નવમી વાડે નિવારજ્યો રે, સાધૂજી શિણગાર. શરિર શો-

ભાવ્યું શોભે નહિ રે, અવનિ તલે અણગાર ॥૧॥ ઇમ ઉપદેશે વીરજી રે, મુનિવર ધરજ્યો મન; શિખામણ માહરી રે, કરજ્યો શીલ જતન ॥ ૨॥ સ્નાંન વિલેપન વાસના રે, ઉત્તમ વસ્ત્ર અપાર, તેલ તંબોલ આદેં તજો રે, ઉદભટ વેષ સફાર.॥૩॥ ધોઇને ધરણી ધયેંારે, જિમ રત્ન હાર્યો કુંભાર, તિમ શીલરત્નનેં હારશ્યો રે, જો કરશ્યો શણગાર ॥ ૪ ॥

## ॥ ढाळ १० देशी चटीयाणीनी ॥

એકલી નારી સાથે મારગે જાતાં હો, વળી વાત ન કીજીયેં, એક સેહેજે નર દોય, શીલવંત ન સુવું હો, વળી સહેજે ગાલ ના દિજીયેં ॥૧॥ ન સૂવારે નિજ પાસ, સાઠા છ વરસની હો, કાંઈ પુત્રીને પણ સેહેજમાં, સાત વરસ ઉપરાંત, સૂતનેં પણ ન સૂવારે હો, શીલવંતી તિમ સેહેજમાં ॥ ૨ ॥ સ્ત્રીસંગે નવ લાખ પ્રાંણી હણાયેં હો, ભગવંતે ભાખ્યું ઇસ્યું, અસંખ્યાતા પણ જીવ, સમૂંછિમ પંચેંદ્રી હો હણાયેં ઘણું કહિયેં કિસ્યું ॥ ૩ ॥ ઇમ જાંણી નર નારી, શીલની સદહણા હો, શુદ્ધી મનમાં ધારજ્યો. લહિ દુર્ગતીનું મૂળ, અબ્રહ્મ સેવામાં હો, જાતાં મનને વારજ્યો॥૪॥ તપગચ્છ ગયણ દિણંદ વંછિત ફળ દાતા હો, શ્રી હીર રત્ન સૂરીશ્વરૂ, પાંમી તાસ પસાય, વાડિ વખાણી હો, શીલની એહ મનોહરૂ॥૫॥ખંભાતે રહિ ચૌમાસ, સત્તરસેં ત્રેસઠ હો, શ્રાવણ વદી બીજ બુદ્ધે ભણી, ઉદયરત્ન કહે કર જોડ, શીયલ જે પાળે હો, તેહને જાઊં ભાંમણે ॥૬॥ ઇતિ નવ વાડ સજ્ઝાય. ॥

## ॥ अथ श्री मेरुविजयजी कृत नव वाडोनी सज्झायो.॥

રાગ આસાઉરી ॥ નમો રે નમો શ્રી સેત્રુંજ ગિરિવર એ

દેશી ॥ સારદ માત મયા મુજ કીજે, દિજે અવિરલ વાણીરે, નવ વિધિ વાડ કહું સંખેપે, ગુણ મણિ રયણાંની ખાંણી રે ॥૧॥ પહેલી વાડ વસતિની જાણો, ભાખે શ્રી જિન વીરરે, શીલ યતન કરવાને કાજે, તે સુંણજો સહુ ધીર રે. ૫૦ ॥૨॥ જે વસતે નારીજન હોયેં, પશુ અને વળી પંડ રે, તેહ ઘરે રહેતાં બ્રહ્મચારીનું, ન રહે શીલ અખંડરે. ૫૦॥૩॥ જિમ માંજાર થકી મુષક વળી, સીંહથકી શીયાલરે, જિમ વળી ફાળ દેખતાં વાંનર, બીહે તિમ વ્રતપાળરે, ૫૦ ॥૪॥ ચોથાવ્રતનો જો પખ વંછે, તો નારી ન ધરજે સત્નરે, પહેલાં મોહ લગાડી આપણો, હરસ્યે શીલ રતન્ન રે. ૫૦ ॥ ૫ ॥

## ॥ ढाळ २ राग गोडी ॥

બીજી વાડ કથા તણી, તે સુણજો નર નાર, સ્ત્રીસ્યું વિકથ જે કરે, તે નર સાર ગમાર રે ॥ ૬ ॥ શીલ સુ પાલિયેં, શીલે શિવ સુખ હોય રે, પાપ પખાલિયે. એ ટેક. વાત વિવિધ પરે કેળવી, મ કરો નારીસ્યૂં જાણ, સરાગ વચન નવિ બોલિયેં, વાડ તણી હોય હાંણરે, શી૦ ॥ ૭ ॥ નાલિકેર ચોખો મિલે, ચોખો સંચલ ખાર, સંચલ વિણસે નીરથી, તિમ વિણસે બ્રહ્મચારો રે. શી૦ ॥૮॥ શ્વાન હડકવા પાવસે, કુપથ્યેં રોગ વિકાર, પ્રગટે તિમ સ્ત્રી વાતથી, ભાવે વાડ વિચારો રે. શી૦ ॥ ૯ ॥

## ॥ ढाळ ३ ॥ राग रांमगिरि ॥

ત્રીજી વાડ હવે સાંભળો, આસનની કહું તેહ રે, જે આસન બેઠી કાંમની, નવિ બેસે સુનિ જેહ રે, શીલવંત છાંડે છેહરે. ત્રી૦ ॥૧૦॥ જિમ કોઈ નિરધન વાંણીઓ, રળે ખપે દિ

શક્તિ રે, રૂઓ માત્ર તે નવિ લહે, ધન કંચન કેહીં વાત રે, ઇમ જોગવે નિજ જાતિ રે શ્રી૦ ॥૧૧॥ પરવ દિવસ કોઈ આવીઓ, કરે સહુ જન પકવાનરે, તે નિરધનનાં બાળક રૂએ, આપણ કીએ પકવાન રે, કિહાંથી કાઢે તે ધાન રે. શ્રી૦॥૧૨॥ બાળકના આગ્રહ થકી, લાવે ગોધૂમ ધાન રે, પડસુલી કરી તેહની, લાવે શાક અસાનરે, કોહલા કેરું તે માનરે, શ્રી૦ ॥ ૧૩ ॥ કોહોલું શાક તે કેળવી, મૂક્યું કણકને પાસિરે, વાક ગયો સવિ તેહનો, તે રહિયો વદન વિકાસિરે. શ્રી૦ ॥૧૪ ॥ તીમ સ્ત્રી આસન બેસતાં, વાડ શીથલ તસ જાણરે, ઘટિકા દોય છાંડે તેહની, સ્ત્રી ત્રણ પોહોર પ્રમાણ રે, તજે પુરૂષાસન ઠાણ રે, ભાષે ત્રિભુવન ભાણ રે, મેરૂ કરે ગુણ ગાન રે. શ્રી૦ ॥ ૧૫ ॥

॥ ढाळ ४ जलेरे पधार्या तुमे साधुजी रे ए देशी ॥

નારી અંગ ન જોઇએ રે, લાગે બહુલો રાગરે ॥ શીલવંતની વાડનો રે, તિહાંથી થાયે ત્યાગ રે ॥ ૧૬ ॥ વીર જિણેશર ઇમ કહે રે, તુંમ રાગદ્રષ્ટી નિવારી રે, શ્રી જિન પ્રવચન જોઈને રે, સુપુરુષ આતમ તાર રે, નારી૦ ॥ ૧૭ ॥ જિમ કોઈ અંધ પુરુષ હતો રે, મિલિયો વૈદ સુજાણ રે, તે કહે ઓષધ તુઝ કરૂં રે, જો માંને માહરી આંણ રે, ના૦ ॥ ૧૮ ॥ ઓષધ જોગ સાજો કર્યો રે, તું સુરજ સામું ન જોય રે, તે કેતે દિન વિસર્યું રે, રવિ જોઈ અંધ તે હોયેં રે, ના૦ ॥ ૧૯ ॥ તેહ પરે વ્રતધારકો રે, નવિ જુવે સ્ત્રીનાં અંગ રે ભાજે વાડ ચોથી ખરીરે, હવે પંચમી સુણજો સુરંગ રે. ના૦ ॥ ૨૦ ॥

## ढाळ ॥ ५ ॥ राग मेवाडो.

છબડા તું મ કરે રે નિંદા પારકી ॥ એ દેશી ॥ સુણિ

જાય, નાંખ્યું કુપમાંહે જઈ, કરે ઓરતો રે દૂખ સબલું થાય કે પા૦॥ ૩૬ ॥ સમળી સરીખી કાંમિની, રયણ સરિખું શીલ, બ્રહ્મચારી જો સાચવેં, તો ઇહ ભવ રે, તસ પરભવ લીલ કે પા૦ ॥ ૩૭ ॥ શ્રી અકબ્બરપુરમાંહે રહી, કીધી એહ સઝાય, સંવત સતર કર શ્રાવણ માસે, વ્રત પાળતાંરે દૂખ દૂરિ પલાયકે ॥ પા૦ ૩૮ ॥ શ્રીદેવવિજય પંડિત વરૂ, શ્રીજયવિજય બુદ્ધરાય, તસ શિસ મેરુવિજય કહે, વ્રત પાળતાંરે, નવ નિધિ ઘરિ થાય કે ॥ પાલોરે. ૩૯ ॥

## ॥ અથ શ્રીભાવરત્નજી કૃત નવ વાડનો સઝાય ॥

નવ વાડિ મુનિસર મન ધરો, જે સંજમનું છે સારોરે; વરધમાન જિનેશર ઇમ ભણે, સહુ સાંભળો પરખદા બારો રે ન૦ ॥ ૧ ॥ નારિની વસતિયે નવિ રહે, રેહેતાં તો વાડ લોપાયેં રે; જિમ બિલાડી ઘર પ્રાહુણો, હંસ ચતુર કહો કિમ થાયેંરે, ન૦ ॥ ૨ ॥ જે કુલ બળ રૂપ નારી તણો, ન વખાંણે બ્રહ્મચારી રે; તેની વાડ બીજી તાજી રહે, કાસ ન કરે તિહાં અસવારી રે ॥ ન૦ ॥ ૩ ॥ નારીને બેસણ નવિ બેસે, જે શીલ રયણના ધોરી ; જિમ આહેડિયેં પાસો રચ્યો, મૃગ છંડે તો સુખ સારી રે. ન૦ ॥ ૪ ॥ એહનું મુખ રૂડું કુચ કલસલા, એહની આંખ ભલી અણિઆલી રે; એંમ નીરખેં અંગ જે નારિનો, તેહની ચોથી વાડ ઉલાલી રે, ન૦ ॥ ૫ ॥ ભીંત અંતર નવિ રહે, જિહાં નારી શબ્દ સાંભળીયેં રે; જિમ પારદ પ્રથવીમાંહિ રહે, સ્ત્રી શબ્દ ઉધાન વાઇરે. ન૦ ॥ ૬ ॥ પુરવેં ભોગ જે ભોગવ્યા, વ્રત લીધા પછે ન સંભારે રે; જિમ વરસે અહિવિષ વિસ્તરે, તે તો શીલની વાડ સંહારે રે. ન૦ ॥ ૭ ॥ સરસ આહારના

લાલપી, થઇ સરસ આહારને ઝારે રે, તેહની વાડ નિશ્ચે રહે નહીં, શું થુલભદ્ર ઉપનય તારે રે. ન૦ ॥ ૮ ॥ ઉણોદરી વરત નવિ આદરે, અણભાવતું ખાયે અગલંચે રે, આહાર લેવા સમે નવિ ઓલખે, તેહની વાડયો સ્યૂં રહે સંચ રે ન૦ ॥૯॥ નખ કેપ વેષ શોભા સરે, તન મલ ફેડ શુભ રુપે રે; તેહનો શીલ રયણ સમ ભી પરે, ઝડપી લેઇ નાખે તે કુપરે ન૦ ॥૧૦॥ નવ વાડિ રુડિ પરે સાચવે, ધન શીલ તણું જગ જેહો રે, શ્રી મેહમાપ્રભુસુરિશના, ભાવ તે સાધુશું નેહો રે ન૦ ॥ ૧૧ ॥ ઇતિ નવ વાડ સઝાય ॥

## ॥ અથ શ્રી શીયલની નવવાડો પ્રારંભઃ ॥

॥ દોહા. ॥

શ્રી સરસતી સમરું સદા, પભણું તસુ સુપસાય ॥ સુવચન આપો શારદા, મહેર કરી મુજ માય ॥ ૧ ॥ વાણી વીર જિણંદની, સાંભળી શાસ્ત્ર મોઝાર ॥ વાડ શીયળની નવ કહું, સુણજો સહુ નર નાર ॥ ૨ ॥ સીંચો અંબ અંગ શીળનો, સમતા રસ ભરી નીર ॥ સાચવજો યતને કરી, ધરી દ્રઢતા મન ધીર ॥ ૩ ॥ જાળવજો યતને કરી, નવે વાડો ધરી નેહ ॥ ઉત્તમ ફળ શીળ અંબ તણાં, વાડ વિગત સુણો તેહ ॥ ૪ ॥ પ્રથમ સ્ત્રી સંગ ન કીજીયે, બીજે ન કરવી વાત ॥ ત્રીજે આસન સ્ત્રી તણે, બેસવું બે ઘડી જાત ॥ ૫ ॥ ચોથે રૂપ ન નિરખવું, ન કરે નારીશું નેહ ॥ પાંચમે ભીંત્યંતર ત્રિયા, મુનિ ન રહે તસ ગેહ ॥ ૬ ॥ છઠે સુખ સંસારનાં, વળી વિલસ્યાં હોય જેહ ॥ સિદ્ધારથ સુત એમ કહે, મુનિ ન સંભારે તેહ ॥ ૭ ॥ સાતમે સરસ આહારની, લાલચ ન કરે લગાર ॥ આઠમી વાડમાં એમ

કહ્યું, અધિક ન કરવો આહાર ॥ ૮ ॥ નવમે વિલેપન નવિ કરે, ન કરે વળી શણગાર ॥ નવ વાડો એમ અનુસરે, સૂધા સાધુ અણગાર ॥ પાઠાંતર, ત્રિકરણ શુદ્ધ આરાધતાં, પામે ભવનો પાર॥૯॥

## ॥ ઢાળ ૧ લી. ॥

( કપૂર હોય અતિ ઊજળો રે ॥ એ દેશી. )

વાડ પહેલી જિનવર કહી જી, સિદ્ધારથ સુત ચંદ ॥ વીર જિણંદ એમ ઉચ્ચરે જી, ત્રિશલા દેવીનો નંદ ॥ સાધુ જી, ન કરો નારીનો સંગ ॥ ૧ ॥ સંગ થકી વ્રત ભંગ ॥ સાધુજી ॥ ન કરો૦ ॥ એ આંકણી ॥ સ્ત્રી પશુ વાસો વસે જી, પંડગ પણ જેહ વાસ ॥ તિહાં વસતાં બ્રહ્મચારીને જી, શીયળ તણો હોય નાશ ॥ સાધુ જી૦ ॥ ૨ ॥ અગ્નિ આગળ દારૂ રહે જી, ઊડે ઓચિંતો જેહ ॥ એમ મુનિ માનની આગળે જી, થિર નહી શીયળથી નેહ ॥ સાધુ૦ ॥ ૩ ॥ મંજારી મુખ આગળે જી, ઊંદરને શી આશ ॥ તેમ સ્ત્રી મુખ આગળે જી, પડે તે પ્રેમને પાસ ॥ સાધુ૦ ॥ ૪ ॥ પોપટ બીહે પાંજરે જી, દૂરથી દેખી મંજાર ॥ તેમ મુનિ બીહે માનની થકી જી, દુર્ગતીની દાતાર ॥ સાધુ૦ ॥ ૫ ॥ સુંદરી શિર જળ બેડલું જી, જાળવી રાખે જેમ, માનની મુખ મુની પેખતાંજી ચિત નવિ ચાળવે તેમ ॥ સાધુ૦ ॥ ૬ ॥ વંશ ઉપર જેમ ખેલતાં જી, ગોપવી રાખે મન્ન ॥ તેમ મુનિ મનને ગોપવે જી, રાખવા શીયળ રતન્ન ॥ ॥ સાધુ૦ ॥ ૭ ॥ ભાવે નહી સાત ભાતની જી, સુખડી સંગ બરાસ ॥ તેમ મુનિ માનની સંગથી જી, નિગમે શીયળની મીઠાશ ॥ ॥ સાધુ૦ ॥૮॥ મનશું બીહે ભૂઈ પડું જી, વાનર ચઢીયો વન્ન ॥

તેમ મુનિ ગામમાં ગોચરી જી, ત્રિકરણ રાખી મજ્ઞ ॥ સાધુ૦ ॥ ૯ ॥ ॥ કલશ. ॥ એમ વાડ પહેલી વીર જિનવર, કહી વ્રત હિત કારણે ॥ વાડ વિધિશું જેહ પાળે, જાણીં તેહને વારણે ॥

---

## ॥ ઢાલ ૨ જી ॥

( વીરે વખાણી રાણી ચેલણા જી, એ દેશી. )

વાડ બીજી કહી વીરજી જી, સાંભળો સહુ નર નાર ॥ શીયળ વ્રત શુદ્ધ મને પાળજો જી, જેમ પામો ભવ પાર ॥ વાત ન કીજે વનિતા તણી જી ॥ ૧ ॥ એ આંકણી. ॥ વાતથી ઉત્પાત ઉપજે જી, વાતથી વિરતિની ઘ્રાત ॥ ક્ષણ એક માંહે ખરી પડે જી, પવનથી જેમ તરૂપાત ॥ વાત૦ ॥ ૨ ॥ દૂરથી દેખી દાઢયો ગળે જી, લીંબુ તણે રે ખટાસ ॥ મન ચળે તેમ મુનિવર તણું જી, સાંભળી વચન વિલાસ ॥ વાત૦ ॥ ૩ ॥ હુડક્વા હાલે ને ટળવળે જી, ગગન ગુંજારવ જેમ ॥ તેમ મુનિનું ચિત્ત ટળવળે જી, વાધે તિહાં વિષયશું પ્રેમ ॥ વાત૦ ॥ ૪ ॥ વિણ જીભે જે વાતો કરે જી, સ્વર તે સારંગી જેહ ॥ વચન જીભે વનિતા તણાં જી, એણીપરે અધિક સનેહ ॥ વાત૦ ॥૫॥ મધુરે સ્વરે મોહ્યો મરગલો જી, પડિયો પાસમાં જેમ ॥ વિષય વયણ વનિતા તણાં જી, પાડે તે પાસમાં તેમ ॥ વાત૦ ॥૬॥

---

## ॥ ઢાલ ૨ જી. ॥

( નિંદરડી વેરણ હુઈ રહી ॥ એ દેશી. )

ત્રીજી વાડે ત્રિભુવન ધણી, ભલી ભાંખે હો વાણી ભગ

વાન કે ॥ શીયળ પાળો સાચે મને, એમ કરજો હો મનશું અભિમાન કે ॥ નારી આસન નવિ બેસીયે, આસનથી હો વળી વાધે પ્રેમ કે ॥ ના૦ ॥ ૧ ॥ એ આંકણી. ॥ સિંહાસન પાટ પાટલા, વળી બેસણુ હો હોય નારીનું જેહ કે ॥ તિહાં બેસવું બ્રહ્મચારીને, નવી ભાંખ્યું હો ભગવંતે તેહ રે ॥ ના૦ ॥ ૨ ॥ આસન નાસણ વ્રત તણું, આસનથી હો વળી વાધે પ્રેમ કે ॥ બેસવું તે બે ઘડી પછી, એમ ભાંખ્યું હો ભગવંતે તેમ કે ॥ ના૦ ॥ ૩ ॥ ચમક પહાણ પાસે રહે, જગ જાણે હો લોહ ગળતો જેમ કે ॥ શીયળ ગળે સાધુ તણો, આસનથી હો તરૂણીને તેમ કે ॥ ના૦ ॥ ૪ ॥ લસણ કળીના સંગથી, જેમ જાયે હો કસ્તુરીનો વાસ કે ॥ તેમ સ્ત્રીને આસને બેસતાં, થાયે હો શીયળનો વિનાશ કે ॥ ના૦ ॥ ૫ ॥ જીવિત પારાના યોગથી, ભેળો ભળતો હો ગળતો હોય જેમ કે ॥ યુવતીને આસને જાણજો, ગુણ ગળતો હો શીયળ તણો તેમ કે ॥ ના૦ ॥ ૬ ॥ કોહોળા કેરી ગંધથી, જેમ વિણસે હો કણકનો વાક કે ॥ તેમ સ્ત્રીનું આસન સેવતાં, વળી વિણસે હો શીયળ સુપાક કે ॥ ના૦ ॥ ૭ ॥ ચિત્ત ચોખું રાખી કરી, નિત્ય પાળો હો શીયળ નર નાર કે ॥ હુ બલિહારી હો તેહ તણી, વળી વારણે હો જાઊં વાર હજાર કે ॥ નારી૦ ॥ ૮ ॥

---

## ॥ ઢાલ ૪ થી. ॥

( આજ હજારી ઢોલો પ્રાહુણો ॥ એ દેશી. )

ચોથી વાડ એમ ચિત્ત ધરો, મુનિ વાણી કહી જિનવીર ॥ મુનિરાયા હે ॥ મનને ન મૂકશો મોકળો, મુનિ નિરખતાં

નારી શરીર ॥ મુનિરાયા હે ॥ રમણીને રૂપે ન રાચીયે ॥ ૧ ॥ એ આંકણી ॥ ચિત્રે લખી જેહ પૂતળી, જેમ નિરખતાં નેહ અપાર ॥ મુનિરાયા હે ॥ તેમ તરૂણી તન પેખતાં, એમ વાધે તે વિષય વિકાર ॥ મુનિરાયા હે ॥ રમણી૦ ॥ ૨ ॥ દીપક રૂપ દેખી કરી, જેમ પડીયો તેમાંહી પતંગ ॥ મુનિરાયા હે ॥ નારીનું રૂપ નિહાળતાં, રઢ લાગે તે રમણીને રંગ ॥ મુનિરાયા હે ॥ રમણી૦ ॥ ૩ ॥ કાગળ હાથણી દેખી કરી, મદ વાધે તે મયંગળ જેમ ॥ મુનિરાયા હે ॥ મદ વાધે મુનિવર તણો, નેહે નિરખતાં નારીને તેમ ॥ મુનિરાયા હે ॥ રમણી૦ ॥ ૪ ॥ શશિ દર્શન દેખી કરી, વેલ વાધે સાયરની જેહ ॥ મુનિરાયા હે ॥ ચિત્ત ચોરણ ચંદ્રામુખી, નિરખી વાધે તે નવલો નેહ ॥ મુ૦ ॥ રમણી૦ ॥ ૫ ॥ રૂપ દેખી રાજુલતણું, મુનિ ધ્યાન ચૂકયો રહનેમિ ॥ મુ૦ ॥ અબળા ઈંદ્રિય નિહાળતાં, એમ વાધે તે વિષયશું પ્રેમ ॥ મુ૦ ॥ રમણી૦ ॥ ૬ ॥ જિનરિખની પરે જાણજો, જોયું રયણાદેવીનું રૂપ ॥ મુ૦ ॥ જક્ષે નાંખ્યો જળ ભણી, નારી નેહથી ભવજળ કૂપ ॥ મુ૦ ॥ રમણી૦ ॥ ૭ ॥ દિનકર સામું દેખતાં, જેમ નયણે હીણુ હોય તેજ ॥ મુ૦ ॥ તેમ મહિલા મુખડું નિહાળતાં, હીણો હોય તે શીયળનો હેજ ॥ મુ૦ ॥ રમણી૦ ॥ ૮ ॥ જોવી નહી જિનવરે કહી, અંગ ગલિત પલિત પણ નાર ॥ મુ૦ ॥ ભર જોબન જે ભામિની, કેમ જોવી કહી અણગાર ॥ મુ૦ ॥ રમણી૦ ॥ ૯ ॥ ધ્યાન ચોથું જે કોઈ ધરે, મુની જે કરે ચોથો ધર્મ ॥ મુ૦ ॥ એમ ચોથું વ્રત આદરે, ત્રિકરણથી ત્રોડે આઠે કર્મ ॥ મુનિ૦ ॥ રમણી૦ ॥ ૧૦ ॥ ઇતિ સમાપ્તમ.

---

## ॥ ઢાલ ૫ મી. ॥

( પરિગ્રહ મમતા પરિહરો ॥ એ દેશી. )

પાંચમી વાડ પ્રતિબોધની, શીખામણ કહી વીર ॥ સાધુ જી ॥ ભીંત અંતર રહેતાં થકાં, મન નં રહે તિહાં થીર ॥ સાધુ જી ॥ ભીંતનો અંતર પરિહરો ॥ ૧ ॥ એ આંકણી. ॥ કોકિલા કંઠે કામની, ગાવે મધુરાં ગીત ॥ સાધુજી ॥ સ્વર કંકણાદિકનો સુણી, પ્રેમે વાધે પ્રીત ॥ સાધુજી ॥ ભીંત૦ ॥ ૨ ॥ વાજાં વાજે વેગળાં, તે સુણી ઉપજે તાન ॥ સાધુજી ॥ વચન વાજાં વનિતા તણાં, મોડે તે શીયળનું માન ॥ સાધુજી ॥ ભીંત૦ ॥૩॥ મોર નાચે મહીમંડળે, ગગને સુણી ગુંજાર ॥ સાધુજી ॥ મન નાચે તેમ મુનિ તણું, શબ્દ સુણી શણગાર ॥ સાધુજી ॥ ભીંત૦ ॥ ૪ ॥ અત્તર કુંપામાં અંતરે, ફોરથી ફેરવે મન્ન ॥ સાધુજી ॥ મન ફેરવે મુનિવર તણું, સંભળાવી સરસ વચન્ન ॥ સાધુજી ॥ ભીંત૦ ॥ ૫ ॥ અગ્નિ પાસે જાય ઓગળી, ભાજન ભરીયું જેમ ॥ સાધુ જી ॥ લાખ મીણ ઘૃત ઓગળે, શીયળ પણ બીગડે તેમ ॥ સાધુજી ॥ ભીંત૦ ॥ ૬ ॥ પત્ર આવે પરદેશથી, વાલા વીછોહાનો જેમ ॥ સાધુ જી ॥ વાંચતાં નેહ વાધે ઘણો, ભીંત અંતર તેમ પ્રેમ ॥ સાધુ જી ॥ ભીંત૦ ॥ ૭ ॥ જાગે મદન જિનવર કહે, લાગે લંછન ડાઘ ॥ સાધુજી ॥ ભાંગે વાડ ભીંતે રહ્યાં, વારૂ કહે વીતરાગ ॥ સાધુ જી ॥ ભીંત૦ ॥ ૮ ॥ ઇતિ. ॥

---

## ॥ ઢાલ ૬ ઠી. ॥

( ઈડર આંબા આંબલી રે એ દેશી. )

વાડ છઠ્ઠી કહે વીરજી રે, છોડી સકળ સંસાર॥ પંચ મહા

વ્રત પાળતાં રે, ભાવથી સંયમ ભાર ॥ સાધુજી ॥ સુખ ન સંભારીયે ગેહ ॥ પંચ આચારજ પાળીયે રે, ટાળીયે વિષયશું નેહ ॥ સાધુજી ॥ સુખ ન સંભારીયે ગેહ ॥ ૧ ॥ એ આંકણી ॥ અગ્નિ ભાસ્યા ઊપરે રે, પૂળો પરજળે જેહ ॥ વિષય અગ્નિ વ્યાપે ઘણી રે, દાઝે એણી પરે દેહ ॥ સાધુજી ॥ સુખ૦ ॥ ૨ ॥ અવિરતિપણે જે આપણે રે, ઘર સુખ ભોગવ્યાં જેહ ॥ તે વળી વ્રત લીધા પછી રે, મુની ન સંભારે તેહ ॥ સાધુજી ॥ સુખ૦ ॥ ૩ ॥ શંકાએ વિષ સંક્રમ્યો રે, વરષે વિષધર જેમ ॥ વિષય ઝેર વ્યાપી રહ્યું રે, અંગે પરગમે એમ ॥ સાધુજી ॥ સુખ૦ ॥૪॥ વર્ષે વસ્તુ સાંભરે રે, ઉપજે હરખ અપાર ॥ તેમ તરૂણી સુખ સાંભરે રે, વાધે વિષય વિકાર ॥ સાધુજી ॥ સુખ૦ ॥ ૫ ॥ મહાવ્રત પાંચમાં મોટકું રે, સકળ ધરમ માંહે સાર ॥ એ વ્રત એકને ભાંજતાં રે બીજાં ભાંગે ચાર ॥ સાધુજી ॥ સુખ૦ ॥ ૬ ॥ વિલસ્યાં સુખ વનિતા તણાં રે, મુનિ ન વિચારે મન્ન ॥ રતનકંબળ એક કારણે રે, પરિહર્યાં પાંચ રતન્ન ॥ સાધુજી ॥ સુખ ॥ ૭ ॥ મણિધર મૂકે કાંચળી રે, ફરી ન ઇચ્છે જેમ ॥ મુનિ પણ મનથી તેણી પરે રે, વળી એનવંછે એમ ॥સાધુજી॥ સુખ૦॥૮॥ ઇતિ સમાસમ.॥

---

## ॥ ઢાલ ૭ મી. ॥

( અરણિક મુનિવર ચાલ્યા ગૌચરી ॥ એ દેશી. )

સાતમી ઢાળે રે શીખામણ સુણો, વીર પ્રભુની વાણ જી ॥ શીયળ સુરતરૂ રે સૂધો સાચવો, પાળજો શ્રીજિન આણ જી ॥ આહાર સરસ અણગાર ન કીજીયે, ॥ ૧ ॥ એ આંકણી ॥ લાલચ ન કરે લગાર જી ॥ આહાર સરસ અણગાર કરતાં થકાં, વાધે

વિષય વિકારજી ॥ આહાર૦ ॥ ૨ ॥ વિગય તે થોડી રે વાવરવી કહી, મોદક ન વાંછે મજ્ઞ જી ॥ તેમ તેજાના આહાર તે પરિહરે, રાખણ શીયળ રતન્ન જી ॥ આહાર૦ ॥ ૩ ॥ સરસ આહારે શીયળ સંયમ ઘણી, વાધે દેહનો વાન જી ॥ વિષય અગ્નિ રે તેણે વાધે ઘણો, નવિ રહે ધર્મનું ધ્યાન જી ॥ આહાર૦॥૪॥ આહાર લાલચથી રે જળચર જીવડા, મીન પડે જેમ જાળ જી ॥ તેમ સંયમીને રે આહાર લાલચ ધર્યાં, મુનિ પડે મોહના જાળ જી ॥ આહાર૦ ॥ ૫ ॥ આહાર લાલચથી રે આષાઢા પડયો, દેખી મદિરા પાન જી ॥ મુનિ મન બળીયો રે વળી ચો વચન ગુરૂ, પામ્યો કેવળ જ્ઞાન જી ॥ આહાર૦ ॥ ૬ ॥ અગ્નિ પાત જેમ ઘૃતના યોગથી, અધિક કરે ઊલાળા જી ॥ પાંચે ઈંદ્રિય અતિ સરસે પોષતાં, ચારિત્રમાં કરે ચાળાજી ॥ આહાર૦ ॥૭॥

## ॥ ઢાલ ૮ મી. ॥

આઠમી વાડે કહ્યું વીરજી હો રાજ, સુણો સાધુ અણગાર રે ॥ વૈરાગી સૂધા સાધુ જી ॥ શીયળ સંયમનો જો ખપ કરો હો રાજ, અધિક મ કરશો આહાર રે ॥ વૈરાગી૦ ॥ ૧ ॥ આહાર અધિક કરતાં થકાં હો રાજ, આળસ આવે અંગરે ॥ વૈરાગી૦ ॥ ઉંઘ પણ આવે અતિ ઘણી હો રાજ ॥ સુપનામાં શીયળનો ભંગ રે ॥ વૈ૦ ॥ ૨ ॥ અધિક આહાર કરે મુનિ હો રાજ, હોય મદવંતી દેહ રે ॥ વૈરાગી૦ ॥ વિષય અગ્નિ વ્યાપે ઘણો હો રાજ, નવિ રહે શીયળશું નેહ રે ॥ વૈ૦ ॥ ૩ ॥ દાઢા દારૂ ભરતાં થકાં હો રાજ, બિગડે જેમ બંદુક રે ॥ વૈ૦ ॥ તેમ અતિ આહાર કર્યા થકી હો રાજ, ચારિત્રમાં પડે ચૂક રે ॥

વૈ૦ ॥ ૪ ॥ બમણું લૂણ પડ્યા થકી હો રાજ, ન ગમે ભોજન મન્ન રે ॥ વૈ૦ ॥ તેમ અતિ આહાર કર્યાથકી હોરાજ વિણસે શીયળ રતન્ન રે ॥ વૈ૦ ॥ ૫ ॥ ફાટે તોલડી ખેરૂ ખીચડી હો રાજ, ઓરીયે નવમાં તેર રે ॥ વૈ૦ ॥ તેમ અતિ આહાર કર્યાં મુનિ હો રાજ, બગડે વ્રત નહી ફેર રે ॥ વૈરાગી૦ ॥ ૬ ॥

## ॥ ઢાલ ૯ મી. ॥

( ધન્ય ધન્ય શાળિભદ્ર મુનિવરૂજી ॥ એ દેશી. )

વીરે વારૂ કહ્યું નવમી વાડમાં જો, મુનિવર ધરજો તેણી પરે મનજો ॥ શરીર શણગાર સાધુ નવી કીજીયે જો, રાચો જો રાખણ શીયળ રતન્ન જો ॥ શરીર શોભા સાધુ નવી કીજીયે જો ॥ ૧ ॥ એ આંકણી ॥ સ્નાન વિલેપન વળી શણગારને જો, ન કરે નિત્ય શીળવંત નર નાર જો ॥ શીળ ન રહે નિત્ય શોભા કરે જો, કહો કેમ કરવું કહ્યું અણગાર જો ॥ શ૦ ॥ ૨ ॥ ભ્રમર મુંઝાણોરે કમળ માંહે રહ્યો જો, લુબ્ધાણો લેતાં પરિમલ વાસ જો ॥ તેલ ફૂલેલ કુસુમની વાસથી જો, સાધુ શીયળમાં એમ વિનાશ જો ॥ શ૦ ॥ ૩ ॥ સ્નાન વિલેપન વળી શણગારથી જો, કરતી કોશ્યા મન વિષય વિકાર જો ॥ તેમ શરીર શણગાર કરતાં થકાં જો, ન રહે શીયળથી નેહ નિરધાર જો ॥ શ૦ ॥ ૪ ॥ ઉજ્વળ બગ જળમાં ઊભો રહ્યો જો, ધરતો કપટ એકણ પગ ધ્યાન જો ॥ એમ અંગ ઉપર ઉજ્વળ પહેરતાં જો, સાધુજી શીયળમાં તેમ વિજ્ઞાન જો ॥ શ૦ ॥ ૫ ઉજ્વળ હંસ મન માનસરોવરે જો, આહાર એહને મુક્તાફળ દુધ જો ॥ એમ અંગ ઉજ્વળ અણગારનું જો, સંયમી શીયળ પાળે મન શુદ્ધ જો ॥

॥ શી૦ ॥ ૬ ॥ ધોઇને ધરણી ઉપરે ધર્યો જો, જેમ હાર્યો રતન કુંભાર જો ॥ તેમ શીયળ વ્રતને હારશો જો, કરતાં કાંઈ શરીર તણો શણગારજો ॥ શી૦ ॥ ૭ ॥ ઇતિ ॥

॥ દોહા. ॥

વાડ કહી નવ શીયળની, વિવરી વિવિધ વિચાર ॥ એણી વિધિશું જે આદરે, તે પામે ભવ પાર ॥ ૧ ॥

॥ કલશ ॥

ધન્ય ધન્ય શીયળ સોહામણું ॥ એ. આંકણી. ॥ ઉત્તરાધ્ય યનને શોળમે, વીર પ્રભુજીની વાણી જી ॥ વળી શીળ તણા ગુણ વર્ણવું, સુણજો તે સહુ પ્રાણી જી ॥ ધન્ય ધન્ય૦ ॥ ૧ ॥ શીયળ સાચે મને પાળતાં, નવી બેસે કાંઈ નાણું જી ॥ જગમાં જસ વાધે ઘણો, તેહનો જનમ સફળ વખાણું જી ॥ ધન્ય૦ ॥ ૨ ॥ શીયળથી સીતાને સુણો, અગ્નિ થયો તિહાં પાણી જી ॥ પુષ્પ વૃષ્ટિ દેવે કરી, ત્રણ લોકે સતીય વખાણી જી ॥ ધન્ય૦ ॥ ૩ ॥ પટરાણી પાંચ પુરૂષની, શીયળ ધર્મે મન ધીર જી ॥ નગન તે નવી હુઈ દ્રૌપદી, કૌરવે કાઢયાં ચીર જી ॥ ધન્ય૦ ॥ ૪ ॥ કાપ્યા હાથ કળાવતી, રોષ ધરી શંખરાયે જી ॥ સૂરજની સાખે થયા, નવ પલ્લવ શીયળ પસાય જી ॥ ધન્ય૦ ॥ ૫ ॥ શેઠ સુદર્શનને સુણો, શૂળી સિંધાસન હોય જી ॥ સાખ પુરે સહુ સુરનરા, મહિમા તે શીયળનો સોય જી ॥ ધન્ય૦ ॥ ૬ ॥ શીયળતણા ગુણ એહવા, સાંભળી સહુ નર નાર જી ॥ શીયળ પાળે સાચે મને, ધન્ય ધન્ય તસુ અવતાર જી ॥ ધન્ય૦ ॥ ૭ ॥ સાત વરસને સુ

ત થયો, ન સુવારે નિજ માત જી ॥ સાડા છ વર્ષની સૂતા, તે ન સૂવારે નિજ તાત જી ॥ ધન્ય૦ ॥ ૮ ॥ નવ લાખ પ્રાણીની કહી, હાણ નારી સંગે હોય જી ॥ અસંખ્યાત સ્રી સંધરે, હાણ સમૂર્ચ્છિમાં જોય જી ॥ ધન્ય૦ ॥ ૯ ॥ ઘાત કહી ઘણા જીવની, વિષયથી જુઓ વિચારી જી ॥ પાળો શીયળ ધરી પ્રીતશું, સાંભળો સહુ નર નારી જી ॥ ધન્ય૦ ॥ ૧૦ ॥ એકલી નારી આગળે, જાવું નહિ નરને જાણી જી ॥ આળ આવે અણચિંતવ્યાં, પરીઆનું ઊતરે પાણી જી ॥ ધન્ય૦ ॥ ૧૧ ॥ એક સેજે નર દોય જણા, શીળવંત ન સોવે પ્રાણી જી ॥ હાંશી ન કરવી હેતશું, કહ્યું એમ કેવળ નાણી જી ॥ ધન્ય૦ ॥ ૧૨ ॥ લક્ષ્મીવંત નરપતિ લાખનું, દેતો દિન પ્રત્યે દાન જી ॥ ભગવંત કહે ભવિ સાંભળો, નાવે શીયળ સમાન જી ॥ ધન્ય૦ ॥ ૧૩ ॥ શીયળે સંકટ સવિ ટળે, શીયળે શિવ ગતિ હોય જી ॥ શિયળે સુર સાન્નિધ્ય કરે, શીયળ સમુ નહિ કોય જી ॥ ધન્ય૦ ॥ ૧૪ ॥ શ્રી વિજય ધર્મ સુરિતણો રાજવિજય ઊવજ્ઝાયજી ॥ સાચો શ્રાવક તેહ તણો, પ્રણમી ગુરૂ સુપસાયજી ॥ ધન્ય૦ ॥ ૧૫ ॥ વાડ કહી શીયળ વ્રત તણી, મીઠી અમોય સમાણી જી ॥ શીખામણ સહુકો ભણી, કહે મુકુંદમોનાંણીજી ॥ ધન્ય૦ ॥ ૧૬ ॥ એમ શીયળ વ્રત આદરે, તે પામે પદ નિર્વાણ જી ॥ ભણે ગુણે શીખે સાંભળે, તેહના કોડિ કલ્યાણ જી ॥ ધન્ય૦ ॥ ૧૭ ॥ આણંદપુરમાં એ રચી, સંવત સોલે અઢાર જી ॥ ચિત્ત ચોખે ચાળીસમાં, શ્રાવણ શુદિ ગુરવાર જી ॥ ધન્ય૦ ॥ ૧૮ ॥ નવવાડયો નામે કરી, શાસ્ત્રે સાંભળી સોય જી ॥ અધિકો ઓછો જે કહ્યો, તે મિચ્છા દુક્કડ હોય જી ॥ ધન્ય૦ ॥ ૧૯ ॥ ઇતિ સમાપ્તમ્ ॥

## ॥ अथ पुरुषने परस्त्री त्याग आश्रयी शीखामण. ॥

॥ સુણ ચતુર સુજાણ, પરનારી શું પ્રીતિ કબૂ નવ કીજીએ. ॥ એ આંકણી ॥ હાંરે જેણે પરનારીશું પ્રીતિ કરી, તેને હેડે ધણ થાય ઘણી, તેણે કુળ મરજાદા કાંઇ ન ગણી ॥ સુ૦ ॥ ૧ તારી લાજ જાસે નાત જાતમાં, તું તો હલુએ પડીસ સહુ સાથમાં, એ ધુંમાડો ન આવે હાથમાં ॥ સુ૦ ॥ ૨ ॥ હાંરે સાંજ પડે રવિ આથમે, તાહારો જીવ ભમરાની પરે ભમે, તુંને ધનો ધંધો કાંઈ ન ગમે ॥ સુ૦ ॥ ૩ ॥ હાંરે તું જઇને મળીસ દૂતીને, તાહરૂં ધન લેશે સર્વ ધૂતીને, પછે રહીશ હૈડું કૂટીને ॥ સુ૦ ॥ ૪ ॥ તું તો બેઠો મછો મરડીને, તાહરૂં કાળજું ખાસે કરડીને, તારૂં માંસ લેશે ઉઝરડીને ॥ સુ૦ ॥ ૫ ॥ હાંરે તુંને પ્રેમના પ્યાલા પાઇને, તાહારાં વસતર લેશે વાહીને, તુંને કરશે ખોખું ખાઇને ॥ સુ૦ ॥ ૬ ॥ હાંરે તું તો પર મંદીરમાં પેસીને, તીહાં પારકી સેજે બેસીને, તેં ભોગ કર્યા ઘણું હેંસીને ॥ સુ૦ ॥ ૭ ॥ હાંરે જેમ ભુજંગ થકી ડરતા રેહેવું, તેમ પરનારીને પરિહરવું, હાંરે ભવસાયર ફેરો નવી ફરવું ॥ સુ૦ ॥ ૮ ॥ વાહલ પરણી નારીથી પ્રીત સારી, એ માથું વઢાવે પરનારી, તુંમે નિશ્ચે જાણજો નિરધારો ॥ સુ૦ ॥૯॥ એ સદ્ગુરૂ કહે તે સાચું છે તાહરી કાયાનું સરવે કાચું છે,એક નામ પ્રભુનું સાચું છે.॥સુ૦॥૧૦

## ॥ अथ शियल विषे शीखामणनी सज्झाय. ॥

પ્રભુ સાથે જો પ્રીત વંછો તો, નારી સંગ નિવારો રે ॥ કારની પેટી કામણગારી, નિશ્ચય નરક દુવારો રે ॥ ૧ ॥ એહની

ગતિ એહિજ જાણે, રખે કોઇ સંદેહ આણોરે ॥ એ૦ ॥ એ આં કણી ॥ અબળા એવું નામ ધરાવે, સબળાને સમજાવે રે ॥ હરિ હર બ્રહ્મ પુરંદર સરિખા, તે પણ દાસ કહાવે રે ॥ એ૦ ॥ ૨॥ એક નરને આંખે સમજાવે, બીજાશું બોલે કરારી રે ॥ ત્રીજાશું કર્મ કરે તક જોઈ, ચોથા ધરે ચિત્ત મઝારી રે ॥ એ૦ ॥ ૩ ॥ વ્યસન વિલુધિ ન જુએ વિમાસી, ઘટતા ઘટતી વાતે રે ॥ મૂંજ પરદેસીની પરે જોઈ, મળજો એહ સંઘાતે રે ॥ એ૦ ॥ ૪ ॥ જાંગ ચિરીને માંસ ખવાડયું, તો પણ ન થઈ તેહની રે ॥ મોહોની મીઠી દીલની જૂઠી, કામિની ન હોયે કેહની રે ॥ એ૦ ॥ ૫ ॥ પગલે પગલે મન લલચાવે, શ્વાસોશ્વાસથી જૂદી રે ॥ ગરજ દેખીને ઘેહેલી થાયે, કાજ સરે જાય કૂદી રે ॥ એ૦ ॥ ૬ ॥ કરણી એહની કળી ન જાય; નયણ તણી ગતિ ન્યારિ રે ॥ ગાવું એહનું જેણે ગાયું, તેણે નિજ સદ્ગતિ હારી રે ॥ એ૦ ॥ ૭ ॥ લાખ ભાંતે લલચાવે લંપટ, વિરૂઇને વિષની ક્યારી રે ॥ એહના પાસમાં જે નર પડિઆ, તે હાર્યા જમ વારી રે ॥ એ૦ ॥ ૮ ॥ કોડિ જતન કરી કોઈ રાખે, માનની મહોલ મઝારી રે ॥ તો પણ તેહને સૂતાં વેચે, ધરે ન રહે ધૂતારી રે એ૦॥૯॥ જો લાગી તો સર્વસ્વ લૂંટે, રૂઠી રાક્ષસી તોલે રે ॥ એમ જાણીને અળગા રહેજો, ઉદયરતન ઇમ બોલે રે ॥ એ૦ ॥૧૦॥

## ॥ अथ शियल स्वाध्याय ॥

( ધન્ય ધન્ય તે દિન માહરો એ દેશી. )

॥ શિયલ સમું વ્રત કો નહીં, શ્રી જિનવર ભાખે રે ॥ સુખ આપે જે શાશ્વતાં, દુર્ગતિ પડતા રાખે રે ॥ શી૦ ॥ ૧ ॥

વ્રત પચ્ચખ્ખાણ વિના જુઓ, નવ નારદ જેહ રે ॥ એકજ શિયલતણે બળે, ગયા મુક્તે તેહ રે ॥ શી૦ ॥ ૨ ॥ સાધુ અને શ્રાવક તણાં, વ્રત છે સુખદાયી રે ॥ શિયલ વિના વ્રત જાણજો, કુશકા સમ ભાઈ રે ॥ શી૦॥ ૩ ॥ તરૂવર મૂલ વિના જિશ્યો, ગુણ વિણ લાલ કમાન રે ॥ શિયલ વિના વ્રત એહવું, કહે વીર ભગવાન રે ॥ શી૦ ॥ ૪ ॥ નવ વાડે કરી નિર્મળું, પહેલું શીલજ ધરજો રે ॥ ઉદયરત્ન કહે તે પછી, વ્રતનો ખપ કરજો રે ॥ શી૦ ॥ ૫ ॥

---

## ॥ શિયલ વિષે શીખામણની સજ્ઝાય. ॥

॥ ઢાલ ॥ એ તો નારી રે, ખારી છે દુર્ગતિતણી, છાંડ સંગત રે મૂરખ તું પરસ્ત્રીતણી ॥ જીવ ભોલા રે, ડાલા તેશું મમ કરે ॥ શીખ માની રે, છાની વાત તું પરિહરે ॥ ૧ ॥ ત્રુટક ॥ જો વાત કરીશ પરનારી સાથે, લોક સહુ હેરેઅ છે ॥ રાય રંક થઇને રૂલ્યા રાને, સુખે નહિ બેસે પછે ॥ એ મદન માતી વિષય રાતી, જેસી કાતી કામિની ॥ પહેલું તો વળી સુખ દેખાડે, પછે પછાડે ભામિની ॥ ૨ ॥ ઢાલ ॥ કર પગના રે, નયણ વયણ ચાળા કરી ॥ બોલાવી રે, નર લેઈ વાઈ સુંદરી ॥ ભોળાવી રે, હાવ ભાવ દેખાડશે ॥ પગે લાગી રે, મરકલડે મન પાડશે ॥ ૩ ॥ ત્રુટક ॥ એ પાસ પાડે ધન ગમાડે, માન ખંડે લે સહી ॥ બોલંતી રૂડી ચિત્ત કૂડી, કૂડ કપટની કોથલી ॥ એ નર એ મૂલક વ્યસન પડિઓ, પછે ન પોસાય પાયકો ॥ દીવાન દંડે માન ખંડે, માર સહે પછે રાયકો ॥ ૪ ॥ ઢાલ ॥ છાંડી લેશે રે, વેશ્યાના લંપટ નરા ॥ સહુ સધવા રે, વિધવા દાસી દૂરે કરા ॥

જા નોશી રે, રૂપ દેખી જીવ એહતણું ॥ ઊભો રહી રે ॥ એહ સાહામું મમ જો ઘણું ॥ ૫ ॥ ત્રુટક ॥ ઘણુંમ જોઇશ એ હ સાહામું, કુલ સ્ત્રી દીઠે નવિ ગમે ॥ જીમ શુની પૂંઠે શ્વાન હીંડે, તિમ પરનારિ પૂંઠે કાં ભમે ॥ જીમ બિલ્લાડો દૂધ દેખે, ડાંગ ડાંગ ન દેખ એ ॥ પરનાર પેખ્યો પુરૂષ પાપી, કિસ્યો ભય ન લેખ એ ॥ ૬ ॥ ઢાલ ॥ ફૂલ વેણી રે, શિર સિંદૂર સેં થો ભર્યો ॥ તે દેખી રે, ફટ મૂરખ મન કાં કર્યો ॥ દેખી ટીલાં રે, ઢીલાં ઇંદ્રિય કરી ગહ ગહ્યો ॥ શિર રાખડી રે, આંખે દેખ તું કાં રહ્યો ॥ ૭ ॥ ત્રુટક ॥ કાં રહ્યો મૂરખ આંખે દેખ, શણગાર ભાર એણે ધર્યો ॥ એ ઊલી જીહા, આંખે ચીહા, કાન કૂપા મલ ભર્યા ॥ નારી અગ્નિ પુરૂષ માખણ, બોલ બોલતાં વીઘરે ॥ સ્ત્રી દેહમાં શું સાર દીઠો, મૂઢ મહિઆં કાં કરે ॥ ૮ ॥ ઢાલ ॥ ઇંદ્રિય વાહ્યો રે, જીવ અજ્ઞાની પાપીઓ ॥ માને નરગહ રે, સરગ કરી વિષ વ્યાપીઓ ॥ કાં ભૂલો રે, શણગાર દેખી એ-હના ॥ જાણો પ્રાણી રે, એ છે દુઃખની અંગના ॥ ૯ ॥ ત્રુટક ॥ અંગના તું છોડી છોકરે, જશ કીર્તિ સઘલે લહે ॥ કુશીલનું જો નામ લીએ કો, પરલોક દુર્ગતિ દુઃખ સહે ॥ વિજય ભદ્ર બોલે જે નવિ ડોલે, શીયલ થકી જે નરવરા ॥ તસ પાએ લાગું સેવા માગું, જે જગ માંહે જયકરા ॥૧૦॥ ઇતિ શીલસઝાય॥

## ॥ अथ शियल विषे सद्याय.

રખે કોય રમશો રાગમાં, પ્રાણી મુંજાઓ ॥ અથિર એ બાલા ઉપરે, થિર શાને થાઓ ॥ રખે૦ ॥ ૧ ॥ એતો અનર્થનું આ શ્રમ છે, કલેશનો છે કંદ ॥ વૈરોદધિ પૂર વધારવા, ગાવો પૂનમ

ચંદા ॥ રખે૦ ॥૨॥ કુલટા નારીને કારણે, કેઈ કુલવંતા ॥આચરણુ હીણા આચરે, વાહાલાસું વેઢંતા ॥રખે૦૩॥ દુઃખની દરી એ સુંદરી, દૂર્ગતિની દાતા ॥ આગમથી લ્યો ઓલખી, ગુણ એહુના જ્ઞાતા ॥ રખે૦ ॥ ૪ ॥ ખાંડ મીઠી કરી લેખવે, મળતાં મૂઢ પ્રાણી ॥ ઉદય વદે કડૂઈ પછે, જિનમતીએ જાણી ॥ રખે૦ ॥ ૫ ॥.

## ॥ अथ शियल विषे सझाय. ॥

સોમ વિમળ ગુરૂ પયનમીજી, નિજગુરૂ ચરણ વંદેવિ ॥ શીલ તણા ગુણ ગાયશુંજી હિયડે હર્ખ ધરેવિ રે ॥ જીવડા ॥ ધરિયે શીલવ્રત સાર ॥ ૧ ॥ શીલ વિણ વ્રત સવિ ખડહડેજી, શીલ વિણ સંજમ સારરે ॥ ॥ જીવડા ॥ ધરિ૦ એ આંકણી. ॥તોર ણુથી રથ વાળિયોજી, જાગ્યો નેમ કુમાર ॥રાજીમતી વિનવે ઘણું જી, ન ધરે મોહ લગારરે, ॥ જી૦ ॥ ધરિ૦ ॥૨॥ થૂલિભદ્ર કોશ્યા ઘર રહેજી, ચતુરપણે ચઉ માસ ॥ ખટરસ નિત્ય ભોજન કરે જી, ન પડયો કોશ્યા પાસરે ॥ જી૦ ॥ ૩ ॥ નવાણું કંચન કોડી ધણીજી, કહીએ જંબુ કુમાર ॥ આઠે કન્યા પરહરિજી, લીધો સં જમ ભાર રે ॥ જી૦ ॥ ધ૦ ॥ ૪ ॥ ધનસંચય પુત્રી ભણેજી, પર ણું વયર કુમાર ॥ વયર સ્વામી મન નવી ચલ્યોજી, જાણી અથિર સંસારરે ॥જી૦ ॥ ધ૦ ॥પ॥ શેઠ સુદર્શનને દીએજી, અભયા કપિ લા રે આળ ॥ શૂલી સિંહાસન થયુંજી, જાણે બાળગોપાળરે ॥જી૦ ॥ ધ૦ ॥ ૬ ॥ વંકચૂલ ચોરી કરેજી, પેઠો રાય ભંડાર ॥ રાણીએ ઘણું ભોળવ્યોજી, ન ચલ્યો ચિત્ત લગારરે ॥ જી૦॥ ધ૦॥ ૭ ॥ કલહ કરાવે અતિ ઘણોજી, મનમાં મેલોરે ભાવ ॥ નારદ જે સ દ્ગતિ લહેજી, તે તો શીલ પ્રભાવરે ॥ જી૦॥ ધ૦॥ ૮ ॥ ચંદનબા

ળા મહાસતીજી, જગમાં હુઈ વિખ્યાત ॥ જસ હાથે વીર પાર ણુંજી, હુઈ અસંભવ વાત રે ॥જી૦॥ ધ૦॥ ૯ ॥ સાઠસહસ વર્ષ આંબીલ કરીજી, ભરતશું છંડેરે પ્રેમ ॥ રિષભ પુત્રી તે સુંદરીજી, મુક્તે પહોતી ખેમરે ॥ જી૦ ॥ ધ૦ ॥ ૧૦.॥ શીલવતી ભરતારને જી, કમલિની આપે સાર ॥ ક્યારે કુરમાયે નહીંજી, શીલ તણે અનુભાવરે ॥જી૦ ॥ ધ૦ ॥ ૧૧ ॥ ચાલણીએ જળ કાઢીઊજી, સતી સુભદ્રા નાર ॥ ચંપા બાર ઉઘાડીયાંજી, લોક કરે જયકારરે ॥જી૦॥ ધ૦॥ ૧૨॥ સતી માંહે સીતા ભલીજી, જેહને મન શ્રી રામ ॥ અગ્નિ ટળી પાણી થયુંજી રાખ્યું જગમાં નામરે ॥ જી૦ ॥ ધ૦ ॥૧૩॥ શીલે હરિ જયું હરણલુંજી, શીલે સંકટ જાય ॥ શીલે સાપ ન આભડેજી, પાવક પાણી થાયરે ॥ જી૦ ॥ ધ૦ ॥૧૪॥ જે પ્રાણી સ્વકાય થકીજી, શીલ પાલે ગુણવંત ॥ બ્રહ્મ લોક તે અવતરેજી, ઈમ ભાખે ભગવંતરે ॥ જી૦ ધ૦ ॥ ૧૫ ॥ શીલ અખંડિત પાળ શેજી, ઇણ જુગ જે નર નાર ॥ હંસ સોમ ઉવજ્ઝાય ભણેજી, તેહ ને જય જય કાર રે ॥ જી૦ ॥ ધ૦ ॥ ૧૬ ॥.

---

## ॥ अथ सियल विषे शिखामणनी स्वाध्याय ॥

### ॥ ढाल १ ली ॥

સુણ સુણ પ્રાણી શીખડી, લંપટ શુ લોભાણો રે ॥ લલનાશું લાગી રહ્યો, વદન જોઇ વિકલાણો રે ॥ ૧ ॥ નારીને નિરખી રખે, જાણો ચંપકલી એ ફૂલી રે ॥ સમ જે વિષની વેલડી, મત રહે તીણ પર ઝૂલી રે ॥ ના૦ ॥ ૨ ॥ ક્ષ ણ રોવે ક્ષણમાં હસે, ક્ષણ પ્ર લે

નારી૦ ॥ ૫ ॥ બલિહારી હું તેહની, ચરણ શરણ મુઝ તેહનુંરે ॥ પાતક સર્વ પખાલીયે, ધ્યાન ધરી વલી એહનું રે ॥ નારી૦ ॥ ૬ ॥ કામિની ફુલ કિંપાકશી, જ્ઞાન સાગર એમ લહીએરે ॥ તન મન ચપલ ત્રિયા તણાં, જાણી અલગા રહિયે રે॥ નારી૦૭॥

## ॥ अथ काम कंदर्पनो सज्झाय प्रारंभ ॥

કરેલડાં ઘડ દેરે ॥ એ દેશી ॥ કામ વિકારે માનવી રે, કરે કુકર્મ અનેક ॥ કામ કરેવા કારણે, વિરમે આપ વિવેક ॥ ૧ ॥ કામી નર વર્જજોરે ॥ કામહ કેરા વિકાર, કામી નર વર્જજોરે એ આંકણી ॥ કામ વશે જે વાહીયા રે, પામ્યા દુઃખ અપાર ॥ લંપટ થયો લંકાપતિ; અવહેલી સ્વ આચાર ॥ કામી૦ ॥ ૨ ॥ કામ થકી સીતા હરી રે, લાવ્યા રાવણ લંક ॥ દશ શિર રામે છેદીયાં, કામ તણા એ વંક ॥ કામી૦ ॥ ૩ ॥ પદ્મોત્તર દ્રૌપદી હરી રે, પાંડવ પાંચની નાર ॥ કૃષ્ણબલે લેઇ આવીયા, છૂટયો તે રાય થઇ નાર ॥કામી૦ ॥૪॥ કામ વિકલ હુઇ કામિની રે, તે સૂરીકંતા નાર ॥ નિજ પતિને હાથે હણ્યો, પહોતો તે સ્વર્ગ મઝાર ॥ કામી૦ ॥ ૫ ॥ બ્રહ્મદત્ત નિજ સુત ઉપરે રે, કીધો એકત્ર પ્રપંચ, ચૂકી ચૂલણી મારવા, કામહ કેરા એ સંચ ॥ કામી૦॥૬ ॥ ઇત્યાદિક કામે કરી રે, પામ્યા દુઃખ અછેહ ॥ એણ ભવ તો લંપટીતણું, નામ ધરાવે તેહ ॥ કામી૦ ॥ ૭ ॥ પર ભવ તો નરકે પચે રે, નામ થકી એ જીવ ॥મુનિ ભૂધર કહે પ્રાણીયા, વર્જો કામ સદૈવ ॥ કામી૦ ॥ ૮ ॥

# અથ શિયલ વિષે પુરુષને શીખામણની સજ્ઝાય

॥ ચાલ ॥ સુણ સુણ કંતા રે, શીખ સોહામણી ॥ પ્રીત ન કીજે રે પરનારી તણી ॥ ઉથલો ॥ પરનારી સાથે પ્રીત પિઉડા, કહો કિણ પરે કીજીયે ॥ એક ઉંઘ વેચી આપણી, ઉજાગરો કિમ લીજીયે ॥ કાછડી છૂટો કહે લંપટ, લોક માંહે લાજીયે ॥ કુલ વિષે ખંપણ રખે લાગે, સગામાં કેમ ગાજીએ ॥ ૧ ॥ ચાલ ॥ પ્રીતિ કરતાં રે, પહેલાં બીહીજીયે ॥ રખે કોઇ જાણે રે, મનશું ધ્રુજીયે ॥ ઉ૦ ॥ ધ્રુજીયે મનશું ઝૂરીયે પણ, જોગ મલવો છે નહીં॥ રાત દિન વિલપતાં જાયે, અટવાઈ મરવું સહી ॥ નિજ નારીથી સંતોષ ન વલ્યો, પરનારીથી કહો શું હશે ॥ જો ભરે ભાણે તૃપ્તિ ન વલી, તો એંઠ ચાટે શું હશે ॥૨॥ ચાલ॥ મૃગતૃષ્ણા થીરે તૃષ્ણા નવી ટળે, વેળુ પીલ્યાં રે તેલ નહિ નીસરે ॥ઉ૦॥ ન નીસરે પાણી વલોવતાં, લવ લેશ માંખણનો વલી ॥ બૂકતાં બાચક ભર્યા જેણે, તે તર્યા વાત ન સાંભળી ॥ તેમ નાર રમતાં પરતણી, સંતોષ ન વલ્યો એક ઘડી ॥ ચિત્ત ચટપટી ઉચ્ચાટ લાગે, નયણે નાવે નિદ્રડી ॥ ૩ ॥ ચાલ ॥ જેવો ખોટો રે, રંગ પતંગનો ॥ તેવો ચટકો રે, પર સ્ત્રી સંગનો ॥ ઉ૦ ॥ પર ત્રીયા કેરો પ્રેમ પિઉડા, રખે તું જાણે ખરો ॥ દિન ચાર રંગ સુરંગ રૂડો, પછી નહીં રહે નિર્ધરો ॥જે ઘણા સાથે નેહ માંડે, છાંડ તેહશું પ્રીતડી ॥ એમ જાણી મ મ કર નાહલા, પરનારી સાથે પ્રીતડી ॥ ૪॥ ચાલ ॥ જે પતિ વાહાલો રે, વંચે પાપિણી ॥ પરશું પ્રેમે રે, રાચે સાપિણી ॥ ઉ૦ ॥ સાપિણી સરખી વેણ નિરખી, શીયલ મૂકી ચલે ॥ આંખને મટકે અંગ લટકે, દેવ દાનવને છલે ॥ એ

માંહે કાલી અતિ રસાલી, વાણી મીઠી શેલડી ॥ સાંભળી ભોલા રખે ભૂલો, જાણજો વિષ વેલડી ॥ ૫ ॥ ચાલ ॥ સંગ નિવારો રે, પર રામા તણો ॥ શોક ન કીજે રે, મન મલવા તણો ॥ ઉ૦ ॥ શોક શાને કરો ફોગટ, દેખવું પણ દોહલું ॥ ક્ષિણ મેડિયે ક્ષિણ શેરીએ ભમતાં ન લાગે સોહિલું ॥ ઉચ્છવાસને નિઃશ્વાસ આવે, અંગ ભાજે મન ભમે ॥ વલિ કામિની દેખી દેહ દાઝે, અન્ન દીઠું નવિ ગમે ॥ ૬ ॥ ચાલ ॥ જાયે કલામી રે, મનશું કલમલે ॥ ઉન્મત્ત થઇને રે, અલલ પલલ લવે ॥ ઉ૦ ॥ લવે અલલ પલલ જાણે, મોહ ઘેલો મન રડે ॥ મહા મદન વેદન કઠિણ જાણી, મરણ વારૂ ત્રેવડે ॥ એ દશ અવસ્થા કામ કેરી કુત કાયાને દહે ॥ એમ ચિત્ત જાણી તજે પ્રાણી, પારકી તે સુખ લહે ॥ ૭ ॥ ચાલ ॥ પરનારીના રે, પરાભવ સાંભળો ॥ કંતા કીજે રે, ભાવ તે નિર્મલો ॥ ઉ૦ ॥ નિર્મલે ભાવે નાહ સમજો, પર વધૂ રસ પરિહરો, ॥ ચાંપીઓ કીચક ભીમસેને, શિલા હેઠલ સાંભલો ॥ રણ પડયાં રાવણ દશે મસ્તક, રડવડતાં ગ્રંથે કહ્યાં ॥ તિમ મુંજપતિ દુઃખ પુંજ પામ્યો, અપજશ જગ માંહે લહ્યો ॥ ૮ ॥ ચાલ ॥ શીયલ સલૂણા રે, માણસ સોહિયે ॥ વિણ આભરણે રે, જગ મન મોહીયે ॥ ઉ૦ ॥ મોહિયે સુર નર કરે સેવા, વિષ અમિય થઇ સંચરે ॥ કેસરી સિંહ શીયાલ થાએ, અનલ તિમ શીતલ જળે ॥ સાપ થાએ ફૂલમાલા, લક્ષ્મી ઘર પાણી ભરે ॥ પરનારિ પરિહરિ શીયલ મન ધરિ, મુક્તિવધૂ હેલા વરે ॥૯॥ ચાલ ॥ તે માટે હું રે, વાલમ વીનવું ॥ પાએ લાગી નેરે, મધુર વયણે ચવું ॥ ઉ૦ ॥ વયણ માહારૂં માનીયે, પરનારીથી રહો વેગલા ॥ અપવાદ માથે ચઢે મોટા, નરકે થઇયે દ

હિલા ॥ ધન્ય ધન્ય તે નરનારી જે દ્રઢ શીયલ પાલે કુલતિલે, તે પામશે યશ જગતમાંહિ, કુમુદચંદસમ ઉજલે ॥ ૧૦ ॥ઇતિ॥

## ॥ अथ शियल विषे नारीने सिखामणनी सज्झाय ॥

॥ ચાલ ॥ એક અનોપમ, શિખામણ ખરી ॥સમજી લેજોરે, સઘલી સુંદરી ॥ ઉ૦ ॥ સુંદરી સેહેજે હૃદય હેજે, પર સેજે નવિ બેસીયે ॥ ચિત્ત થકી ચૂકી લાજ મૂકી, પર મંદિર નવિ પેસીયે ॥, બહુ ઘેર હીંડી નાર નિર્લજ, શાસ્ત્રે પણ તજવી કહી ॥ જેમ પ્રેત દ્રષ્ટે પડ્યું ભોજન, જમવું તે જુગતું નહીં॥૨॥ ચાલ ॥ પરશું પ્રેમેરે, હસીય ન બોલીયે ॥ દાંત દેખાડી રે, ગુહ્ય ન ખોલીયે ॥ ઉ૦ ॥ ગુહ્ય ધરનું પરની આગે, કહેને કેમ પ્રકાશીયે ॥ વલી વાત જે વિપરીત ભાસે, તેહથી દુરે નાશીયે ॥ અસુર સવારા અને અગોચર, એકલાં નવિ જાઈએ ॥ સહસાતકારે કામ કરતાં, સહેજે શીલ ગમાવીયે ॥૩॥ ચાલ ॥ નટવિટ નરશું રે, નયણ ન જોડિયે, મારગ જાતાં રે, આઘું ઓઢીયે ॥ઉ૦॥ આઘું તે ઓઢી વાત કરતાં, ઘણાંજ રૂડાં શોભીયે ॥ સાસુ અને માતા જણ્યા વિણ, પલક પાસ ન થોભીયે ॥ સુખ દુઃખ સરજ્યું પામીયે પણ, કુલાચાર ન મૂકીયે ॥ પરવશ વસતાં પ્રાણ તજતાં, શીયલથી નવિ ચૂકીયે॥૩॥ ચાલ ॥ વ્યસની સાથેરે, વાત ન કીજીયે॥ હાથોહાથેરે, તાલી ન લીજીયે॥ઉ૦॥ તાલી ન લીજે નજર ન દીજે, ચંચલ ચાલ ન ચાલીયે, એક વિષય બુદ્ધે વસ્તુ કેહની, હાથે પણ નવિ ઝાલીયે ॥કોટી કંદર્પ રૂપ સુંદર, પુરૂષ પેખી ન મોહીયે ॥તૃણખલાં તોલે ગણી તેહને, ફરિય સામું ન જોઈયે ॥ ૪ ॥ ચાલ ॥ પુરૂષ પીયારો રે, વળી ન વખાણીએ ॥ વૃદ્ધ તે પિતા રે, સરખો જાણીયે

॥ ઉ૦ ॥ જાણીયે પીયુ વિણ પુરૂષ સઘલા, સહોદર સમોવડે પતિવ્રતાનો ધર્મ જોતાં, નાવે કોઇ તડોવડે ॥ કુરૂપ કુષ્ટી કૂબડો ને, દુષ્ટ દુર્બલ નિર્ગુણો ॥ ભરતાર પામી ભામિની તે, ઈંદ્રથી અધિકો ગુણો ॥ ૫ ॥ ચાલ ॥ અમર કુમારે રે, તજી સુરસુંદરી ॥ પવનંજયે રે, અંજના પરિહરી ॥ ઉ૦ ॥ પરિહરી સીતા રામે વનમાં, નલે દમયંતી વલી ॥ મહાસતી માથે કષ્ટ પડયાં પણ, શીયલથી તે નવિ ચલી ॥ કસોટીની પરે કસીઅ જોતાં, કંતશું વિહડે નહીં ॥ તન મન્ન વચને શીયલ રાખે, સતી તે જાણો સહી ॥ ૬ ॥ ચાલ ॥ રૂપ દેખાડી રે, પુરૂષ ન પાડીયે ॥ વ્યાકુલ થઈને રે, મન ન બગાડીયે ॥ ઉ૦ ॥ મન બગાડીયે પણ પુરૂષ પરનો, જોગ જોતાં નવિ મલે ॥ કલંક માથે ચઢે કુડાં, સગાં સહુ દૂરે ટલે ॥ અણસરજયો ઉચ્ચાટ થાયે, પ્રાણ તિહાં લાગી રહે ॥ ઈહ લોક પામે આપદા, પર લોક પીડા બહુ સહે ॥ ૭ ॥ ચાલ ॥ રામને રૂપે રે, સૂર્પનખા મોહી ॥ કાજ ન સીધૂં રે, અને ઈજત ખોઈ ॥ ઉ૦ ॥ ઇજત ખોઇ દેખ અભયા, શેઠ સુદર્શન નવિ ચલ્યો ॥ ભરતાર આગળ પડી ભોંઠી અપવાદ સઘલે ઉચ્છલ્યો ॥ કામની બુદ્ધે કામિનીયે, વંકચૂલ વાહ્યો ઘણું ॥ પણ શીયલથી ચૂકયો નહીં, દષ્ટાંત એમ કેતાં ભણું ॥ ૮ ॥ ચાલ ॥ શીયલ પ્રભાવે રે, જુઓ શોલે સતી ॥ ત્રિભુવન માંહે રે, જેહ થઇ છતી ॥ ઉ૦ ॥ સતી થઇને શીયલ રાખ્યુ, કલ્પના કીધી નહીં ॥ નામ તેહનાં જગત જાણે, વિશ્વમાં ઉગી રહી ॥ વિવિધ રત્ને જડિત ભુષણ, રૂપસુંદરિ કિન્નરી ॥ એક શીયલ વિણ શોભે નહીં, તે સત્ય ગણજો સુંદરી ॥ ૯ ॥ ચાલ ॥ શીયલ પ્રભાવે રે, સહુ સેવા કરે ॥ નવે વાડોરે, જેહ નિર્મલ ધરે

॥છ૦॥ ધરે નિર્મલ શીયલ ઉજવલ, તાસ કીરતિ ઝલહલે ॥ મન કામના સવિ સિદ્ધ પામે, અષ્ટ ભય દુરે ટલે ॥ ધન્ય ધન્ય તે જાણો નરા, જે શીયલ ચોખું આદરે, આનંદનાં તે ઓઘ પામે, ઉદય મહા જસ વિસ્તરે ॥ ૧૦ ॥

---

## ॥ अथ श्री परस्त्रीनी सज्झाय. ॥

(રાગ હોરી) મતિ તાક હો નાર બિરાની, હાં રે એતો નરક નિશાની ॥મતિ૦॥ એ આંકણી ॥પરનારી છે કાળી નાગણ, કે વિષવેલી સમાણી ॥તેજ પરાક્રમ પીલણ કાજે, એ ઘર મંડી ઘાણી॥ કે ગુણ વન બાળણ છાણી ॥ મતિ૦ ॥ ૧ ॥ રાવણ રાય ત્રિખંડકો નાયક, સીત હરી ઘર આણી ॥ રામ ચઢયો દળ બાદળ લેકર, માર્યો હે સારંગપાણિ ॥ કથા આગમ માંહે આણી ॥ મતિ૦ ॥ ૨ ॥ પદ્મોત્તર નિજ લાજ ગમાઈ, કીચક નીચ લહાણી॥ મણિરથ મૂઓ મયણ રેહા વશ, અપજશ લીયો અનાણી॥ જગમાં પ્રગટ કહાણી ॥ મતિ૦ ॥ ૩ ॥ ગૌ બ્રાહ્મણ બાળહત્યા ઋષિ, નારી હત્યા વળી જાણી ॥ તિણથી પાપ અધિક પણ લાગે, ભાંખ્યો હે કેવળનાણી ॥ કે અનંત દુખારાં ખાણી ॥ મતિ૦ ॥ ૪ ॥ રતન યતન કરી શીળ આરાધો, છંડો ને કુમતિ પુરાણી ॥ સુગતિ મહેલની સહેલ અચળ સુખ, સુગતિ રમણની શિરાણી ॥ કે વીર જિણંદની રે વાણી ॥ મતિ૦ ॥ ૫ ॥ સાલ છયાશીએ મહા મંદિરમેં, શીળ કથા સુવખાણી ॥ શીળ વિના સહુ જનમ અકારથ, કયાં રાજા કયાં રાણી ॥ કે શિયળ જગઉત્તમ પ્રાણી ॥ મતિ૦ ॥ ૬ ॥ ઇતિ. ॥

# અથ શ્રી થુલિભદ્રજીની સજ્ઝાય.

શ્રી થૂળિભદ્ર મુનિગણમાં શિરદાર જો, ચોમાસુ આવ્યા કોશ્યા આગાર જો ॥ ચિત્રામણશાળીયે તપ જપ આદર્યાં જો॥૧॥

આદરિયાં વ્રત આવ્યા છો અમ ગેહ જો, સુંદરિ સુંદર ચંપક વરણી દેહ જો ॥ અમ તુમ સરિખો મેળો આ સંસારમાં જો ॥ ૨ ॥

સંસારે મેં જોયું સકળ સરૂપ જો, દર્પણની છાયામાં જેવું રૂપ જો ॥ સુપનાની સુખડલી ભુખ ભાગે નહીં જો ॥ ૩ ॥

ના કહેશો તો નાટક કરશુ આજ જો, બાર વરસની માયા છે મુનિરાજ જો ॥ તે છોડી કેમ જાઓ હું આશા ભરી જો ॥૪॥

આશા ભરિયો ચેતન કાળ અનાદી જો, ભમ્યો ધરમને હીણ થયો પરમાદી જો॥ ન જાણી મેં સુખની કરણી જોગની જો ॥ ૫ ॥

જોગી તો જંગલમાં વાસો વસિયા જો, વેશ્યાને મંદિરિયે ભોજન રસિયા જો ॥ તુમને દીઠા એવા સંયમ સાધતા જો ॥૬॥

સાધશું સંયમ ઇચ્છારોધ વિચારી જો, કુરમાપુત્ર થયા નાણી ઘરબારી જો ॥ પાણી માંહે પંકજ કોરૂં જાણિયે જો ॥ ૭ ॥

જાણી એતો સઘળી તુમારી વાત જો, મેવા મીઠા રસવંતા બહુ જાત જો ॥ અમર ભુષણ નવનવલી ભાંતે લાવતા જો॥૮॥

લાવતા તો તું હતી આદરમાન જો, કાયા જાણું રંગ પતંગ સમાન જો ॥ ઠાલીને શી કરવી એવી પ્રીતડી જો ॥ ૯ ॥

પ્રીતલડી કરતા તે રંગભર સેજ જો, રમતા ને દેખાડતા ઘણું હેજ જો ॥ રીસાણી મનાવી સુજને સાંભરે જો ॥ ૧૦

સાંભરે તો મુનિવર મનડું વાળે જો, ઢાંકયો અગ્નિ ઊ વાડયો પરજાળે જો ॥ સંયમમાંહી એ છે દૂષણ મોટકું જો ॥૧૧॥

મોટકું આવ્યું તું નંદનું તેડું જો, જાતાં ન વહે કાંઇ તુમારૂં મનડું જો ॥ મેં તુમને તિહાં કોલ કરીને મોકલ્યા જો ॥ ૧૨ ॥

મોકલ્યા તો મારગ માંહી મળિયા જો, સંભૂતી આચારજ જ્ઞાને બળિયા જો ॥ સંયમ દીધું સમકિત તેણે શીખવ્યું જો ॥૧૩॥

શીખવ્યું તો કહિ દેખાડો અમને જો, ધર્મ કરતાં પુણ્ય વધેરૂં તમને જો ॥ સમતાને ઘેર આવી વેશ્યા એમ કહે જો ॥૧૪॥

વદે મુનિશ્વર શંકાને પરિહાર જો, સમકિત મૂળે શ્રાવકનાં વ્રત બાર જો ॥ પ્રાણાતિપાતાદિક સ્થૂલથી ઉચ્ચરે જો ॥૧૫॥

ઉચ્ચરે તો વીત્યું છે ચોમાસું જો, આણા લેઇને આવ્યાં ગુરુની પાસ જો ॥ શ્રુતનાણી કહેવાણા ચૌદ પૂરવી જો ॥૧૬॥

પૂરવી થઈને તાર્યા પ્રાણી થોક જો, ઉજ્વળ ધ્યાને તેહ ગ ચા દેવલોક જો ॥ ઋષભ કહે નિત્ય તેહનેકરીએ વંદના જો ॥૧૭॥

## अथ श्री स्त्रीना अवगुणनी सज्झाय.

ધન્ય જે પુરુષ નારી તજે, જાઊં હું તેહને બલિહારિ રે ॥ શિયળ ગુણે રંગ રમે, તેહની ગતિ મોક્ષદુવાર રે ॥ ધન્ય૦ ॥૧॥ એ આંકણી. ॥ નારી કૂડ કપટની કોથળી, નારી વિષયા તે સ ર્પની ભારિ રે ॥ નારી મોહતણી છે વેલડી, નારી સ્નેહતણી કરનારિ રે ॥ ધન્ય૦ ॥ ૨ ॥ વારે વારે કોણિકને કહે, એક હાર હાથીની વાત રે ॥ દશ બાંધવ નરકે ગયા, એ તો નારીતણા અવદાતરે ॥ ધન્ય૦ ॥ ૩॥ એક હાર હાથીને કારણે, માંડયો મ્હા નાથી યુદ્ધ રે ॥ જીવ ઘણા નરકે ગયા, તે તો નારીતણી બુ

બુદ્ધ રે ॥ધન્ય૦ ॥૪॥ એક પદ્માવતીના વેણથી, મુઆ એક ક્રોડ એંશી લાખ રે, પંચમ અંગે તથા વળી સૂત્ર, નિરયાવળિકાની સાખ રે; ॥ ધન્ય૦ ॥ ૫ ॥ નારી નવ નવા વેસ બનાવતી, નારી પાડે તે નરકનો બંધ રે ॥ નારી ફળ દેખાડે દુર્ગતિ તણાં, નારી પાપ પડળનો બંધ રે ॥ ધન્ય૦ ॥ ૬ ॥ લાખતણો નર અતિ ભલો તે તો કોડી મૂલ્ય વેચાય રે ॥ એક નારીના સંગથી, એ તો મ રીને નરકે જાય રે ॥ ધન્ય૦ ॥ ૭ ॥ નારી એકણને રીઝાવતી, એકણશુ કરતી સંગ રે ॥ નારી એકણને લલચાવતી, નારી કર તી અતિ ઘણા રંગ રે ॥ ધન્ય. ॥ ૮ ॥ નારી રૂપતણી છે દીવડી, કાસી નર તેહ પતંગ રે ॥ બ્રહ્મદત્ત ચક્રી નરકે ગયો, તે તો ભો ગતણો કરિ સંગ રે ॥ ધન્ય૦ ॥ ૯ ॥ નારી અબળા નાસ ધરાવતી, પણ સબળાને સમજાવે રે ॥ નારી હરિ હર બ્રહ્મા સારિખા, તેને ધ્યાનથકી ચુકાવે રે ॥ ધન્ય૦ ॥ ૧૦ ॥ નારી મોહતણી છે વેલડી, સુરિકંતા દેખો નામ રે ॥ જેણે ઝેર દિયો ભરતારને, નારી પા પતણો છે ઠામ રે ॥ ધન્ય૦ ॥ ૧૧ ॥ જુઓ શામારાણીના કેણથી, ચારસેં નવાણુ પરિવાર રે ॥ સિંહસેન રાજાએ બાળીયો, દુઃખ વિપાકે અધિકાર રે ॥ ધન્ય૦ ॥ ૧૨ ॥ રાણી કેકઇએ વર માગીયો, રાજા દશરથની પાસ રે ॥ ભરતને રાજ્ય અપાવિયો, પછે રામ ગયા વનવાસ રે ॥ધન્ય૦ ॥ ૧૩ ॥ સુરપનખા ચાડીયે ગઈ, રાજા રાવણની પાસ રે ॥ તેણે કરિ સીતા અપહરી, રાવણ લંકાતણો વિનાશ રે ॥ ધન્ય૦ ॥ ૧૪ ॥ જરાસંધની દીકરી, રાજા કંશતણુ ઘર નાર રે ॥ જીવજસાના કેણથી, થયો કુળતણો સંહાર રે ॥ ધન્ય૦ ॥ ૧૫ ॥ નારી સ્ત્રી રત્ન જાણીએ, ચોશઠ હજારમાં સિર દાર રે ॥ શાંતિ કુંથુ અરનાથે તજી, હું જાઉં તેહની બલિહારિ

રે ॥ ધન્ય૦ ॥ ૧૬ ॥ નેમિનાથ જંબુએ તજી, તે તો ઉત્કૃષ્ટા બ્રહ્મ ચારી રે ॥ ઘણુ ભવમાં સુગતે ગયા, તેનો સૂત્રે છે વિસ્તાર રે ॥ ધન્ય૦ ॥ ૧૭ ॥ જેવો રે રંગ પતંગનો, તેહવો નારીનો સંગ રે ॥ એવું જાણીને છોડજો, મુનિ માણેક કહે ઉચ્છરંગ રે ॥ ધન્ય૦ ॥ ૧૮ ॥

---

## अथ श्री स्त्रीने शीखामणनी सझाय.

નાથ કહે તું સુણને નારી, શીખામણ છે સારી જી ॥ વચ ન તે સઘળાં વીણી લેશે, તેહનાં કારજ સરશે ॥ શાણાં થઈએ જી ॥ ૧ ॥ એ આંકણી ॥ જાત્રા જાગરણને વિવાહમાં, માતા સાથે રહીએ જી ॥ સાસરિયામાં જળ ભરવાને, સાસુ સાથે જઇએ ॥ શા૦ ॥ ૨ ॥ દિશા અંધારીને એકલડાં, મારગમાં નવિ જઈ એ જી ॥ એકલી જાણી આળ ચઢાવે, એવડું શાને કરીએ ॥ શા૦ ॥ ૩ ॥ વહાણામાં વેલેરાં ઉઠી, ઘરનો ધંધો કરીએ જી ॥ નણંદ જેઠાણી પાસે જઇને, સુખ દુઃખ વાત ન કરીએ ॥ શા૦ ॥ ૪ ॥ ચોકામાં ચતુરાઇએ રહીએ, રાંધતાં નવિ રમીએ જી ॥ સહુકોને પ્રસાદ કરાવી, પાછળ પોતે જમીએ ॥ શા૦ ॥ ૫ ॥ ગાંઠે પહેરી ઘરમાં રહીએ, બહાર પગ નવિ ભરીએ જી ॥ સસરા જેઠની લાજ કરીને, મોં આગળથી ટળીએ ॥ શા૦ ॥ ૬ ॥ છૂટે કેશે શિર ઉઘાડે, આંગણામાં નવિ જઇએ જી ॥ પુરુષતણો પડછાયો દેખી, મોં આગળ નવિ રહીએ ॥ શા૦ ॥ ૭ ॥ એકાંતે દીઅરિયા સાથે, હાથે તાળી ન લઇએ જી ॥ પ્રેમ તણી જો વાત કરે તો, મોં આ ગળથી ખશીએ ॥ શા૦ ॥ ૮ ॥ આભરણ પહેરી અંગ શોભાવી, હાથે દર્પણ ન લઈએ જી ॥ પિયુડો જો પરદેશ સધાવે, તો કા

જળ રેખ ન દઇએ ॥ શા૦ ॥ ૯ ॥ પિયુડા સાથે ક્રોધ ન કરીએ, રીસાઇ નવિ રહીએ જી ॥ છૈયાં છોરૂ ઓકરડાંને, તાડન કદિયે ન કરીએ ॥ શા૦ ॥ ૧૦ ॥ ઉજડ મંદિર માંહિ ક્યારે, એકલડાં નવિ જઇએ જી ॥ એકલી જાણી આળ ચઢાવે, એવડુ શાને સહીએ ॥ શા૦ ॥ ૧૧ ॥ ફ્રિયલ નારીનો સંગ ન કરીએ, તસ સંગે નવિ ફરીએ જી ॥ મારગ જાતાં વિચાર કરીને, ઊંડા પાય ન ધરીએ ॥ શા૦ ॥ ૧૨ ॥ ઉદયરતન વાચક ઇમ બોલે, જે નર નારી ભણશે જી ॥ તેહનાં પાતક દૂરે ટળશે, મુક્તિ પુરીમાં મળશે ॥શા૦॥૧૩॥

---

## ॥ अथ स्त्री वर्जन शखामण सज्झाय ॥

॥ ધર્મ ભણી જાતાં ધરા, વચ માંહે પાડે વાટ ॥ લચ્છિ લીએ સર્વ લૂંટીને, વ્રતની જે વહે ઉવાટ ॥ બલા હો, બહુ બહુ બોલી એ બાલ, જે અછતા ઉપાયે આલ, જે વાધણથી વિકરાલ, જે આપે મરણ અકાલ ॥ બ૦ ॥ ૧ ॥ સંસારે સહુ સરિખું નહીં, જોડે વસંતાં જોય ॥ એક વાંકો એક પાધરો, બોરડીએ કાંટા જીમ હોય ॥ બ૦ ॥ ૨ ॥ બલા બલા સહુકો કહે, બીજી બલા બલવંત ॥ એ જેવી એકે નહીં, જે છલે પાડી છલંત ॥ બ૦ ॥ ૩ ॥ આખાઢો ગાઢો છલ્યો, કેઇ છલ્યા નર કોડ ॥ ગુણવંતનું પણ નહીં ગજું, જે ક્ષણમાં લગાડે ખોડ ॥ બ૦॥૪॥ ઉલાળે આકાશમાં એક, આંખે ઉલાળે અનેક ॥ મહીએ પગ મંડે નહીં વળી, નાસે વિનય વિવેક ॥ બ૦ ॥ ૫ ॥ જશોધર જિસ્યા જાલમી, વળી મુંજ જિસ્યા મહારાજ ॥ પુણ્યવંત પરદેશી સારીખા, તે કાંતાએ હણ્યા નિજ કાજ ॥ બ૦ ॥ ૬ ॥ જોરા

પર જંબુ જિસ્યા, વંકચૂળ સરિખા વીર ॥ સમર્થ શુલિભદ્ર સારિખા, જેહનાં નારિયેં ન ઉતાર્યાં નીર ॥ બ્ર૦ ॥ ૭ ॥ સોળ સતી આદેં થઇ, મહા સતીઓ જગ હિતકાર ॥ અનેક નર તે ણે ઉધર્યા, રહે નેમિ આદેં નિરધાર ॥ બ્ર૦ ॥ ૮ ॥ સુદર્શન છલતાં નવિ છલ્યો, થયો કેવલ કમલા કંત ॥ પરમોદય પામે સહી, જે પાસ એહને ન પડંત ॥ બ્ર૦ ॥ ૯ ॥

॥ अथ पर स्त्री वर्ज्जन सझाय ॥ धणरा ढोला ॥

॥ ए देशी ॥

॥ શીખ સુણો પીઉ મહારી રે, તુજને કહું કરજોડ ॥ ધણરા ઢોલા ॥ પ્રીત મ કર પરનારીશું રે, આવે પગ પગ ખોડ ॥ ધ૦ ॥ કહ્યું માનો રે સુજાણ, કહ્યું માનો ॥ વરજ્યાં વર્જો મારા લાલ, વરજ્યાં વર્જો, પરનારીનો નેહડલો નિવાર ॥ ધણરા ઢોલા ॥ ૧ ॥ જીવ તપે જીમ વીજલી રે, મનડું ન રહે ઠામ ॥ ધ૦ ॥ કાયા દાહ મિટે નહીં રે, ગાંઠે ન રહે દામ ॥ ધ૦ ૨ ॥ નયણે નાવે નિંદડી રે, આઠે પોહોર ઉદ્વેગ ॥ ધ૦ ॥ ગલીઆરે ભમતો રહે રે, લાગૂ લોક અનેક ॥ ધ૦ ॥ ૩ ॥ ધાન્ય ન ખાયે ધ્રાપતો રે, દીઠું ન રૂચે નીર ॥ ધ૦ ॥ નીસાસા નાંખે ઘણા રે, સાંભળ નણદીના વીર ॥ ધ૦ ॥ ૪ ॥ ભૂતલમે નિશિ નીસરે રે, ઝૂરી ઝૂરી પિંજર હોય ॥ ધ૦ ॥ પ્રેમતણે વશ જે પડે રે, નેહ ગમે તવ રોય ॥ ધ૦ ॥ ૫ ॥ રાત દિવસ મનમાં રહે રે, છેણશું અવિહડ નેહ ॥ ધ૦ ॥ વિસાર્યો નવિ વિસરે રે, દાઝે ક્ષણ ક્ષણ દેહ ॥ ધ૦ ॥ ૬ ॥ માથે બદનામી ચઢે રે, લાગે કોડ કલંક ॥ ધ૦ ॥ જીવિતનો સંશય પડે રે, જૂવો રાવણ

પતિ લંક ॥ ધ૦ ॥ ૭ ॥ પરનારીના સંગથી રે, ભલો ન થાયે નેઠ ॥ ધ૦ ॥ જૂવો કીચક ભીમડે રે, દીધો કુંભી હેઠ ॥ ધ૦ ॥ ૮ ॥ થાયે લંપટ લાલચી રે, ઘટતી જાયે જ્યોત ॥ ધ૦ ॥ જી ત ન થાય તેહની રે, જિમ રાય ચંદપ્રદ્યોત ॥ ધ૦ ॥ ॥ ૯ ॥ પર નારી વિષ વેલડીરે, વિષ ફલ ભોગ સંયોગ ॥ ધ૦ ॥ આદર કરી જે આદરે રે, તેહને ભવ ભય શોગ ॥ ધ૦ ॥ ૧૦ ॥ વાહાલા માહારી વીનતિ રે, સાચી કરીને જાણ ॥ ધ૦ ॥ કહે જિન હરષ તુમે સાંભળો રે, હિયડે આણી મુજ વાણ ॥ ધ૦ ॥ ૧૧ ॥

---

## ॥ लालचंद रुषि कृत श्री विजय कुंवर अने विजया कुंवरीनी सज्झाय ॥

॥ લાવણીની દેશીમાં ॥ શ્રી વીતરાગ જિન દેવ નમું શિર નામી, કહું શીલતણો અધિકાર, મુક્તિ જિણ પામી ॥ એક વત્સ દેશમેં કોસંબી નગરી જાણી, તે દક્ષિણ દેશમેં પ્રગટપણે વખાણી ॥ તિહાં શેઠ તણો સુત વિજય કુમર વૈરાગી, સુણિ શીલતણો મહિમા મનસેં લય લાગી ॥ તબ હાથ જોડ કર મુનિપે સોગન માગી, હુઆ એક માસમેં કૃષ્ણ પક્ષકા ત્યાગી ॥ ૧ ॥ ધન વિજય કુમરકી કરી કમી કછુ નાંજી, ચિત્ત ચોખે શીલ આદર્યું ભર જોબનમાંજી ॥ એ આંકણી ॥ પાલે શ્રાવક ધર્મ શુદ્ધ જ્ઞાન મુખ ઉચ્ચરે, પોસહ પડિક્કમણાં સંવર કરતા વિચરે ॥ કરિ દયા દાન સંતોષ શીલ શુદ્ધ પાલે, ધરિ ધર્મ ધ્યાન ઓર આતમકૂં અજૂઆલે ॥ દૃઢ સમકિતધારી શં

કા કેખા નવિ આણે, પર પાખંડીકો પખો નહીં વખાણે ॥ દેવા દિકનાં દુઃખ દેખી ધર્મ નવિ છંડે, ચઢતે પરિણામે કરણી અધિકી મંડે ॥ ધન૦ ॥ ૨ ॥ પુણ્ય યોગે વિજયા કુમરી મલી ગુણવંતી, શુદ્ધ ચોસઠ કલાની જાણ મહા બુદ્ધિવંતી ॥ ગજ ગમણી રમણી બોલે કોકિલ વાણી, તનું કંચન સોહે વદન ભાલ ભલકાણી ॥ અતિ અધર લાલ કોમલ, કપોલ બહુ સોહે, કર ચરણ ઉદર મુખ કમલ જોઈ મન મોહે ॥ બહુ હર્ષ ભાવશુ વિજય કુમરજી તીહાં, પુણ્ય યોગે જોડ મલી પરણે ઘર પ્રીયા ॥ ધન૦ ॥૩॥ હવે વિજય કુમરજીકી સોહે સુંદરતાઈ, અબ સુર સુંદરકી દેવરૂપ છબી છાઇ ॥ બિહુ કાને કુંડલ રત્ને જડિયાં સોહે, શીર લાલ મુકુટ મુક્તાફલ સુર નર મોહે ॥ ગલે હાર રત્ને જડિયા સોહે બહુ ભારી, કર કંકણ ચમકણ મુદ્રડીયાં છબિ ન્યારી ॥ અરૂ બદન ભાલ નિર્મળ શશિ નેત્રે સોહે, ઇત્યાદિક ગુણ કરિ વિજય કુમર મન મોહે ॥ ધ૦ ॥ ૪ ॥ તબ રંગ મહેલમેં બેઠે પલંગ બિછાઈ, પ્રીતમકી સેજે સુંદર તન સજ આઈ ॥ અણિયાલાં કજજલ વીજલીયાં ચમકંતી, કર જોડી ઉભી પીયુ આગળ મલપંતી ॥ ચમકે ચૂડિયાં સાર મણિયે ચમકંતી, નકવેસર વેણી ઝૂમરીયાં ઝમકંતી, કરકડિયાં જડિયાં મુદ્રડિયાં દમકંતી, અરૂ નેઉર પગમ ઘુઘરિયાં ઘમકંતી ॥ ધન૦ ॥ ૫ ॥ જબ બદન દિખાવે કામ જગાવે બાલા, ઇંદ્રાણી સરખી ઊભી રૂપ રસાલા, ॥ પ્રીતમકો આદર માગે સુંદરી ઉમાઈ, તન મન ઉલસંતી ઉભી આશા લાઈ ॥ કહે વિજય કુમરજી આહો સુંદરી ભલે આઈ, પણ હમણાં તુમ શું કામ નહિ મુઝ કાંઈ ॥ દિન તીન લગે નો નહિ મદનકી છાંહી, ફિર તુમ હમ પીછે સુખે સુખે

દિન જાઈ ॥ ધન૦ ॥ ૬ ॥ કહે કુમરી કુમરકું કહો કારણ છે કાંઈ, હું સુંદર તન સજ કર આઈ છું ઉમાઈ ॥ અબ અવસર ભરિયાં કેમ તજો પ્રીતમજી, મેં નિયમ લિયો છે તું સુંદરી નહિ સમજી ॥ તબ કુમરી પૂછે કહો પ્રીતમજી હમકું, અબ કિસ ભાંતકા નિયમ લિયા હે તુમકું ॥ મુઝ બાલપણાથી શિયલ રૂચ્યો મન માંહી, કિયા કૃષ્ણ પક્ષકા નિયમ મુનિપે જાઈ ॥ ધન૦ ॥ ૭ ॥ તબ વિજયા કુમરી ઊભી મુખ કુમલાઈ, મુઝ મનકી આશા ભરી રહી મન માંહી ॥ કહે વિજયકુમર સુણ સુંદરી ક્યું કુમલાઈ, તુમ જિમ છે તિમ મુઝ વેગ કહો ફુરમાઈ ॥ તબ વિજયાકુમરી ધીરજતા મન લાઈ, નીચા નેત્રે કરી વાત કરે સુરજાઇ ॥ મુજ બાળપણાથી શીલ રૂચ્યો મન માંહી, પહિલા પરણેકા પરિણામ હતા નહિ કાંહી ॥ ધન૦ ॥૮॥ ગુરૂણીપે કિયા મેં શુકલ પક્ષકા સોગન, અબતો મ્હારે હુઆ દોનું પક્ષકા આગન ॥ પ્રીતમજી તુમ તો પરણો નારી અનેરી, પણ પહેલી ઈચ્છા શીલ તણી હુઇ મેરી ॥ કહે વિજય કુમરજી અહો વલ્લભ ગુણવંતી, અબ તુમ હમ જોડી મલી બહુ દીપંતી ॥ હવે રત્ન છોડ કોણ કાચ ગ્રહે સુણ પ્યારી, શુદ્ધ શીલ પાલશું મુક્તિ રમણી છે નારી ॥ ધન૦ ॥ ૯ ॥ બહુ દેવલોકનાં સુખ વિલસ્યાં વાર અનેરી, પણ મન ઇચ્છા પૂરણ ભઇ નહિ કુણ કેરી॥ જીવ નરક નિગોદ ભમ્યો ભવસાયર માંહી, બહુ કાલ ગમાયો ગરજ સરી નહિ કાંહી ॥ અબ ઉત્તમ કુલ અવતાર લીયો છે આઈ, પુણ્ય યોગે મુનિવરકી જોગવાઇ પાઈ ॥ અબ માત તાત સબ ભ્રાત મિલે સ્વારથકા, ચઢતે પરિણામે શિયલ પાલશું નિત્યકા ॥ ધન૦ ॥૧૦॥ અબ અલ્પ સંપદા દેખી કહો કિ

ખોઈયે ॥ પણ વાડ સારૂ ખેત ખોયાં દુઃખ હોઇએ ॥ અબ યહ બાત અપને નહિ કરની કીસીકું, જો હમ દોનુંને નિયમ લિયા હે ખુસીકુ ॥ કર જોડી કુમરી કહે કુમરશું અરજી, પણ વાત એ છાની કેમ રહેશે કુંવરજી ॥ સુણી સસરો સાસુ ઘણાં ખીજશે તુમશું, પછી કિસી શરમસે રહો જાયસે હમશું ॥ ધન૦ ॥ ૧૧ ॥ સુણ પ્રીતમ પ્યારી એહ આપણી શિક્ષા, યહ બાત પ્રગટી તબ નિશ્ચે લેવી દીક્ષા ॥ એકણ સેજે સોવે સુંદરિ અરૂ સાંઇ, સુતે સૂતે બાત કરે જ્યું બહેનને ભાઇ ॥ દો બેર કરે પડિક્કમણ સામાયિક આઈ, કરે દાન શીલ તપ ભલી ભાવના ભાઈ ॥ તિહાં બાર વરસ વહિ ગયાં એમ કરંતાં, પછી વાત વિસ્તરી શીલપણે વિચરંતાં ॥ ધન૦ ॥ ૧૨ ॥ તબ દક્ષિણ દેશમેં વિજયા વિજયજી કેરાં, શ્રીવિમલ કેવલી કિયાં વખાણ ઘણેરાં ॥ એહુ ચરમ શરીરી છે મહા ઉત્તમ પ્રાણી, સહુ અચરીજ પામ્યાં સુણી કેવલિ મુખવાણી ॥ સુણિ જિનદાસ શ્રાવક હુઓ બહુ પ્રસન્ન, હું જાઇ કરૂં તિહાં હર્ષ ધરી દરશન્ન ॥ બહુ હર્ષભાવ શું આવ્યો નગરી કોશંબી, શ્રી વિજય કુંઅરની વાત સુણી અચંભિ ॥ ધન૦ ॥ ૧૩ ॥ બહુ હર્ષ ભાવથી મલિયો કંઅર કુંવરિયાં, પરિવાર જીમાયા બહુત હર્ષ મન ધરિયા ॥ તબ માત તાત કુમરકા ઘણું ઉમાહ્યા, તુમ કહો શેઠજી કુણ સગપણસે આયા ॥ શ્રીજૈનધર્મ સ્નેહ હોંશે કરી આયો, શીલવંત કુમર કુમરિકો દરિસન પાયો ॥ ધન્ય તુમચે કુલમેં ઉપના ઉત્તમ પ્રાણી, શ્રીવિમલ કેવલી શોભા ઘણી વખાણી ॥ ધન૦ ॥ ૧૪ ॥ એક સેજ સોવે શીલ નિર્મળું પાલે, બિહું બાલ બ્રહ્મચારી આતમને અજુવાલે ॥ બહુ અચરિજ સરખી

વાત સુણી હું આયો, વલી ભાવ મુનિકો દર્શન નિર્મલ પાયો ॥ તબ માત તાત કહે કહોજી હમકું ન્હાના, તુમ કિસી ભાંતકો નિયમ લીયા હૈ છાના ॥ તબ નેત્ર નીચાં કરી વાત કહે વિસ્તારી અબ સંયમ લેવા ઇચ્છા ભઇ હમારી ॥ ધન૦ ॥૧૫॥ જબ માત તાતપે માગે કુંવરજી આગ્યા, તબ નાત જાત સબ કુમરકું કહને લાગ્યા, તબ બહુત હઠનશું લહી કુમરજી શિક્ષા, ચઢતે પરિણામે દોનું લીની શુદ્ધ દિક્ષા ॥ બહુ કઠીણ હોઇને તપસાશું લય લાઈ, ભવિ જીવ સુધાર્યા શુદ્ધ સમકિત પદ પાઈ ॥ અરે જીવ અબ છતી વાંછે કિમ છીટકાઈ, ધન્ય વિજય વિજયા (કુમરી) ને અધિક કરી અધિકાઈ ॥ ધન૦ ॥ ૧૬ ॥ ચઢતે પરિણામે કરણી કીધી નિર્મલ, મુનિ મુકતે પહોતા દોનું પામ્યા કેવલ ॥ શ્રીદોલતરામજી અને જીવાજી સ્વામી, રૂષિ લાલચંદ ગુણગ્રામ કિયા શિર નામી ॥ સય સંવત અઢાર અડસઠે અવસર પાયા, શેહેર કોટા કેરા રામપુરે ગુણ ગાયા ॥ જિહાં શ્રાવક બહુ વસે શ્રદ્ધા ગુણવંતા, જિહાં સાધુ સાધવી આવે વિહાર કરંતાં ॥ ધન૦ ॥ ૧૭ ॥

## ॥ અથ શ્રી રાજીમતિ અને રહેનેમીના સંવાદની સજ્ઝાય. ॥

( વાયા વાયા ઉત્તર દિશિના વાય જો, એ દેશી. )

રહે–રહેનેમી અંબર વિણ રાજુલ દેખી જો, મદનોદય મોહ્યા મુનિ ચિત્ત ગવેષી જો ॥ કહે સુંદરી સુંદર મેળા સંસારમાં જો ૧

રા–સંસારે મેળા આવે શે કાજ જો, ચીર ધરી કહે રાજુલ તુમે મુનિરાજ જો ॥ આજ કિશું સંભારો મેળા વીસરયા જો ૨

રહે-વિસરે નહીં રાગીને પૂરવ પ્રીત જો, પ્રીત કરી રહે દૂર એ મૂરખ રીત જો ॥ ચતુરશું ચિત્ત મેળાવો ચતુરને સાંભરે જો ૩

રા-સાંભરે પણ હુમશૂં તુમ શો મેળાપ જો, દિયર ભોજાઈ પણાની જગમાં છાપ જો ॥ તેમાં શો ચિત્તમેળો ફોગટ રાગનો જો ૪

રહે-ફોગટ રાગે રોતાં તુમે ઘરમાંહીં જો, તજિ તુમને મુજ ભાઈ ગયા વનમાંહીં જો ॥ અમે તુમ ઘેર નિત વાત વિસામે આવતા જો ॥ ૫ ॥

રા-આવતા તો હું દેતી આદર માન જો, પ્રિતમ લઘુ બંધવ મુજ ભાઈ સમાન જો ॥ કંત વિયોગે તુમશું વાત વિસામતી જો ॥ ૬ ॥

રહે-વીસામા વનિતાને વલ્લભ કેરા જો, અણપરણી કન્યાને કંત ઘણેરા જો ॥ એક પખો જે રાગ તે ધરવો નવિ ઘટે જો ॥ ૭ ॥

રા-નવિ ધરે સતીયો જે નામ ધરાવે જો, બીજો વર વરવા ઇચ્છા નવિ ભાવે જો ॥ ન ફરે પંચની સાખે જે તિલકે ધર્યો જો ॥ ૮ ॥

રહે-તિલક ધરે તે તો સામાન્ય ઠરાય જો, મંગળ વરતે કર મેળાપક થાય જો ॥ માય પછી વોળાવે કન્યા સાસરે જો ॥ ૯ ॥

રા-સાસરિયે કુમારી જમવા જાય જો, વસ્તુ સામાન્ય વીશેષે સમજાયે જો ॥ કરમેળાના પહેલાં મન મેળા કરે જો ॥ ૧૦ ॥

રહે-મેળા કરવા અમે તુમ ઘેર આવંતાં જો, ભૂષણ ચીવર મેવા ફળ લાવંતા જો ॥ તુમ લેતાં અમને થઈ આશા મોટકી જો ॥ ૧૧ ॥

રા-મ્હોટી આશા શી થઈ તુમ દિલ માંહીં જો, દેવર જાણી હું લેતી ઉચ્છાંહીં જો ॥ સસરાનું ઘર લહિ ન ધરી શંકા અમે જો ॥ ૧૨ ॥

રહે-અમે જાણ્યું પતિવિણ રાજુલ ઓશિયાળી જો, એહને પરણી સુખભર પ્રીતડી પાળી જો ॥ દંપતિદીક્ષા લેશું જોવનમાં નહીં જો ॥ ૧૩ ॥

રા-નહિં ઓશિયાળી હું જગમાં કહેવાણી જો, ત્રણ્ય જગતના રાજાની હું રાણી જો ॥ ભૂતળ સરગે મવાણી પ્રભુ ચરણે રહી જો ॥ ૧૪ ॥

રહે-રહી ચરણે તો સુખ સંસાર ઠગાણી જો, ચંપક વરણી તુજ કાયા સોસાણી જો ॥ તપ જપ કષ્ટ જે કરવું તે વૃદ્ધાપણે જો ॥ ૧૫ ॥

રા-વૃદ્ધપણે મુનિને નવિ થાય વિહાર જો, થિરવાસે એક ઠામે રહે અણગાર જો ॥ જે જે કારજ સાધવું તે જોવન વયે જો ॥ ૧૬ ॥

રહે-જોવન વય જગમગતી તુમ હમ જોગ જો, ચાલો ઘેર જઈ વીલસિયે સુખ ભોગ જો ॥ વાત બની એકાંતે ગુફામાં પુણ્યથી જો ॥ ૧૭ ॥

રા-પુણ્યે દીક્ષા લીધી પ્રભુની પાસ જો, સંયમથી સુર સુગતિતણાં સુખવાસ જો ॥ વિરૂઆં વિષફળ ખાવા ઇચ્છા શી કરો જો ॥ ૧૮ ॥

રહે-શી કરો તો પાસ પ્રભુ અણગાર જો, ઉપદેશે ઘર છંડી થશે મુનિ ચાર જો ॥ તે ભવ મોક્ષ સુણીને કિમ જઈ ઘેર વશા જો

રા-ઘેર વશા પણ મુનિ દીઠા તપ કરતા જો, પશ્ચાતાપે કરી ફરિ સંયમ ધરતા જો ॥ પરિશાટન કરી પરમાતમ પદવી વર્યા જો ॥ ૨૦ ॥

રહે-વરિ પદવી પણ ભુક્તભોગી થઈ તેહ જો, તુમ ઉપર અમને પૂરવનો નેહ જો॥ અધુરાને દુક્કર સંજમ સાધન વિધિ જો

રા-વિધિયે વ્રત ધરિ થાવચ્ચા કુમાર જો, સિદ્ધગિરિ સિધ્યા

સાથે સાધુ હજાર જો ॥ વીરને વારે અંઈમુત્તો મુગતી જશે જો. ૨૨

રહે-જાશે ખરા પણ બાળપણામાં જોગી જો, વાત ન જાણે આ સંસારિક ભોગી જો॥ ભુગતભોગી થઈ અંતે સંયમ સાધશું જો

રા-સાધશું અંતે સંયમ તે સવિ ખોટું જો, જરાપણાનું દુઃખ સંસારે મ્હોટું જો ॥વ્રત ભાગીને જીવ્યા તે નરકે ગયા જો॥૨૪॥

રહે-ગયા નરકે તે જેણે ફરિ વ્રત નવિ ધરિયાં જો ॥ ભાગે પરિણામે સંયમ આચરિયાં જો ॥ ચારિત્રે ચિત્ત ઠરશે ઇચ્છા પૂરણે જો

રા-ઇચ્છા પૂરણ કોઇ કાળે નવિ થાવે જો, સ્વર્ગતણાં સુખ વાર અનંતી પાવેજો॥ ભવભય પામી પંડિત દીક્ષા નવિ તજે જો ૨૬

રહે-નવી તજે તો પૂરવધર કિમ ચૂક્યા જો, રહી ઘરવાસે તપ જપ વેશજ મૂક્યા જો ॥ અરિહા વાત એકાંતે શાસન નવિ કહે જો ॥ ૨૭ ॥

રા-કહે એકાંતે બ્રહ્મચર્ય જિનવરિયા જો, વ્રત તજિ પૂરવધર નિગોદે પડિયા જો ॥ વિષ ખાતાં સંસારે કુણ સુખીયા થયા જો ॥ ૨૮ ॥

રહે-થયા જિનેશ્વર સુખ વિલસી સંસારે જો, કેવળ પામી પછી જગતને તારે જો ॥ દીક્ષા લેશું આપણે સુખ લીલા કરી જો

રા-કીરિયા સંજમ જિનઆણા શિર ધારો જો, ચળચિત્ત કરીને ચરણતણું ફળ હારો જો ॥ વમન ભખંતાં શ્વાનપરે વાંછા કરો જો ॥ ૩૦ ॥

રહે-કર્યો અમને તુમે શ્વાન બરોબર સાચો જો, તો તુમ શું હવે રાગ તે ધરવો કાચો જો ॥ લાગ્યો તમાચો શિક્ષાનો મુજને ઘણો જો ॥ ૩૧ ॥

રા-મુજને ઘણો છે દીયરિયાનો રાગ જો, તેણે કહ્યું છું અ

ગંધન કુળના નાગ જો ॥ અગનિ પડે પણ વિષ વમિયું ચૂસે નહીં જો ॥ ૩૨ ॥

રહે—ચૂસે નહી તિર્યંચ પશુ વિખ્યાત જો ॥ તેથી ભુંડા હું નર ક્ષત્રી જાત જો ॥ તું ગુરૂમાતા વાત કિહાં કરશો નહીં જો ॥ ૩૩ ॥

રા—કરસો નહીં પણ જાણે જિનવર જ્ઞાની જો, જ્ઞાની આગળ વાત ન જગમાં છાની જો ॥ પ્રભુ પાસે આલોયણ લેઈ નિર્મળ થવું જો ॥ ૩૪ ॥

રહે—નિર્મળ થાવા જઈશું પ્રભુની પાસે જો, મિચ્છામિદુક્કડ તુમશું શુભ વાસે જો ॥ કૂપ પડંતાં તુમે કર ઝાલી રાખિયો જો

રા—રાખીયો તિમ પોતાનો મુનિરાયા જો, સ્વામી સહોદર માત શિવાના જાયા જો ॥ રહેનેમી સંયમે ઠરિયા ઈમ સાંભળી જો

રહે—સાંભળી જઈ પ્રભુ ચરણે શીશ નમાવી જો, આલોયણ લેઈ ઉજવળ ભાવના ભાવી જો ॥ કેવળ પામી શિવપદવી વરિયા સુખે જો ॥ ૩૭ ॥

રા—સુખે રહી ઘરમાં સય વરસ તે ચાર જો, એક વરસ છદ્મસ્થે રાજુલ નાર જો ॥ એક વિહૂણા પાંચશે વરસજ કેવળી જો ૩૮

રહે—કેવળી થઇને વિચર્યા દેશ વિદેશ જો, બહુ જન તાર્યા દેઇ વર ઉપદેશ જો ॥ શિવસુખ સજ્જાયે પોઢ્યા અગુરૂલઘુ ગુણે જો ॥ ૩૯ ॥

રા—ગુણે કરી દોય ગાયાં સુણજ્યો સયણાં જો, એક એક ગાથા અંતર એહુનાં વયણાં જો ॥ શ્રી શુભવીર વિવેકી નિત્ય વંદન કરે જો ॥ ૪૦ ॥

---

# અથ શ્રી ચતુર્થ અબ્રહ્મચર્ય પાપસ્થાનક સજ્ઝાય.

( તુમે બહુ મિત્રીરે સાહિબા ॥ એ દેશી. )

પાપસ્થાનક ચોથું વરજીએ, દુર્ગતિ મૂળ અબભ ॥ જગ સવિ મૂઝયો છે એહમાં, છાંડે તેહ અચંભ ॥ પાપ૦॥ ૧ એ આંકણી ॥ રૂડું લાગે રે એ ધુરે, પરિણામે અતિ ક્રૂર॥ફળ કિંપાકને સારિખાં, વરજે સજ્જન દૂર ॥ પાપ૦ ॥ ૨॥ અધર વિદ્રુમ સ્મિત ફૂલડાં, કુચ ફળ કઠિન વિશાળ ॥ રામા દેખી ન રાચિયે, એ વિષ વેલી રસાળ ॥ પાપ૦ ॥ ૩ ॥ પ્રબળ જવલિત અયપૂતળી, આલિંગન ભલુ તંત॥ નરક દુઆર નિતંબિની, જંઘન સેવન એ દુરંત ॥ પા૦ ॥ ૪ ॥ દાવાનળ ગુણ વન તણો, કુળ મશી કૂર્ચક એહ ॥ રાજધાની મોહરાયની, પાતક કાનન મેહ ॥પાપ૦॥૫॥ પ્રભુતાયે હરિ સારિખો, રૂપે મયણ અવતાર ॥ સીતાયે રે રાવણ યથા, છંડો તુમે નર નાર ॥ પાપ૦ ॥ ૬ ॥ દશ શિર રણમાંહે રોળિયાં, રાવણ વિવશ અખંભ ॥ રામે ન્યાયે રે આપણો, રોપ્યો જગ જય થંભ ॥ પાપ૦ ॥૭॥ પાપ બંધાએ રે અતિ ઘણાં, સુકૃત સકળ ક્ષય જાય ॥ અબ્રહ્મચારીનું ચિંતવ્યું, કદિયે સફળ નવિ થાય ॥ પાપ૦ ॥૮॥ મંત્રફળે જગ જશ વધે, દેવ કરે સાન્નિદ્ધ ॥ બ્રહ્મચર્ય ધરે જે નરા, તે પામે નવ નિદ્ધ ॥ પાપ૦ ॥ ૯ ॥ શેઠ સુદર્શનને ટળી, શૂળી સિંહાસન હોય ॥ ગુણ ગાયે ગગનેરે દેવતા, મહિમા શીળનો જોય ॥ પાપ૦ ॥ ૧૦ ॥ મૂળ ચારિત્રનું એ ભલું, સમકિત વૃદ્ધિ નિદાન ॥ શીળ સલીલ ધરે જિકે, તસ હુએ સુજસ વખાણ ॥ પાપ૦ ॥ ૧૧ ॥

## ॥ અથ ચતુર્થ મૈથુનવિરમણ વ્રત સંબંધઃ ॥

### ॥ દોહા ॥

॥ શાંતિનાથ જીનવર કહે, સુણ ચક્રાયુધ ભૂપ ॥ આસવ અલગુ પરહરી, હવે અબ્રહ્મ સરૂપ ॥ ૧ ॥ સ્થૂલ સુક્ષ્મ ભેદે કહ્યો, મૈથુન દોય પ્રકાર ॥ સુક્ષ્મ ઈષત્ કામથી, ઈંદ્રિયજનિત વિકાર ॥ ૨ ॥ ઔદારિક વૈક્રિય તથા, સ્ત્રી સાથે સંભોગ ॥ સ્થૂલ કહ્યો તે જીનવરે, મન વચ કાયા યોગ ॥ ૩ ॥ મૈથુન વિરમણ રૂપ તે, બ્રહ્મચર્ય દોય ભેદ ॥ સર્વ દેશથી આગમે, ભાખ્યું પ્રભુ ગતવેદ ॥ ૪ ॥ સર્વ નારી પરિહાર જે, સર્વ થકી તે બ્રહ્મ ॥ઈતર દેશથી જાણીયે, એ સાગારી ધર્મ ॥ ૫ ॥

ઢાળ ॥ આદર જીવ ક્ષમા ગુણ આદર ॥ એ દેશી ॥ શાંતિપ્રભુ જીનરાજ પયંપે, એ વ્રત નિરતિચારજી ॥ પાલંતાં શિવપદ પામીજે, સુણો હવે તાસ વિચારજી ॥ ૧ ॥ મકર વિષય વિષ આશ એ વિરૂદ્ધ, કહે અચિરાનો નંદજી ॥ કરજોડી પર્ષદ સવિ ભાવે, નિસુણે ધરિ આનંદજી ॥ મ૦ ॥ ૨ ॥ અપરગૃહીતા વિધવા કન્યાદિક પર નહીં એમ જાણજી ॥ તાસ ગમન કરતાં હોય પહેલો, ભાંખે ત્રિભુવન ભાણજી ॥ મ૦ ॥ ૩ ॥ઈત્વર ભાટી દેઈ વશ કીધી, કિણહિક ગણિકા નારીજી ॥ સ્વલ્પ કાલ સાધારણ બુદ્ધે, ગમને બીજો અતિચારજી ॥ મ૦ ॥ ૪ ॥ અનંગ તણી ક્રીડા નવિ કરવી, પરનારી સંઘાતજી ॥ અધર દશન કુચમર્દન ચુંબન, તજી આલિંગન વાતજી ॥ મ૦ ॥ ૫ ॥ પરનારીનાં અંગ મનોહર, નવિ નિરખે સવિકારજી ॥ શીલવંત શ્રાવકને ભાખ્યું, એમ કહે જગદાધારજી ॥ મ૦ ॥ ૬ ॥ યતઃ ॥ પરચ્છિઅંગ દંસણેઅ, મોસુત્ત

ગહણ કુસુમિણ ચેવ ॥ જયણા સવ્વથ્થ કરે, ઇંદિઅ અવલોયણે અતહા ॥૨॥ પૂર્વઢાલ ॥ ઢાંક્યાં અંગ નારીનાં જોતાં, ઉલટે રાગ અથાગજી ॥ ફરસે તેમ વલી વાધે બમણો, વરજે તેહ મહાભાગ જી ॥ મ૦ ॥ ૭ ॥ નજરે આવે રૂપ કદાચિત, ન ધરે રાગને દ્વેષજી ॥ મૂત્રાદિક ગ્રહતાં ન કરે, મર્દન યોનિ વિશેષજી ॥ મ૦ ॥૮॥ શયન કરતાં પહેલું ચિંતે, શલ્ય વિષોપમ કામજી ॥ ખિણ મિત્ત સુખ બહુ કાલલગે દુ:ખ, મન ચિંતવીયે આમજી ॥ મ૦ ॥ ૯ ॥ એમ ભાવન વૈરાગ્યે સૂતાં, કુસુમિણ નાવે રાતજી ॥ મોહ ઉદયથી કદાચિત આવે, તો નિસુણો તસ વાતજી ॥ મ૦ ॥૧૦॥ ઉઠી કરિ યાવહી પડિકમીયે, નિંદ તજી તતકાલજી ॥ કાઉસ્સગ્ગ કીજે ચઉ લોગસ્સનો, ભાવે થઇ ઉજમાલજી ॥ મ૦ ॥ ૧૧ ॥ ઇંદ્રિય અવલોકનની જયણા, દૃષ્ટિ નિવર્ત્તન રૂપજી ॥ યદુક્તં ॥ ગુજ્ઝોરૂ વયણ કખ્ખો, રૂઅંતરે તહથણંતરે દિઠું ॥ સાહરઇ તઓ દિઠિં, નય બંધઇ દિઠિએ દિઠિ ॥ ૨ ॥ પૂર્વઢાલ ॥ અનંગ ક્રીડ ઉપર એ વિસ્તર, ભાખે શ્રી જીનભૂપ જી ॥ મ૦ ॥ ૧૨ ॥ અથવા નિજ નારીશું આતુર, ભાવવિષય અસમાન જી ॥ ચોરાસી આસન આસેવન, ન કરે શ્રદ્ધાવાનજી ॥ મ૦ ૧૩ ॥ પુરૂષ નપુંસક સેવન તિમ વલી, હસ્ત કર્મ પરિહારજી ॥ કાષ્ટ ચર્મફલ માટી મટિત જે, કામોપગરણ ધારજી ॥ મ૦ ॥૧૪॥ એહથકી જે ક્રીડા કરવી, તે પણ ચીજે જાણજી ॥ હવે વિવાહ તણો કહે ચોથો, તે નિસુણો ગુણ ખાણજી॥ મં૦ ॥ ૧૫ ॥ કન્યા ફલ લિપ્સાયે પરના, બાલકનો વિવાહજી ॥ નિજ દારા સંતોષી ન કરે, સુણો તસ મર્મ ઉત્સાહ જી ॥ મ૦ ॥ ૧૬ ॥ નિજ દારા સંતોષી નિજ વિણ, ન ધરે અવર વિચાર જી॥ પરદારા વર્જે નિજ વેશ્યા, વિણ નહિ વિષય વિકાર જી॥મ૦ ॥

૧૭ ॥ અવરથી મનવચકાયે ન કરૂં, ન કરાવું એ પ્રસંગજી ॥ જો જોડે વિવાહ તે પરના, મૈથુન કારણ ભંગજી ॥ મ૦ ॥ ૧૮ ॥ હું વિવાહ કારક નહીં મૈથુન, કારક એણે ભાવજી ॥ વ્રત સાપેક્ષ અ ભંગ વિચારી, ભંગા ભંગ વિભાવ જી ॥મ૦ ॥ ૧૯ ॥ નિજ અ પત્ય ઉદ્વાહની ચિંતા, પણ ન કરે સુશ્રાદ્ધજી॥ જો ચિંતાકારકા હોવે કોઈ, તે જગ વિરલા લાધજી ॥ મ૦ ॥ ૨૦ ॥ અથવા સજજ નિ જ નારી હુંતે, પરણે બીજી જેહજી ॥ પરવિવાહ કરે તે ચોથો, અતિચાર સુણો નેહજી ॥મ૦॥ ૨૧ ॥ તીવ્રકામ ઉપર નવિ કીજે, અધ્યવસાય અત્યંતજી ॥ મુખ કક્ષોપસ્થાદિ ન સેવે, ચિરંકાલ એક ચિત્તજી ॥ મ૦ ॥ ૨૨ ॥ કેશાકર્ષણ દંત નખ ક્ષત, કરિ ન જગાડે કામજી ॥ કામ વૃદ્ધિકારી ગુટિકાદિક, કેરૂં ન લીયે નામજી ॥ મ૦ ॥ ૨૩॥ વેદોદય અસહિષ્ણુપણાથી, નિજ નારી આ ગારજી ॥ મૈથુનમાત્રે વેદોપશમન, નહિં અવરવિસ્તારજી ॥મ૦॥ ૨૪ ॥ અધિક કુચેષ્ટાથી ગુણ ન હુવે, સાહસું બલક્ષય થાયજી ॥ પરદારા વરજી પંચ વરજે, અવરને ત્રણ્ય કહાયજી ॥ મ૦ ॥ ૨૫॥ ઉક્તંચ ॥ પરદારવજ્જીણોપં, ચહુંતિ તિન્નિઉ સદારસંતુઠે ॥ ઇછ્છી ઇ તિન્નિ પંચવ, ભંગ વિગપ્પેહિં નાયવ્વા॥ ૩ ॥ સ્વદારસંતોષિણ સ્તુ ત્રય એવાંત્યા: આદ્યૌ તુ ભંગાવેવેતિ ॥ પૂર્વઢાલ॥ એમ નારીને પણ વર્જેવા, અતિચારઉન્માદજી॥ પરપુરૂષ નિજ પતિ બ્રહ્મચારી, અભિસરતાં હોય આદજી ॥ મ૦ ॥ ૨૬ ॥ પરિગૃહીત વારક દિનશોકયે, નિજ પિયુશું તેણ દીસજી ॥ શોકયતણો વારક લોપંતે, બીજો હોય જગીશજી ॥ મ૦ ॥૨૭॥ એમ પંચે જાણેવા જુગતે, નારીને અતિચારજી ॥ નિજ દારા સંતોષીને પણ, પંચછે અવર પ્રકારજી ॥ મ૦ ॥ ૨૮॥ પોતે ભાટકદેઈ ગ્રહીને, ગણિકા

લહી: નિજનારીજી ॥ ગમન કરતાં બીજો હોવે, તેહને પણ અતિચારજી ॥ મં૦ ॥ ૨૯॥ અનાભોગ અતિક્રમ આદિકથી, પહેલો પણ કોઇ વારજી ॥ ત્રણપૂર્વે દાખ્યા છે તેહિજ, એમ કહ્યા પંચ અતિચારજી ॥ મ૦॥ ૩૦ ॥ તથા ચ સૂત્રં ॥ સદારસંતોસિસ્સ ઇમે પંચ અઈયારા જાણિયવ્વા ન સમાયરિયવ્વેતિ ॥ એતદ્વ્રતફલમાહ ॥ પૂર્વઢાલ ॥ કનકચૈત્ય નિપજાવે કોઇ, આપે કનકની કોડીજી તેહનું પણ ફલ શીલવ્રતની, ન કરે જગમાં હોડજી ॥ મ૦॥૩૧॥ યત: ॥ જો દેઇ કણયં કોડી, અહવા કારેઈ કણય જિણ ભુવણં॥ તસ્સ ન તત્તિઅ પુણ્ણં, જત્તિઅ બંભવ્વએ ધરિએ ॥ ૪ ॥ પરસમયેપિ ॥ એકરાત્ર્યુષિતસ્યાપિ, યા ગતિર્બ્રહ્મચારિણ: ॥ ન સા ક્રતુસહસ્રેણ, વક્તું શક્યા યુધિષ્ઠિર ॥ ૫ ॥ એકતશ્ચતુરોવેદા, બ્રહ્મચર્યં તુ એકત: ॥ એકત: સર્વપાપાનિ, મદ્યં માંસં તુ એકત: ॥ ૬ ॥ પૂર્વઢાલ ॥ છિન્નેંદ્રિય દોભાગ ભગંદર, કુરૂવ નપુંસક રંડજી॥ વંધ્યા નિંદુ વિષકન્યા તિમ, હોયે કુશીલ જગ ભંડજી ॥ મ૦ ॥ ૩૨ ॥ દેવદ્રવ્યને ભક્ષણ કરવે, પરનારીને પાપે જી ॥ સાત વાર સત્તમીયે પહોંચે, એમ કહે જિનવર આપજી ॥ મ૦॥ ૩૩ ॥ પરેપ્યાહુ: ॥ તસ્માદ્ધર્માર્થિભિસ્ત્યાજ્યં પરદારોપસેવનમ્ ॥ નયંતિ પરદારાસ્તુ નરકાનેકવિંશતિં ॥ ૭ ॥ પૂર્વઢાલ ॥ નિજ દારા સંતોષીને પણ, પર્વદિવસસું વિશેષ જી॥વિષયતણો પરિહાર કરેવો,પરમતમાં પણ દેખ જી॥ મ૦॥ ૩૪ ॥યદુક્તં ॥ વિષ્ણુ પુરાણે ॥ ચતુર્દશ્યષ્ટમી ચૈવા, માવાસ્યા ચૈવ પૂર્ણિમા ॥ પર્વાણ્યેતાનિ રાજેંદ્ર, રવિસંક્રાતિરેવ ચ ॥ ૮ ॥ તૈલસ્ત્રીમાંસસંભોગી, પર્વસ્વેતેષુ વૈ પુમાન્ ॥ વિણ્મૂત્રભોજનં નામ, પ્રયાતિ નરકં મૃત: ॥ ૯ ॥ પૂર્વ ઢાલ ॥ બત્રીસ ઉપમા કહી એ વ્રતની, સાંભલ તસ અધિ-

કાર જી ॥ ભવિયણ દશમા અંગ મઝારે, ચોથે સંવર દ્વાર ઈ ॥મ૦॥૩૫॥ છઠે ખંડે ઢાલ છવ્વીસમી, ચોથા વ્રત અધિકાર જી। રામ કહે એ વ્રત પાલતાં, હોવે જય જય કાર જી ॥ મ૦૩૬।

## ॥ ઢાલ ॥ સારો સારઠ દેશ દેખાઓ રસીયા ॥

શીલવંત સુગુણ મોરે મન વસીયા ॥ બત્રીસ ઉપમ ગુણ યુત ધારી, નામ જપે રે જાયે પાપ નસીયાં રે ॥ શીલ૦ ॥૧॥ મુકુટ ને ક્ષૌમ વસન ફૂલ અરવિન્દ, ચંદનમાં ગોશીસ રસિયાં રે ॥ શી૦ ॥ ૨ ॥ ચંદ્રલવણ રયણાયર રૂડા, મણિ વૈડૂર્ય ઉલ્લસીયાં રે ॥ શી૦ ॥ ૩ ॥ ઔષધિયે કરી હેમગિરિ મ્હોટા, સિંધુ માં સીતોદા સરિયાં રે ॥ શી૦ ॥ ૪ ॥ દશમે સયંભૂરમણ જલનિધિમાં, વર્તુલ નગમાં રૂચક ગિરિયાં રે ॥ શી૦ ॥ ૫ ॥ ગજમાંહિ ઐરાવત હરિ મૃગમાં, અસુરમાં વેણુદેવ વરિયા રે॥ શી૦ ॥ ૬ ॥ પનરમી ઉપમ ભુવનપતિમાં, ધરણીધર જેમ ગુણ ભરિયા રે ॥ શી૦ ॥ ૭ ॥ સહુ સદમાંહે જેમ સૌધર્મી, બ્રહ્મ સુરલોકમાં સુખ કરિયાં રે ॥ શી૦ ॥ ૮ ॥ સ્થિતિ મ્હોટી લવસત્તમ સુરની, દાનમાં દાન અભય ગરીયાં રે ॥ શી૦॥ ૯ ॥ વીસમી ઉપમ રંગમાંહિ કિર્મજી, કબહી ન જાયે ઉતરીયાં રે ॥ શી૦ ॥ ૧૦ ॥ વજ્ર રૂષભ નારાચ સંઘયણે, સંઠાણમાંહિ સમચઉરંસીઆં રે ॥ શી૦ ॥ ૧૧ ॥ ધ્યાનમાં ધ્યાન શુકલ મન માન્યું, જ્ઞાનમાં કેવલ આરસીયાં રે ॥ શી૦ ॥ ૧૨ ॥ પચવીસમી ઓપમ લેશ્યામાં, શુક્લથી કર્મ કઠિણ ખસિયાં રે,॥ શી૦ ॥ ૧૩ ॥ મુનિમાં જેમ તીર્થંકર સ્વામી, સુર નર આવી નમે વસીયા રે ॥ શી૦ ॥ ૧૪ ॥ ક્ષેત્ર વિદેહ જયું ક્ષેત્રમેં મહે

હું, મેરૂ મહીધરમાં લસીયા રે ॥ શી૦ ॥ ૧૫ ॥ વનમાંહિ નંદન વન જેમ મ્હોટું, તરૂમાં જંબુ ઉલસિયા રે ॥ શી૦ ॥ ૧૬॥ જેમ હય ગજ નર સૈન્યમાં મ્હોટો, જગ ચક્રીશ્વર શુભ વસિયા રે ॥ શી૦ ॥ ૧૭ ॥ જેમ રથમાં હરિનો રથ મ્હોટો, તેમ વ્રતમાંહિ શીલ કસિયા રે ॥ શી૦ ॥ ૧૮ ॥ બત્રીસ ઉપમ ચોથા વ્રતની, જાણી પાલો વ્રત ધસમસીયાંરે ॥ શી૦ ॥ ૧૯ ॥

॥ દોહા ॥

॥ એ વ્રત દુષ્કર પાલતાં, પહોંચે સયલ જગીશ ॥ પંર દારા લંપટ તિકે, દુઃખ પામે નિશ દીસ ॥ ૧ ॥ યતઃ ॥ મેરૂ ગરિઠો જહ પવ્વયાણં, એરાવણો સાર બલો ગયાણં ॥ સિંહો બલિઠો જહ સાવયાણં, તહેવ શોલં પવરં વયાણં ॥૧॥ અન્યચ્ચોક્તં ॥ નપુંસકત્વં,તિર્યકત્વં, દૌર્ભાગ્યં ચ ભવે ભવે ॥ ભવેન્નરાણાં સ્ત્રીણાં ચા, ન્યકાંતાસક્તચેતસામ્ ॥ ૨ ॥ પૂર્વ દોહા ॥ પરનારી લોલુપ થકે, કરાલપિંગ દુઃખ દીઠ ॥ કહે ચક્રાયુધ સ્વામીને, કવણ હુઓ કહો ઇઠ ॥ ૩ ॥ પ્રભુ સંબંધ કહે તેહનો, કરાલ પિંગ જસ નામ ॥ પર્ષદ સ્થિર ચિત્ત સાંભલે, કરિય પ્રભુને પ્રણામ ॥ ૪ ॥

---

## ॥ ढाळ ॥ देशी रसियानी ॥ कुंथु जीणेसर केसर भीनी देहमी रे लो ॥ ए देशी ॥

ભવિયણ, વિષય ન સેવો વિરૂઓ દુઃખદાયી ઘણું રે લો ॥ કહે જીન શાંતિજી રે લો ॥ભ૦॥ ક્ષેત્ર નલપુર પુર સો

હામણું રે લો ॥ સુણો મન ખાંતેજી રે લો ॥ ભ૦ ॥ તિહાં નલ પુત્ર નરેશ્વર રાજ્ય કરે ગુણી રે લો ॥ ક૦ ॥ભ૦॥ ઉજ્જવલ જેહની કીર્તિ ચિહું દિશિમાં સુણી રે લો ॥ સુણો મન૦ ॥ ૧ ॥ ભ૦ ॥ તેહને પાપાભીષ્ટ પુરોહિત છે ભલો રે લો ॥ ક૦ ॥ ભ૦ ॥ નામ કરાલથી પિંગ અછે તસ નિર્મલો રે લો ॥ સુ૦ ॥ ભ૦ ॥ શાંતિ કરમ માંહિ ડાહ્યો અતિ રલિયામણો રે લો ॥ક૦ ભ૦ ॥ રાયતણું મન માન્યો લોક નમે ઘણો રે લો ॥ સુ૦ ॥૨॥ ભ૦ ॥ તિણ પુરમાં એક ઇભ્યતનય વાસો વસે રે લો ॥ ક૦ ॥ ભ૦ ॥ નામે તે પુષ્પદેવ ધને કરી ઉલ્લસે રે લો ॥ સુ૦ ॥ ભ૦ ॥ તેહને પુરોહિત સાથે, પ્રીતિ અછે ઘણી રે લો ॥ ક૦ ॥ ભ૦ ॥ રાત દિવસ રહે ભેલા, હોંશ હૈયા તણી રે લો ॥ સુ૦ ॥ ૩ ॥ ભ૦ ॥ તે વ્યવહારી ઘરે, નારી સારી અછે રે લો ॥ ક૦ ॥ ભ૦॥ રૂપવંતી ગુણવંતી, પતિ મનમાં રૂચે રે લો ॥ સુ૦ ॥ ભ૦ ॥ નામે તે પ્રદ્યુમ્ન, સિરી રતિ સારસી રે લો ॥ ક૦ ॥ ભ૦ ॥ દેખી તે પુરોહિતના, મનમાંહે વસી રે લો ॥ સુ૦ ॥ ૪ ॥ ભ૦ ॥ થયો વિષયાભિલાષી, નાખી લાજને રે લો ॥ ક૦ ॥ ભ૦ ॥ રાત દિવસ તે દોડે, નરવર કાજને રે લો ॥ સુ૦ ॥ ભ૦ ॥ એક દિવસ તે ઉપર, નૃપ રીઝયો અતિ રે લો ॥ક૦॥ભ૦॥ માગો મનોવાંછિત કહે, હર્ષે ભૂપતિ રે લો ॥ સુ૦ ॥ ૫ ॥ ભ૦ ॥ વિષયાનો ઉમાહો, વાહ્યો તે ધસીરે લો ॥ ક૦ ॥ રાજન્ મનોવાંછિત વર આપો, ઇચ્છા છે ઇસી રે લો ॥ સુ૦ ॥ રાજન્ પુરમાં મન માનીતી, નારીશું રમું રે લો ॥ ક૦ ॥ રાજન્ મન માન્યા સુખમાંહિ, કાલ હું નિર્ગમું રે લો ॥ સુ૦ ॥ ૬ ॥ રા૦ ॥ મન શરમાણો બોલે, બંધાણો કહે રે લો ॥ ક૦ ॥ સાંભલ વાત પુરોહિત

તુજ, સાથે દિલ જે વહે રે લો ॥ સુ૦ ॥ કહે નૃપ તે સાથે તુજ રમવું, અવર ન ઇચ્છવી રે લો ॥ ક૦ ॥ ધરજે વાત પુરોહિત એહ, કહી જે પ્રીછવી રે લો ॥ સુ૦ ॥ ૭ ॥ કહે નૃપ એહથી જો વિપરીત તું, ચાલીશ એકદા રે લો ॥ ક૦ ॥ કહે નૃપ કર શું તુજ શીર દંડ, અન્યાયી પરે તદા રે લો ॥ સુ૦ ॥ માની નૃપની વાણી નિરર્ગલ, તે પુરમાં થયો રે લો ॥ ક૦॥ આગલ ઉચો ઊંટ વલી તે, ઉકરડે ગયો રે લો ॥ સુ૦ ॥ ૮ ॥ ભમતો પુરમાં તે દિન રાત કે, માતા સાંઢ જ્યું રે લો ॥ ક૦ ॥ કરતો પરનારીશું કેલિ, કુલાગત સવિ તજ્યું રે લો ॥ સુ૦ ॥ એક દિન મોહ્યો તે પુષ્પદેવની, નારી ઉપરે રે લો ॥ ક૦ ॥ રાગે અંધ થયો તે ચિંતે, ચિત્તને અંતરે રે લો ॥ સુ૦ ॥ ૯ ॥ કેમ એ નારી સારી પ્યારી, મહારે વશ થશે રે લો ॥ ક૦ ॥ દેખી એહના મુખનું ફૂલ કે, મુઝ દિલ ઉલ્હસે રે લો ॥ સુ૦ ॥ ભ૦ ॥ એમ ચિંતી તેસ ખારી, દાસીશું મલી રે લો ॥ ક૦ ॥ દાખી તેહની આગળ સઘળી, વાત એ મન રળી રે [illegible] ॥ સુ૦ ॥ ૧૦ ॥ ભદ્રે તેમ કર જેમ તુજ સ્વામિની, મુઝને આદરે રે લો ॥ ક૦ ॥ મુજને ક્ષણ ક્ષણ તસ દીદાર, હિયામાં સાંભરે રે લો ॥ સુ૦ ॥ માનિશ તાહરો પાડ નિરંતર, જીવિશ જીહાં લગે રે લો ॥ ક૦ ॥ કરજે મુજ ઉપર અનુકૂલ, મનાવી ઓલગે રે લો ॥ સુ૦ ॥ ૧૧ ॥ પામી અવસર તેણી દાસીએ, વાત સર્વે કહી રે લો ॥ ક૦ ॥ નિસુણી શીલવંતી એ વાત, નિખર માની નહીં રે લો ॥ સુ૦ ॥ રે રે ધિક્ જૂઠી શું બોલી, બોલ તું એહવા રે લો ॥ ક૦ ॥ બહુપુર માંહે બહુ વિરલ, વસે એ જેહવા રે લો ॥ સુ૦ ॥ ૧૨ ॥ હવે મૂખ એહ વાતું તેહ, પામી આતમા રે લો ॥ ક૦ ॥ બહુની ચિરંજીવો મુઝ વા

ક્ષમ, અવરની નહી તમા રે લો ॥ સુ૦ ॥ ફેરીને દાસી કહે તુજ વાત, ન માને એ કિમે રે લો ॥ ક૦ ॥ કહેણુ ન ચાલે ઇહાં મુજ, કાંઈ કરો તુમે જે ગમે રે લો ॥ સુ૦ ॥ ૧૩ ॥ પામી અવસર એક દિવસ તે, આવીને કહે રે લો ॥ ક૦ ॥ વહેલી કરો કરૂણા મુઝ ઉપર, વિરહે તન દહે રે લો ॥ સુ૦ ॥ કહેવા લાગી તે એમ ન ઘટે, તુમને બોલવું રે લો ॥ ક૦ ॥ જો જાણે તુમ મિત્ર તો થાયે, ઇહાં કાંઈ અભિનવું રે લો ॥ સુ ॥ ૧૪ ॥ ભ૦ ॥ નિસુણી વાણી પુરોહિત, થયો મનમાં ખુશી રે લો ॥ ક૦ ॥ ભ૦ ॥ જાણી તે અનુકૂલ, કહે ફેરીને હસી રે લો ॥ સુ૦ ॥ કહે તેહને એમ કરવું, જેમ તુમ નાહલો રે લો ॥ કા૦ ॥ સુંદરિ તો પૂરાયે આશ પણ, ચિત્ત ઉમાહલો રે લો ॥ સુ૦ ॥ ૧૫ ॥ ભ૦ ॥ કહી એકાંતે તેણે નિજ, કંતને વાતડી રે લો ॥ ક૦ ॥ ભ૦ ॥ નિસુણી મનમાં સૂધી, તસ ઇર્ષ્યા ચઢીરે લો ॥ સુ૦ ॥ મન ભાગ્યું દિલમાંહે, રીઝ રહી નહીં રે લો ॥ ક૦ ॥ ભ૦॥ જગમાં એહ શિરે, ભૂંડી કરણી સહી રે લો ॥ સુ૦ ॥ ૧૬ ॥ ભ૦ ॥ હવે તેણે કીધી નૃપશિર, વેદન આકરી રે લો ॥ ક૦ ॥ ભ૦ ॥ મંત્ર બલે કરે પાસે, પુરોહિત ચાકરી રે લો ॥ સુ૦ ॥ ભ૦ ॥ કહે રાજન પુરોહિત, ટાલો વેદનીરે લો ॥ક૦॥ભ૦ ॥ કરો ઉપકાર એ મુજ તો, વિલસું મેદની રે લો ॥ સુ૦ ॥ ૧૭ ॥ ભ૦ ॥ મંત્ર થકી તેણી વારે, વેદન તતક્ષણે રે લો ॥ ક૦ ॥ ભ૦ ॥ તુષ્ટ થયો રાજેશ્વર, વર માગો ભણે રે લો ॥ સુ૦॥ ભ૦ ॥ વિપ્ર કહે સુણ રાજન, માહરી વિનતિ રે લો ॥ ક૦ ॥ સાહેબ મુઝને એહ મગાવી આપો કરૂં વિનતી રે લો ॥ સુ૦ ॥ ॥ ૧૮ રાજન છે કિંજલ્પદ્વીપે, સુસ્વર પંખીયાં રે લો ॥ ક૦ ॥ રા૦ નામથકી કિંજલ્પ, બહુમેં પરખિયાં રે લો ॥ સુ૦ ॥ રા૦ ॥ એ

પુષ્પદેવને મૂકો, જઇને લાવસે રે લો ॥ કo ॥ રાo॥ ચોંપ કરી રિ કારજ, વહેલો આવશે રે લો ॥ સુo ॥ ૧૯ ॥ રાo ॥ કહે તેડી પુષ્પદેવને, કાજ કરો તુમ્હે રે લો ॥ કo ॥રાo॥ તુમ આદેશ પ્રમાણ જઈ લાવું અમે રે લો ॥ સુo ॥ ભo॥ ઘેર આવી એક ભૂમિ, ગૃહ સત્વર કર્યો રે લો ॥ કo ॥ ભo॥ તે ઉપર એક યંત્ર પલ્યંક લેઈ ધર્યો રે લો ॥ સુo॥૨૦॥ ભo॥ શીખવિયું સેવકને, જબ આવે રહી રે લો ॥ કo ॥ ભo ॥ યંત્રશય્યા બેસારી, નાખે જો મહિં રે લો ॥ સુo ॥ ભo ॥ તે છાનો મુઝ પાસે, પુરોહિત લાવજો રે લો ॥ કo ॥ ભo ॥ કામ કરીને જિહાં છું, તિહાં તુમે આવજો રે લો ॥ સુo ॥ ૨૧ ॥ ભo ॥ ચાલણ ને મિષ જઇ તે, વનમાં ઉતર્યો રે લો॥ કo ॥ ભo ॥ તતક્ષણ તેહ પુરોહિત હર્ષ હૈયે ભર્યો રે લો ॥ સુo ॥ ભo ॥ પુષ્પદેવને મંદિર, તે આવ્યો વહી રે લો ॥ કo ॥ ભo ॥ કૂડ તણી રચના તેણે, મુર્ખે નાં,વ લહી રે લો ॥ સુo ॥ ૨૨ ॥ ભo ॥ પદ્મસિરીયે યંત્ર, પલ્યંકે બેસારીયો રે લો ॥ કo ॥ભo॥ તતક્ષણ તે ઉછલી ને, ભોંયસિ ધાવિયો રે લો ॥ સુo ॥ ભo ॥ ભાગ્યું તેહનું અંગ, થયું સવિ જાજરૂં રે લોo ॥ કo ॥ ભo॥ ઠબકાણી સવિ સંધિ જયું, જુનું ખાંજરૂં રે લો ॥ સુo ॥ ૨૩ ॥ ભo ॥ બાંધી મજૂરને બંધે, શેઠને આપીયો રે લો ॥ કo॥ ભo ॥ ઉપાડી કઠપંજરમાં, તસ સ્થાપિયો રે લો ॥ સુo ॥ ભo ॥ ચાલ્યા કોઇ દેશાંતર, ખટમાસી રહ્યા રે લો॥ કo ॥ ભo॥ કાજ કરીને વલીયા, નવિ કોણે લહ્યા રે લો ॥ સુo ॥ ૨૪ ॥ભo॥ નિજ પુર આવી મીણે, લેપ કર્યો તેને રે લો ॥ કo ॥ ભo ॥ ચહોડ્યાં પંચ વર્ણનાં પિંછાં અતિ ઘને રે લો ॥ સુo ॥ ભo ॥ જઇ દરબારે ભેટ કર્યો તે ભૂપને રે લો ॥

ક૦ ॥ ભ૦ ॥ રીઝયો રાજા જોર, દેખી તસ રૂપને રે લો ॥ સુ૦ ॥ ૨૫॥ભ૦॥ રાજન્ બહુ અહિયાં પણ મારગ, માંહિ મરી ગયાં રે લો ॥ ક૦ ॥રા૦ ॥આવ્યો એ ઈહાં કણ એક એ, દ્વિજ બહુ દિન થયા રે લો ॥ સુ૦ ॥ રાજન્ કહે એ પંખી માણસ, સરિખો કેમ અછે રે લો ॥ ક૦ ॥ રા૦ ॥ કહે બોલાવો એહને, મુજ મનમાં રૂચે રે લો ॥ સુ૦ ॥ ૨૬ ॥ ભ૦ ॥ લઇ કરમાં તે પ્રાજન, આર દીયે ઘણું રે લો ॥ ક૦ ॥ભ૦॥ બોલતું પંખી નૃપ, આગલ બહુ શું ભણું રે લો ॥ સુ૦॥ભ૦॥ તે કહે કિં જલ્પામિ, તસ વાણી સુણી રે લો ॥ ક૦ ॥ રાજન્ દ્વિજ ઓલખીયો ભાંખે, વળતું તે ભણી રે લો ॥ સુ૦ ॥ ૨૭ ॥ રા૦ ॥ કહે પુષ્પદેવ એ મુજ, પુરો હિત સારિસો રે લો ॥ ક૦ ॥ રાજન્ હાથ તણે આરીસે, કરકં કણ કિસ્યો રે લો ॥ સુ૦ ॥ રાજન્ જૂવો નિરખી જેમ, સંદેહ ટલે પરો રે લો ॥ ક૦ ॥ રા૦ ॥ પરખીને નિરખતાં, તે જાણ્યો ખરો રે લો ॥ સુ૦ ॥ ૨૮ ॥રા૦॥ પૂછે એ શું કારણ, મુજ દાખો તુમે રે લો ॥ ક૦ ॥ રા૦॥ કહે પુષ્પદેવ કહંતાં, લાજું છું અમે રે લો ॥ સુ૦ ॥રા૦॥ વાત સુણીને મનમાં, નૃપ કોપ્યો ઘણો રે લો ॥ ક૦ ॥ રા૦ ॥ કહે આરક્ષક નરને જઇ, એહને હણો રે લો ॥ સુ૦ ॥ ૨૯॥ ભ૦ ॥ કરીય કદર્થના પુર, શેરીમાં ફેરીયો રે લો ॥ ક૦ ॥ ભ૦ ॥ જઇ વધ ભૂમે નૃપ, સુભટે તે મારીયો રે લો ॥ સુ૦ ભ૦ ॥ ગયો નરકાવનિ તાજી, જિહાં અયપુતલી રે લો ॥ ક૦ ॥ ભ૦ ॥ આલિંગાવે અસુર, પચારે વળી વળી રે લો ॥ સુ૦ ૩૦ ॥ ભ૦ ॥ ભમશે તે બહુ કાલ, લગે સંસારમાં રે લો ॥ ક૦ ભ૦ ॥ રહે એમ વિષય નડ્યા ભવ, કારાગારમાં રે લો ॥ સુ૦ ॥ ભ૦ ॥ છઠે ખંડે ઢાલ, કહી શત્તાવીશમી રે લો૦ ક૦ ॥

મ૦ ॥ શાંતિપ્રભુની દેશન, સુણો સાકર સમી રે લો ॥ સુ૦ ॥ ૩૧ ઇતિ ચતુર્થ વ્રતોપરિ કરાલપિંગલ પુરોહિત કથાનકમ્ ॥૪॥

## अथ श्री शीयलनी चूनडीनी सज्झाय.

( વીર કહે ગૌતમ સુણો. એ દેશી )

રે જીવ વિષય નિવારીએ, નારી શિર શો નેહોરે ॥ મુંજ મૃણાલ તણી પરે, ઝટક દેખાવે છેહો રે ॥ રે જીવ૦ ॥ ૧ ॥ ખટ ખંડ કેરો રાજીયો, આપ તણો અંગ જાતો રે, ચૂલણી ચૂકી મારવા, અવર કહું કિશી વાતો રે ॥ રે જીવ૦ ॥ ૨ ॥ જનમ લગે જે વાલહી, સૂરીકંતા નારો રે ॥ કંઠ ઠવ્યો અંગૂઠડો, મારયો નિજ ભરતારોરે ॥ રે જીવ૦ ॥ ૩ ॥ ચંદ્રવદની મૃગ લોચની, ચાલંતી ગજ ગેલારે ॥ રૂપે દિસે રૂયડી, પિણ તે વિષની વેલારે ॥ રેજીવ૦ ॥ ૪॥ વિષયારસ વિષ વેલડી, શેલડી, સેવો ચંગો રે ॥ પંડિતજનને ભોળવે, ક્ષણમાં દાખે ભંગોરે ॥ રે જીવ૦ ॥ ૫ ॥ નારી વિષય વિણાસીયો, દશકંધર દશ શીશો રે ॥ રાજ રમણી હારી કરી, નરક પડે નિશ દીશો રે ॥ રે જીવ૦ ॥ ૬ ॥ એક ઇંદ્રી પરવશપણે, બંધન પામે જીવો રે ॥ મયંગલ મોહ્યો હાથણી, બંધ પડયો કરે રીવો રે ॥ રે જીવ૦ ॥૭॥ મધુકર મોહ્યો માલતી, લેવા પરિમલ પૂરો રે ॥કમળ મિલતે માંહિ રહ્યો, જબ આથમિયો સૂરોરે ॥ રે જીવ૦ ॥ ૮ દીપ શિખા દેખી કરી, રૂપે મોહ્યો પતંગો રે ॥ એના કારણ લોભીયો, હોમે આપણો અંગો રે ॥ રે જીવ૦ ॥ ૯ ॥ નાદ વિનોદે વેંધીયો, હરણ હણ્યો નિજ બાણો રે ॥ રસના ફરસે માંછલો, બાંધ્યા ધીવર જાળો રે ॥ રે જી૦ ॥૧૦॥ પંડિત શીલવિજય તણા, શિષ્યદીયે આશીષો રે ॥ શીલ સુરંગી ચૂનડી, તે સેવો નિશદિશો રે ॥ રે જીવ૦ ॥ ૧૧ ॥

## ॥ अथ श्री परस्त्री निरखवा उपर लावणी ॥

ચતુર પરનારી મત નિરખો ॥ શ્રાવણ કેરી રેન અંધેરી બીજલીકો ચમકો ॥ રાવણ મોટા રાય કહાવે, લંકા ગઢ બંકો ॥ પાપ કરીને નરક પોહોંચીયો, દુઃખ પાયો અધકો ॥ ચ૦ ॥૧॥ ધાતકીખંડકો રાય પદ્મોત્તર, દ્રૌપદિને હરતો ॥ કૃષ્ણ નરેસર કરે ખુવારી, જબ પુણ્ય હુવો હલકો ॥ ચ૦ ॥૨॥ કીચક રાય મહાદુઃખ પાયો, ભીમસું અધકો ॥ નારી દ્રૌપદી નેહ વિચારી, ભવ ભવમેં ભટકયો ॥ચ૦॥૩॥ પરનારીકો રંગ પતંગ હે, પોવલકો ઝલકો ॥ ઓસબુંદ જબ લગે તાવડા, ઢલક જાગે ઢલકો ॥ચ૦॥ ૪ ॥ પરનારીકો સ્નેહ કરંતાં, ધન જાશે ઘરકો ॥ દુજા દેખ કર કરે ખુવારી, જબ વનમેં ભટકયો ॥ ૫ ॥

## ॥ अथ रूपविजयजी कृत श्रीथूलिभद्र सज्झाय ॥

॥ આંબો મોર્યો હે આંગણે, પરિમલ પુહવી ન માય ॥ પાસે ફૂલી હે કેતકી, ભ્રમર રહ્યો હે લુભાય ॥ આંબો૦ ॥૧॥ એ આંકણી ॥ આવો થૂલીભદ્ર વાલહા, લાછલદેના હો નંદ ॥ તુમ શું મુઝ મન મોહિયું, જિમ સાયરને ચંદ ॥ આં૦ ॥ ૨ ॥ સુગુણાસાથે હો પ્રીતડી, દિન દિન અધિકી હો થાય ॥ બેઠો રંગ મજીઠનો, કદીયે ચટક ન જાય ॥ આં૦ ॥ ૩ ॥ નેહ વિહુણા કે માણસાં, જેહવાં આવલ ફૂલ ॥ દીસંતાં રલીઆમણાં, પણ નવિ પામે હે મૂલ્ય ॥ આં૦ ॥ ૪ ॥ કોયલડી ટહુકા કરે, આંબે લેહેકે રે લુંબ ॥ થૂલિભદ્ર સુરતરૂ સારિખો, કોશ્યા કણયર કુંબ ॥ આં૦ ॥૫॥ થૂલિભદ્રે કોશ્યાને બૂઝવી, દીધો સમકિત સાર ॥ રૂપવિજય કહે શીલથી, લહિયે સુખ અપાર ॥આં૦૬॥

## ॥ श्री क्षमाकल्याणजी कृत श्री थूलिभद्र सझाय ॥

॥ તીરથ તે નમું રે ॥ એ દેશી ॥ શ્રીમહાવીર જિનેસરૂ ॥ ત્રિભુવન ગુરૂજી ॥ તસુ અઠમ પટધાર ॥ શ્રીથૂલિભદ્ર નમો ॥ ૧ ॥ પાડલીપુર સોહામણું, મહી મંડણુ જી ॥ તિહાં પાયો અવતાર ॥ શ્રી૦ ॥ ૨ ॥ નંદ નરિંદ મંત્રીશ્વરૂ, ગુણ આગરૂ જી ॥ શ્રી સકડાલ સુપુત્ર ॥ શ્રી૦ ॥ ૩ ॥ લાછલદે નંદન ભલો, મુનિ ગુણનિલો જી ॥ નાગર દ્વિજ કુલ દીપ ॥ શ્રી૦ ॥૪॥ શ્રી સંભૂતિવિજય ગુરૂ, પૂરવ ધરૂ જી ॥ વ્રત લીધાં તસુ પાસ ॥શ્રી૦॥૫॥ કોશ્યા વેશ્યા પ્રતિબોધવે, સદ્ગુરૂ તવેજી॥ દુક્કર દુક્કર કાર ॥ શ્રી૦ ॥૬॥ ચોદ પુરવ શિખ્યો મ લી, શ્રૂત કેવળી જી ॥ શ્રી ભદ્રબાહુ સમીપ ॥ શ્રી૦॥ ૭ ॥ સંયમ પાલ્યો નિર્મલો, ત્રિવિધે ભલો જી॥ જંગમ યુગ પ્રધાન ॥શ્રી૦ ॥ ૮ ॥ પંચ માસ પંચ દિન સહી, ઉપર કહી જી ॥ વરસ નવાણું આપ ॥ શ્રી૦ ॥ ૯ ॥ કરી અણસણ આરાધના, શુભ વાસના જી ॥ પહોતા સ્વર્ગ મઝાર ॥ શ્રી૦ ॥ ૧૦ ॥ ચુલશી ચોવીશી લગે, જ સ ઝગસગે જી ॥ રહેશે જેનું નામ ॥ શ્રી૦ ॥ ૧૧ ॥ વસુ યુગ વસુ ચંદ્ર વત્સરે ( ૧૮૪૮ ) પાડલીપુરે જી ॥ જસુ પદ થાપના કીધ ॥ શ્રી૦ ॥ ૧૨ ॥ વાચક અમૃત ધર્મનો, ગુણે શુભ મનો જી ॥ શિષ્ય ક્ષમાકલ્યાણ ॥ શ્રી૦ ॥ ૧૩ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री क्षमाकल्याणजी कृत सुदर्शन शेठनी सझाय लिख्यते ॥

॥ અલવેલાની દેશી ॥ શીલ રતન જતને ધરો રે લો, જેહથી સહુ સુખ થાય રે સલુણે, શેઠ સુદર્શનની પરે રે લો, સંકટ

સહુ મિટ જાય રે ॥ સ૦ ॥ શી૦૧ ॥ અંગદેશ ચંપાપુરી રે લો, દધિવાહન ભુપાળ રે ॥ સ૦ ॥ અભયા પ્રમુખ અંતેઉરી રે લો, સુંદર તનુ સુકમાલ રે ॥ સ૦ ॥ શી૦ ૨ ॥ શેઠ સુદરસણ તિહાં વસે રે લો, નારી મનોરમ કંત રે ॥સ૦॥ કામસમો રૂપે કરી રે લો, વ્રતધારી ગુણવંત રે ॥ સ૦ ॥ શી૦ ૩ ॥ અભયા રાણી એકદા રે લો ॥ કેળવી કૂડ મંડાંણ રે ॥ સ૦ ॥ કાઉસગ્ગ કરતા શેઠજી રે લો ॥ અણાવ્યા નિજ ઠાણ રે ॥ સ૦ ॥ શી૦ ૪ ॥ ઉપસર્ગ કીધા આકરા રે લો, પિણ નવિ ચુકયા તેહ રે ॥ સ૦ ॥ આલ અલીક દિયો તિણ રે લો, નૃપ નહીં સદ્દહે એહ રે ॥ સ૦ ॥ શી૦ ૫ ॥ શેઠ ભણી પુછે ઇસો રે લો, કહો એ કવણ વૃતાંત રે ॥ સ૦ ॥ શેઠ મુખે બોલે નહીં રે લો, રૂઠયો ભુપ અત્યંત રે ॥ સ૦ શી૦ ૬॥ મારણ હુકમ કીયો તદા રે લો, કીધ વિટંબના ભૂર રે ॥ સ૦ ॥ તસ ઘરણી કાઉસગ રહી રે લો, કષ્ટ કરેવા દૂર રે ॥ સ૦ ॥ શી૦ ॥૭॥ શાસનસુરી સાંનિધિકારી રે લો, પ્રગટયો પુણ્ય પંડુરરે ॥સ૦॥ સૂળી સિંહાસન થયો રે લો, શીલ પ્રભાવ સનુર રે ॥ સ૦ ॥ શી૦ ૮ ॥ રાજા બહુ આદર કરી રે લો, પહુંચાવે નિજ ગેહ રે ॥ સ૦ ॥ સબ અપરાધ ખમાવિયો રે લો, વ્યાપ્યો સુજસ અછેહ રે ॥ સ૦ ॥ શી૦ ૯ ॥ અનુક્રમે સંયમ આદર્યો રે લો, સાર્યાં આતમ કામ રે ॥ સ૦॥ કેવળ લહી મુગતે ગયા રે લો, શેઠ સુદરસણ સ્વામ રે, ॥સ૦॥શી૦૧૦॥ મગધ દેશ પાડલીપુરે રે લો, વાંદે શ્રી મુનિ ભાંણરે ॥સ૦॥ અમૃત ધર્મ સંયોગથી રે લો, શીષ્ય ક્ષમાકલ્યાણરે ॥ સ૦ ॥ શી૦ ૧૧॥

## ॥ अथ रतनचंदजी कृत विजय शेठनी सझाय.

સુકલ પક્ષ વિજયા વ્રત લીન, સેઠ કિસન પખરો જાણ,

ધન ધન શ્રાવક પુન્ય પ્રભાવક, વિજયશેઠ ને શેઠાંણી ॥ધ૦॥૧॥ સજ સિણગાર ચઢી પિયમંદીર, હિય હરખ ઔર હુલસાની ॥ તીન દીવસ સુજ વરત તણા તે, શેઠ બોલે મધુરી વાણી ॥ધ૦॥ ૨ ॥ વચન સુણીને તો નીર ઢલીયાં, વદન કમલે થઇ બિલખાં ની, પ્રેમ ધરી પદમણીને પૂછે, થેં કિમ યોં વીલખાંણી ॥ધ૦॥૩॥ શુકલ પક્ષ વ્રત ગુરૂ મુખ લીનો, થેં પરણો દૂજી રાણી॥ દૂજી નાર મારે બેન બરાબર, ધન ધીરજ થારી હો રાણી ॥ ધ૦॥૪॥ હિ યે હાર સિણગાર સજી સબ, સ્યાંમ ઘટાહિય ઉલસાંનિ॥વરસાકાળ અતિ ઘણો ગરજે, ચિહૂ ધારા વરસે હો પાંણી ॥ ધ૦ ॥ ૫ ॥ એકસી જ્યા ને દોનું પરબળ, તો પિણ મન રાખ્યા હુલસાંની ॥ પટ ર. સ માસ દુવાદસ બાસર, સરસ સમજ હિય હૂલસાંની ધ૦॥૬॥ મન વચ કાયા અખંડત નિરમલ, શીલ પાળ્યું સાચું જાંણી ॥ વિમ લકેવલિ કરી પ્રશંસા, યે દોનું ઉત્તમ પ્રાણી॥ ધ૦ ૭ ॥ પ્રગટ હોયા સજમ વ્રત લીનો, મોહ કર્મ કીયા ધુળધાની ॥ રતન ચંદ કર જોડી વીનવે, કેવળ લે ગયા નિરવાણી॥ ધ૦ ॥ ૮ ॥

## ॥ अथ ज्ञानविमळजी कृत सितानी सज्झाय ॥

॥ ધોબીડા તું ધોજે મનનું ધોતીયું રે એ દેશી ॥ જનક સુતા સીતા સતીરે, રામચંદ્રની ઘરનારી રે, કૈકેયી વર અનુ ભાવથી રે, પોહુતા વનહ મઝારિ રે॥ ૧ ॥ શીલવંતી સીતા વંદીયે રે ॥ એ આંકણી ॥ અતિ રૂપે રાવણે હરી રે, તિહાં રાખ્યું શીલ અખંડ રે ॥ રાવણ હણી લંકા ગ્રહી રે, લક્ષ્મણ રામ પ્રચંડરે ॥સી૦ ૨ ॥ અનુક્રમે અયોધ્યાયે આવિયા રે, કર્મવશિ થયું દુઃખ રે ॥ ગ ર્ભવતી વને એકલી રે, મુકી પણ થયું સુખ રે॥ સી૦ ૩ ॥ લવ

ને કૂસ સૂત પરગડા રે, વિદ્યાવંતા વિસાલ રે ॥ અનુક્રમે ધીજે ઉતર્યારે, જળ થયું અગ્નિની ઝાળ રે ॥ સી૦ ૪ ॥ દિક્ષા ગ્રહી સુરપતિ થયારે, અચ્યુત કલ્પે તેહ રે ॥ તિહાંથી ચવી ભવ અંતરે રે, શિવ લહેસે ગૂણ ગેહ રે ॥સી૦॥૫॥ લવ કૂસ હનુમાનજી રે, રામ લહ્યા શિવ વાસ રે ॥ રાવણ લક્ષ્મણ પામસ્યે રે, જીન ગણ ધર પદ ખાસ રે ॥સી૦૬॥ પદ્મચરીત્ર એહનારે, વિસ્તારે અધિકાર રે॥જ્ઞાનવિમળ ગુરૂથી લહ્યા રે,સુખ સંપતિ જયકાર રે॥સી૦૭॥ઇતિ

## ॥ स्त्री भरतारनो शीयल उपर भाव. ॥

પ્રહ ઉઠી રે પંચ પરમેષ્ટી સદા નમું, મન શુદ્ધરે જેનેચરણે નિત્ય નમું; ધુર તેહને રે અરિહંત સિદ્ધ વખાંણિએ, તે પછીરે આચારજ મન આંણીયે. ૧ આણિએમન ભાવ સુધે, ઉપાધ્યાય મન રલી; જે પન્નર કર્મ ભુમિ માંહી, સાધુ પ્રણમો તેહ વળી; જેમ કૃષ્ન પક્ષે શુકલ પક્ષે, શિયળ પાલ્યો તે સુણો; ભરતારને સ્ત્રી વિનયતેહનો, ચરિત્ર ભાવે મેં ભણ્યો.॥ ૨ ॥ભરત ક્ષેત્રે રે સમુદ્ર તીરે દક્ષિણ દિસે, કછ દેશરે વિજય શેઠ શ્રાવક વસે; શીળવ્રત રે અંધારા પક્ષનો લીયો, બાળપણામાં રે એવો નિશ્ચે મન કીયો. ॥૩॥ મન કીયો એવો તેણે નિશ્ચે, પક્ષ અંધારો પાળશું; ધરિ શીયળ નિશ્ચે એહ રીતે, નેમ દુષણ ટાળ શું. એક છેય સુંદર રુપ વિજયા, નામે કંન્યા ત્યાંહાં વળી. તિણે શુકલ પક્ષનો શીયળ લિધો, સુગુરુ જોગે મન રળી. ॥૪॥ કર્મ જોગે રે માંહોમાંહે તે બેહુ તણો, શુભ દિવસે રે હુઓ વિવાહ સોહામણો; તવ વિજયા રે, સોળ શણગાર ભલા કરી, પિયું મંદિર રે પોહતી મન ઉલટ ધરી. ॥૫॥ મન ધરી ઉલટ પ્રગટ

પોહતી, પિયુ પાસે સુંદરી; તે દેખી હરખો શેઠ બોલ્યો, આ જ તો છે આખડી; મુજ શીળ નિમ છે પક્ષ અંધારે, તેહના દિન તિન છે; તે નિયમ પાળી શુક્લ પક્ષે, ભોગ ભોગવશું પછે. ॥૬॥ એમ સાંભળી રે, તવ વિજયા વિળખી થાએ; પિયુ પુછે રે; કાં ચિંતા તુજને થાએ; તવ વિજયા રે કહે શુક્લ પક્ષનો મેં લિયો, બાળાંપણે રે વ્રત ચોથો નિશ્ચે કિયો. ॥૭॥ કીયો નિશ્ચે બાળપણા માં, શુક્લ પક્ષ વ્રત પાળશું; ઉભય પક્ષ હવે શીયળ પાળી, નેમ દુષણ ટાળશું, તુમ અવર નારી પરણીને, હવે શુક્લ પક્ષ સુખ ભોગવો; કૃષ્ણ પક્ષે નેમ પાળી, અભિગ્રહ એમ જોગવો, ॥૮॥ તવ વળતો રે તસ ભરતાર કહે હસો, પદ રહ્યું તેહ છાંડી રે શીળ સબળ બેઉ પાળશું; એહ વારતા રે માત પિતાને ન જણાવશું. ॥૯॥ માત પીતા જબ જાણશે તવ, દિક્ષા લેશું ધરી દયા; એમ અભિગ્રહ લેઇને, ભાવ ચારિત્રીયા થયા, એકત્ર સજ્યા સયન કરતાં, ખડગ ધારા વ્રત ધરે; મન વચન કાયાએ કરી, શુદ્ધ શીળ બે ચિત ધરે. ॥૧૦॥ વિમળ કેવળી તામ ચંપા નયરીએ, તતખિણ આવી સમોસર્યા એ; આણી અધિક વિવેક શ્રાવક જીનદાસ કહે વિનય ગુણ પરવર્યા એ, ॥૧૧॥ સહસ ચોરાશી સાધુ મુજ ઘર પારણો, કરે જો મનોરથ તો ફળે એ; કેવળ જ્ઞાન અગાધ કહે શ્રાવક સુણો, એહ વાત તો નવિ બને એ. ॥૧૨॥ કિહાં એટલા સાધુ કિહાં વળી સુજતો, ભાત પાણી એટલો એ; તો હવે તેહ વિચાર કરો, તુમે જિમ તિમ દીધાં ફળ હુવે એ. ॥૧૩॥ છેય એક કચ્છદેશ શેઠ વિજય વળી, વિજયા ભાર્યા તસ ઘરે એ; ભાવ જતી ગૃહ ભેખ તેહને; ભોજન દીધે ફળ હુવે એટલો એ૦ ॥૧૪॥ જીનદાસ કહે ભગવંત તીણ માંહે, એટલા કુંણ ગુંણ કુંણ વ્રત

છે ઘણાં એ; કેવળી કહે અનંત ગુંણ તસુ શીળમાં, કૃષ્ન શુકલ પક્ષ તણા એ૦ ॥૧૫॥ કેવળી મુખ સાંભળી, શ્રાવક તે જીનદાસોરે; કચ્છ દેશે હવે આવીયો, પુરે તે મનની આશોરે. ॥૧૬॥ ધન ધન શીળ સુહામણો, શીળ સમો નહી કોઇ રે; શીળે સુર સાનીધ્ય કરે, શોળે શીવ સુખ હોય રે. ધ૦ ॥૧૭॥ શેઠ વિજય વિજયા ભણી, ભક્તિશુ ભોજન દેઇ રે; સહસ ચોરાશી સાધુનો, પારણાનો ફળ લેઇ રે. ધ૦ ॥૧૮॥ માત પિતા જબ પુછીયું, તેહનો શીળ વખાણે રે; કેવળીને મુખે જીમ સુણ્યો, તિમ કહે તેહ સુજાણરે. ધ૦ ॥૧૯॥ કૃષ્ણ શુકલ પક્ષ દંપતી, ભોજન દે કોઇ ભાવેરે; સહસ ચોરાશી સાધુનો, પારણાનો ફળ પાવે રે. ધ૦ ॥૨૦॥ માત પિતા જવ જાંણીયો, પ્રગટ એહ સંબંધ રે; શેઠ વિજય વિજયા વળી, ચારિત્ર લે પ્રતિબંધ રે. ધ૦॥૨૧॥ કેવળીની પાસે ચારિત્ર લેઇ ઉદાર, મન મમતા મુકી પાળે નિરતિચાર; અષ્ટકર્મ ખપાવી પામ્યા કેવળ જ્ઞાન, તે મુક્તિ પોતા દંપતી સુગુણ સુજાણ. ધ૦॥૨૨॥ તેહના ગુણ ગાવે ભાવે જે નરનાર, તે શીવ સુખ પામે પોહોચે ભવને પાર; નાગોરી તપગછ શ્રી ચંદ્રકીર્તિ સૂરિરાય, શ્રી હર્ષ કીર્તિ સૂરિ જંપે તાસ પસાય. ધ૦॥૨૩॥ કળસ ॥ જીમ કૃષ્ણ પક્ષે શુકળ પક્ષે, શીળ પાળ્યો નિર્મળો, તે દંપતીના ભાવ સુધે, સદા સહુ ગુરુ સાંભળો; જીમ દુરિય દોગહ દુર જાએ, સુખ થાએ બહુ પરે, વળી ધવલમંગલ આવે વંછિત સુખ કુશળ ઘર અવતરે ॥

---

## ॥ राजेमतीनी पंदर तिथिओ. ॥

જે જીવ સુખ કમળને રાજે રે, સરસતીને નમુ શુભ સાજે

રે; નેમ ગુણ ગાવાને કાજે, વાલો મારો નેમ જીણંદ કયારે મ
ળશે રે; પ્રભુ દેખીને દુખડાં ટળશે; વાહાલો૦ ૧ ॥ મારો શ્યામ સું
દર કયારે મળશે રે ॥ જેણે રથ તોરણથી વાલ્યો રે, જેણે પશુઓ
નો ભય ટાલ્યો રે, જેણે જાદવ કુળ અજવાલ્યો; વાહાલો૦ ૨॥
રાજુલ પ્રભુ રંગે રાતી રે, પિઉ વિરહે તપે જેની છાતી રે; પંદરે
તિથિ ઈણી પેરે ગાતી. વાહાલો૦ ૩॥ પડવે તિથિ પેહેલી વખા
ણું રે, પિયું મળશે મન ઈમ જાણું રે; એને ઉપશમ રશનું ટાંણું.
વાહાલો૦ ૪॥ બીજે દુવિધ ધરમના રાગી રે, પશુ કરૂણા કરી
મને ત્યાગી રે; જાણું શિવ રમણીના રાગી. વાહાલો૦ ૫॥ ત્રીજે
ત્રણ જોગને સાધે રે, જીન મારગ શુધ આરાધે રે; દયા વિના
ધરમ ન વાધે. વાહાલો૦ ૬॥ ચોથે ચોથું વ્રત ચિતે ધારી રે; ગ
યા તોરણથી તજી નારી રે; વાલમજી એ વાત ન સારી. વાહા
લો૦ ૭॥ પાંચમે વ્રત પાંચને પાળી રે, જાણું દોપ સવિ તમે ટા
ળી રે; નિજ નારીને કિમ ન સંભાળી. વાહાલો૦ ૮॥ છઠે છ
કાયને રાખી રે, અબળાને દુખમાં નાંખી રે; તુમે કુણ આગળ
કર્યો સાખી. વાહાલો૦ ૯॥ સાતમે શુભ ચિતને કીજે રે, જગજીવ
ના ભય વારીજે રે; તો મુજને કીમ દુખ દીજે, વાહાલો૦ ૧૦॥
આઠમે આઠ કરમને તોડી રે, શીવ નારી સાથે પ્રીત જોડી રે; મુ
જથી ન કરી એ થોડી. વાહાલો૦ ૧૧॥ નવમે નવ ભવનો નેહ
ટાળીરે, મન મોહ દશાથી વાળીરે; મુને ટલવલતી ન સંભાળી.
વાહાલો૦ ૧૨॥ દશમે દશ વિધ જતી ધરમે રે, આદર્યો ચીત જા
ણ્યો મરમેરે; મુને ઈમ પડે છે ભરમે. વહાલો૦ ૧૩॥ અગ્યારશે
રસના ધામિરે, ઈમ શીધ હોવે કિણ કામિરે; વિણ અવગુણે
તજીએ વામિ. વાહાલો૦ ૧૪॥ બારશે બુદ્ધિવંતા મીત રે, નવિ

જાણી ઋષિની નીતરે; એવી ખોટી કરો છો અનીત. વાહાલો૦ ૧૫॥ તેરશે તેરસમેં આહી રે, પછે જાજયો મુનીને વાહી રે; રાખીશ ચિચુડા કર સાહી, વાહાલો૦ ૧૬॥ ચઉદશે ચતુરા ચિત ચિંતે રે, મને મેલી ગયા નિજ કંત રે; હું તો અવગુણી ગુણી ભગવંત, વાહાલો૦ ૧૭॥ પુનમે પખવાડુ થાએ રે, કંત નાવ્યા તિહાં રાજુલ જાય રે; જઇ વંદ્યા પ્રભુજીના પાય. વાહાલો૦ ૧૮॥ તુમે અનંત ગુણી ભગવાન રે, વ્રત આપી વધારો વાંન રે, મુજને દિજીએ વંછિત દાન. વાહાલો૦ ૧૯॥ સંજમ દેઈ તારી નારી રે, એહ દંપતીની બલીહારી રે; શીવ પહોતાં સરવ દુખ વારી. વાહાલો૦ ૨૦॥ જગગુરુ ચીતમાં લાવે રે, અનુભવ રંગે ગુણ ગાવે રે; તે મન વંછીત સુખ પાવે. વાહાલો૦ ૨૧॥ સુરતમાં શંખેસર પાસ રે, પ્રણમ્યા પૂરે મન આશ રે; કહે કૃષ્ણ વિજયનો દાસ. વાહાલો૦ ૨૨॥ પનરે તીથી ગાઇ ઉમંગે રે, રહી વિજય જીણેંદ્ર સૂરી સંગેરે; રંગવિજય ચડતે રંગે. વાહાલો૦ ૨૩॥

## શ્રી નેમિનાથની લાવણી ચોક પહેલો.

॥ શ્રી નેમિ નિરંજન બાલ પણે બ્રહ્મચારી ॥ પ્રભુ મુખ પુનમકો ચંદ, અતુલ બલધારી ॥ એ આંકણી ॥ લિયે બરાબરીકે મિત્ર, અલિ-સુ રસાલા ॥ રસરંગે આવે જદુપતિ આયુધશાલા ॥ કહે મિત્ર સુણો પ્રભુ એ છે શંખ ઉદારા, નહિં ગિરધર પાખેં ઓર બજાવનહારા ॥કરકમલેં લે કર શંખ બજાઓ ભારી પ્રભુ૦॥૧॥ સુણી શંખશબ્દકી ધુની અતિ વિકરાલ, ખલભલિયા શેષને ફણી સમ પાતાલ ॥ ચિત્ત ચમકા મનમેં ભવનપતિકા ઇશ, થરહર થરક્યાં ત્યાં વ્યંતરપતિ બત્રીશ ॥ મૂકી નિ

જઠામ ને નાસંતી સુરનારી ॥ પ્રભુ૦ ॥ ૨ ॥ સાગર ગડયા ગિરિવરને ડુંગર ડોલ્યા મોટા, ત્રોડી બંધનને નાઠા ગજ રથ ઘોડા ॥ ॥ ઉછલિયાં સાયર નીર ચડયાં કલ્લોલે, ભાંગી તરૂવરની ડાલ થયા ડમડોલે ॥ ત્રુટા વંર મોતી હાર, ઝણુકી નારી ॥ પ્રભુ૦॥૩॥ શશી સૂરજ તારા વૈમાનિકના સ્વામી ॥ સહુ કરે પ્રશંસા અહો પ્રભુ અંતરજામી ॥ પ્રભુ ચક્ર ફેરવી, કિયો ધનુષ ટંકારે ॥ ગિરધરની ગદા લેઈ કરમાં નેમ ફેરે ભંકારે ॥ કહે માણક મુનિવર ચિંતા ભઈ મુરારી ॥ પ્રભુ૦ ॥ ૪ ॥

## શ્રી નેમિનાથની લાવણી ચોક વીજો.

॥ ગુણવંતા શ્રી જિનરાય, સભાયેં આવે ॥ પ્રણામ કરિ હરિ હેત ધરી બોલાવે ॥ મન મોહન પ્રાણ આધાર, દરશન મુજ દીજેં ॥ હો બંધવ આપણ બલની, પરીક્ષા કીજેં ॥ તુમેં વાળો અમચો હાથ, વદે ગોપાલા ॥ પ્રભુ હરિનો વાળે હાથ, કમળ જ્યું નાળા ॥ શ્રી નેમતણું બલ દેખી, અચરિજ પાવે પ્રણામ૦ ॥ ૧ ॥ પ્રભુ લંબાવે નિજહાથ, સકલ ગુણખાણી ॥ તિહાં કરે ખરાખર જોર; તે સારંગપાણિ ॥ ન નમે તિલમાત્ર લગાર, ટિકાયો ભારી ॥ જાણે હિંડોળે હિંચતો, હોય ગીરધારી ॥ દેખી બલ અદ્ભુત તેજ ચમકયો આવે ॥ પ્રણામ૦॥૨॥ હરિ બોલે મધુરી વાણી, ભય મન આણી ॥ ભાંખે હલધરને એમ, નેમ બલ જાણી ॥ હો બાંધવ મહારા નેમ, શકતિ અતિ મોટી ॥ મેં દીઠી નજર હજૂર, વાત નહિં ખોટી ॥ એ રાજતણાં તે કાજ, મેં બલા કહાવે ॥ પ્રણામ૦ ॥ ૩ ॥ એ મહાબલિયો બલવંત છે બાલે વેશે ॥ મુઝ રાજ ઊંલાળી એક, પલકમેં લેશે ॥ ઇમ કરતો મન

આલોચ, મહીનો હાણી ॥ ઇણ અવસર બોલે દેવ, ગગનમેં વાણી ॥ કહે માણક પ્રભુ સંયમ, લેશે ભાવેં ॥ પ્રણામ૦ ॥ ૪ ॥

## શ્રી નેમિનાથની લાવણી ચોક ત્રીજો.

॥ હરખ્યો હરિ નિજ ચિત્ત સભામાં આવે, કહે રૂકમણીને નેમ વિવાહ મનાવે ॥ એ આંકણી ॥ અતિ સુંદર બાળા ભરજોબન મદમાતી, દીપે શશીવયણી સહસ બત્રીશ સોહાતી ॥ જી નજીનો ઝાલી હાથ હરિજી લાવે, નિજ મંદિર સુંદર અંતેઉરમેં આવે, બોલે પટરાણી આઠ દેવરને ભાવેં ॥ કહે૦ ॥ ૧ ॥ કોઈ છાંટે અબીલ ગુલાલ કેસરનાં પાણી, કોઈ ઘાલે ગલામાં હાર પુષ્પના આણી ॥ રાધા ને રૂકમણી બોલે મધુરી વાણી, હો દેવર માહારા પરણીજેં એક નારી ॥ તુમ જાદવકુલ શણગાર સમાન સોહાવે ॥ કહે૦ ॥ ૨ ॥ મુખ મચકોડીને પ્રભુનો પાલવ ઝાલે, શામળિયા સુંદરી એક વિના કિમ ચાલે ॥ બહુ મલી કૃષ્ણની નાર વરણવી કેતી, નકરોજી બાલક બુદ્ધ, ઓલંભા દેતી ॥ વનિતાનાં સુણી વચન સુખ મલકાવે ॥ કહે૦ ॥ ૩ ॥ બાળા સહુ બોલી મુખમલપંતુ જાણી, માન્યોજી માન્યો નેમ પરણશે રાણી ॥ શ્રી સમુદ્રવિજયને કૃષ્ણજી એમ કહેતાં, સહુ કરે વિવાહની વાત આપણ નથી લેતા ॥ કહે માણક પ્રભુને પદમણી પરણાવે ॥ કહે૦ ॥ ૪ ॥

## શ્રી નેમિનાથની લાવણી. ચોક ચોથો.

॥ મલ્યો જાદવ કેરો વૃંદ છપન કુલ કોડે, પ્રભુ કરી શણગાર ને નેમ ચઢ્યા વરઘોડે ॥ એ આંકણી ॥ તિહાં ભેરી નફેરી પંચ શબ્દ વજડાવે, મિલી બાલા કોકિલ, કંઠે મંગલ ગાવે ॥

કોઈ હાથી ઘોડે બેઠા રથ સુખપાલેં, પાયક અડતાલીશ કરોડ, તે આગલ ચાલે ॥ મલ્યા દશે દસાર હલધર, હરિજી જોડે ॥ પ્રભુ રી શણગારને, નેમ ચડયા વરઘોડે ॥ ૧ ॥ વાજે તંબાલુ જરી કે નીશાન, બહુ સાજન મહાજન જોર ચલાવે જાન ॥ એમ રતાં પ્રભુજી ઉગ્રસેન ઘેર આવે, દેખી મુખ નાથનું રાજુલ મન સુખ પાવે ॥ તબ કરતે પશુઅ પોકાર લાખો કરોડે ॥ પ્રભુ૦ ॥ ૨ ॥ છોડીને પશુનો વૃંદ રથડો વાલે, ઘર આવી પ્રભુજી દાન સંવત્સરી આલે ॥ સુણી વાતને રાજુલ મૂર્છા ત્વરણી ઢળતી, હે નાથ શું કીધું કોડી વિલાપો કરતી ॥ લઇ સંયમ દંપતી કરમ કઠિનને તોડે ॥ પ્રભુ૦ ॥ ૩ ॥ અબ ઉપનું કેવલજ્ઞાન મુગતિમાં જાવે, પ્રભુ સિદ્ધ બુદ્ધ અજરામર પદવી પાવે ॥ ગુરૂ રૂપ કીરતિ ગુણ ગાને રંગ સવાયા, મેસાણે રહી ચૌમાસ શ્રી જિનગુણ ગાયા ॥ મુનિ માણક લાવણી ગાવે મનને કોડે ॥ પ્રભુ કરી૦ ॥૪॥ઈતિ॥

## अथ श्री सीताजीनी सज्झाय.

જનક સુતા હું નામ ધરાવું, રામ છે અંતરજામી ॥ પાલવ હમારો મેલ ને પાપી, કુળને લાગે છે ખામી ॥ અડશો માં જો, માં જો માં જો માં જો ॥ અ૦ ॥ મહારો નાહુલીયો દુહવાય ॥ ॥ અ૦ ॥ મને સંગ કેનો ન સુહાય ॥ અ૦ ॥ મહારૂં મન માંહેથી અકુળાય ॥ અ૦ ॥ ૧ ॥એ આંકણી ॥ મેરૂ મહીધર ઠામ તજે જો, પત્થર પંકજ ઊગે જો જળધિ મર્યાદા મૂકે, પાંગળો અંબર પૂગે ॥ અ૦ ॥ ૨ ॥ તોપણ તું સાંભળ રાવણ, નિશ્ચય શીળ ન ખંડુ ॥ પ્રાણ હમારા પરલોક જાએ, તોપણ સત્ય ન છંડું ॥ અ૦ ॥ ૩ ॥ કુણ મણિધરના મણિ લેવાને, હેડ ઘાલે હામ ॥ સતી